

આ પુસ્તક જેતપુરના દેશાઈ અનંતપ્રસાદ જયાચંદ સંવત ૧૯૬૩ના શ્રાવણ શુદ ૧૩ને બુધવારે સ્વર્ગવાસ થએલ તેમના સ્મણાર્થે તેમની તિથિની યાદગિરી રાખવા માટે તેમનાં ધર્મપત્નિ બાઈ મણીકુંવર તરફથી છપાવવામાં આવેલ છે અને તેની કીંમત ધર્મના કાર્યમાં વાપરવાની છે.



આ પુસ્તક ધર્મનું હોવાથી ખુલ્લે મોઢે કે દીવાના અજવાળે વાંચવું નહિ.

# અર્પણ પત્રિકા



માતાના ઉપકારો અનેક છે તેનો બદલો બાળકથી કોઈ રીતે વાળી શકાતો નથી. પરંતુ જે જે ધર્મના ઉંચા સંસ્કારો પડે તે માતપિતાના ઉંચા સંસ્કારનેજ આભારી છે. તેવા ઉંચા સંસ્કારો અને જૈન ધર્મના ઉંચા તત્ત્વોમાં મને જો કાંઈ પ્રેરણા થઈ હોય તો તે મારા પૂજ્યપાદ ધર્મનિષ્ઠ અને સરળ સ્વભાવના દયાળુ માતુશ્રી સંતોકબાઇનોજ ઉપકાર છે; અને તેમના આશીર્વાદથી જ મારા હૃદયમાં જૈન ધર્મના ઉચા સંસ્કાર પડેલ છે અને તે અનન્ય ઉપકારની યાદગીરી માટે આ પુસ્તક જે જૈન મુનિ શ્રી આંબાજી સ્વામીએ લખેલ છે અને જે પ્રસિદ્ધ કરવાનું ભાગ્ય મને મળેલ છે તે લઘુ પુસ્તક મારાં માતુશ્રી સંતોક બાઇને અર્પણ કરૂં છું.

વિનંતી,

લઘુ બાળક

—બ્હેન મણીકુંવર હાકેમચંદ.

# સ્તુતિ ચોવીસી.

શ્રી તીર્થરાજ વિમલાચલ નિત્ય વંદો ।
દેખી સદા નયનથી જેમ પૂર્ણ ચંદો ॥
પૂજે મલી સુરવરો નરનાર જેને ।
ધોરી સદા ચરણ લંછન માંહી તેને ॥ ૧ ॥

---

શ્રેયાંસના ઘર વિષે રસ ઇક્ષુ લીધો ।
ભિક્ષા ગ્રહી નિજ પ્રપૌત્ર સુપાત્ર કીધો ॥
માતા પ્રતિ વિનય ભાવ ધરી પ્રભુએ ।
અર્પ્યું અહો પરમ કેવળ શ્રી પ્રભુએ ॥ ૨ ॥

---

દેવાધિદેવ ગજલંછન ચંદ્રકાન્તિ ।
સંસાર સાગર તણી હરનાર ભ્રાન્તિ ॥
એવા જિનેશ્વરતણા યુગપાદ પૂજો ।
દીઠો નહિ જગતમાં તુમ તુલ્ય દૂજો ॥ ૩ ॥

---

જન્મ્યા તણી નગરી ઉત્તમ જે અયોધ્યા ।
ત્રાતા નરેશ પ્રભુના જિનશત્રુ રાજા ॥
દેદીપ્યમાન જનની વિજયા સ્વીકારી ।
સેવો સદા અજિતનાથ ઉમંગકારી ॥ ૪ ॥

---

વાધે ન કેશ શિરમાં નખ રોમ વ્યાધિ ।
પ્રસ્વેદ ગાત્ર નહિ લેશ સદા સમાધિ ॥
છે માંસશોણિત અહો અતિ શ્વેતકારી ।
હે સ્વામિ સંભવ સુસંપદ ગાત્ર તારી ॥ ૫ ॥

---

છે શ્વાસ અંબુજ સુગંધ સદા પ્રમાણે ।
આહારને તુમ નિહાર ન કોઈ જાણે ॥
એ ચાર છે અતિશયો પ્રભુ જન્મ સાથે ।
વંદુ હમેશ અભિનંદન જોડી હાથે ॥ ૬ ॥

---

ભૂમંડલે વિહરતા જિનરાજ જ્યારે ।
કાંટા અધોમુખ થઈ રજ શુદ્ધ ત્યારે ॥
જે એક જોજન સુધી શુભ વાત શુદ્ધિ ।
એવા નમું સુમતિનાથ સદા સુબુદ્ધિ ॥ ૭ ॥

---

વૃષ્ટિ કરે સુરવરો અતિ સૂક્ષ્મ ધારી ।
જાનું પ્રમાણ વિચરે કુસુમો શ્રીકારી ॥
શબ્દો મનોહર સુણી શુભ શ્રોત્રમાંહી ।
શ્રી પદ્મનાથ પ્રભુને પ્રણમું ઉછાંહિ ॥ ૮ ॥

---

સેવા કરે યુગલ યક્ષ સુહંકરોને ।
વીંજે ધરી કર વિષે શુભ ચામરોને ॥
વાણી સુણે સરસ જોયણ એક સારી ।
વંદુ સુપાર્શ્વ પુરૂષોત્તમ પ્રીતિકારી ॥ ૯ ॥

---

જલ્પે જિનેંદ્ર મુખ માગધી અર્ધભાષા ।
દેવો નરો તિરિગણો સમજે સ્વભાષા ॥
આર્યો અનાર્ય સઘળાં જન શાન્તિ પામે ।
ચંદ્ર પ્રભુ ચરણ લંછન ચંદ્ર નામે ॥ ૧૦ ॥

---

વૈરો વિરોધિ સઘળાં જન ત્યાં વિસારે ।
મિથ્યાત્વીઓ વિનય વાક્ય મુખે ઉચારે ॥

વાદી કદી અવિનયી થઈ વાદ માંડે ।
દેખી જિનેશ સુવિધિ જન સર્વ છાંડે ॥ ૧૧ ॥

---

જે દેશમાં વિચરતા જિનરાજ જ્યારે ।
ભીતિ ભયંકર નહિ લવલેશ ત્યારે ॥
ઈતિ ઉપદ્રવ દુકાળ તે દૂર ભાજે ।
નિત્યે કરૂં નમન શિતળનાથ આજે ॥ ૧૨ ॥

---

છાયા કરે તરૂ અશોક સદૈવ સારી ।
વૃક્ષો સુગંધ શુભ શીતળ શ્રેયકારી ॥
પચ્ચીસ જોયણ લગે નહિ આધિ વ્યાધિ ।
શ્રેયાંસનાથ તુમ સેવનથી સમાધિ ॥ ૧૩ ॥

---

સ્વપ્નો ચતુર્દશ લહે જિનરાજ માતા ।
માતંગને વૃષભ સિંહ સુલક્ષ્મી દાતા ॥
નિર્ધૂમ અગ્નિ શુભ છેવટ દેખી તેને ।
શ્રી વાસુપૂજ્ય પ્રભુના શુભ સ્વપ્ન થાને ॥ ૧૪ ॥

---

જે પ્રાતિહાર્ય શુભ આઠ અશોક વૃક્ષે ।
વૃષ્ટિ કરે કુસુમથી સુરનાદ દક્ષે ॥
બે ચામરો શુભ સુખાસ નમસ્કરો તે ।
છે છત્ર હે વિમળનાથ સુદુંદુભી તે ॥ ૧૫ ॥

---

સંસ્થાન છે સમ સદા ચતુરસ્ર તારૂં ।
સંઘેણુ વજ્ર રૂષભાદિ દીપાવનારૂં ॥
અજ્ઞાન ક્રોધ મદ મોહ હર્યા તમોએ ।
એવા અનંત પ્રભુને નમીએ અમોએ ॥ ૧૬ ॥

---

જે કર્મથી પ્રભુ તમેજ મુકાવનારા ।
સંસાર સાગર થકી તમે તારનારા ॥
છો વજ્ર લાંછન તમે શોભાવનારા ।
શ્રી ધર્મનાથ પદ શાશ્વત આપનારા ॥ ૧૭ ॥

---

શ્રી વિશ્વસેન નૃપનંદન દિવ્ય કાન્તિ ।
માતા સુભવ્ય અચિરા તસ પુત્ર શાન્તિ ॥
શ્રી મેઘના ભવ વિષે સુર એક આવી ।
પારેવ સિંચનકનું સ્વરૂપો બતાવી ॥ ૧૮ ॥

---

પારેવને અભય જીવિત દાન આપ્યું ।
પોતાતણું અતિય કોમળ માંસ કાપ્યું ॥
તેવા મહા અભયદાનથી ગર્ભવાસે ।
મારી ઉપદ્રવ ભયંકર સર્વ નાસે ॥ ૧૯ ॥

---

શ્રી તીર્થનાયક થયા વળી ચક્રવર્તી ।
બન્ને લહી પદવીઓ ભવ એક વર્તી ॥
જે સાર્વભૌમ પદ પંચમ ભોગવીને ।
તે સોલમા જિનતણા ચરણે નમીને ॥ ૨૦ ॥

---

ચોરાશી લક્ષ ગજ અશ્વ રથે કરીને ।
છન્નુ કરોડ જન લશ્કર વિસ્તરીને ॥
તેવી છતે અતિ સમૃદ્ધિ તજી ક્ષણીકે ।
શ્રી કુંથુનાથ જિન ચક્રી થયા વિવેકે ॥ ૨૧ ॥

---

રત્નો ચતુર્દશ નિધાન ઉમંગકારી ।
બત્રીશ બદ્ધ નિત નાટક થાય ભારી ॥

પ્રધાન ને સહસ ચોસઠ અંગનાઓ ।
તેવી તજી અર જિનેશ્વર સંપદાઓ ॥ ૨૨ ॥

---

નિત્યે કરે કવલ ક્ષેપન કંઠ સુધી ।
ષટ્ મિત્રને તરણુ કાજ નિપાઈ બુદ્ધિ ॥
ઉદ્યાન મોહન ગૃહે રચી હેમ મૂર્તિ ।
મલ્લિ જિનેશ પડિમા ઉપકાર કર્તી ॥ ૨૩ ॥

---

નિસ્સંગ દાન્ત ભગવંત અનંતજ્ઞાની ।
વિશ્વોપકારી કરૂણાનિધિ આત્મધ્યાની ॥
પંચેંદ્રિયો વશ કરી હણી કર્મ આઠે ।
વંદો જિનેંદ્ર મુનિસુવ્રત તેહ માટે ॥ ૨૪ ॥

---

ઈંદ્રો સુરો નરવરો મળી સર્વ સંગે ।
જન્માભિષેક સમયે અતિ ભક્તિ રંગે ॥
વિદ્યાધરી સુરવરી શુભ શબ્દ રાગે ।
સંગીત નાટક કરે નમિનાથ આગે ॥ ૨૫ ॥

---

રાજીમતી ગુણવતી સતી સૌમ્યકારી ।
જેને તમે તજી થયા મહા બ્રહ્મચારી ॥
પૂર્વે ભવે નવ લગે તુમ સ્નેહ ધારી ।
હે નેમિનાથ ! ભગવંત પરોપકારી ॥ ૨૬ ॥

---

સમ્મેત શૈલ શિખરે પ્રભુ પાર્શ્વ સોહે ।
સંખેશ્વરા અમીઝરા કલિકુંડ મોહે ॥
શ્રી અશ્વસેન કુલ દીપક માત વામા ।
નિત્યે અચિંત્ય મહિમા પ્રભુ પાર્શ્વનામા ॥ ૨૭ ॥

---

સિદ્ધાર્થ રાય ત્રિશલા સુત નિત્ય વંદો ।
આનંદકારક સદા ચરણારવિંદો ॥
જે શાસનેશ્વર તણો ઉપકાર પામી ।
પૂજું પ્રભુ ચરણ શ્રી મહાવીર સ્વામી ॥ ૨૮ ॥

---

## હિન્દના રાજા મહારાજાઓને અનુકરણ કરવા યોગ્ય બીના.



આજથી પાંત્રીશ વર્ષ પૂર્વે ગોંડલના નેક નામદાર મહારાજા સર ભગવતસિંહજી સાહેબ બહાદુરે પોતાના રાજ્યમાં થતો ગૌવધ બંધ કરાવી સદાને માટે ગાયોને જીવિતદાન દીધાં; તેની ખુશાલીમાં અત્રે શ્રી પોરબંદરમાં બિરાજતા મહારાજ શ્રી આંબાજી સ્વામીએ નીચેનું લખાણ સચિત્ર તક્તામાં દાખલ કરી તે નામદાર હજુરશ્રીને ભેટ મોકલ્યું તેની નકલ.

---

### ગોંડલના નેક નામદાર હજુરશ્રીને ગાયોના આશીર્વાદ.

(રાગ—ગઝલ)

હજારો હિન્દુ ને મુસ્લીમ, અમારા દુધથી તાજા;
નિરોગી કાય કરનારૂં, કદર કીધી તમે રાજા.
હજારો હિન્દુ ને મુસ્લીમ. એ—ટેક. ॥ ૧ ॥
હકીમો ને વૈદ જે મોટા, પય ગાયનું પીવું;
તનુ તાજા બને તેથી, કદર કીધી તમે રાજા.—હજારો. ॥ ૨ ॥

દધી દુધને ઘૃત જે ખ્યારૂં, ખરે ખાતાં મળે શક્તિ;
તાગડધિન્ના થાય તેથી, કદર કીધી તમે રાજા.–હજારો. ॥ ૩ ॥

હજારો ગાયના પુત્રો, ખેડે છે હિન્દની ભૂમિ;
બધાના જીવનને માટે, કદર કીધી તમે રાજા.–હજારો. ॥ ૪ ॥

ચમકતી છુરીઓ મારી, અમારા જીવનને લૂંટે;
બચાવી તે કસાયોથી, જીવાડી છે તમે રાજા.–હજારો. ॥ ૫ ॥

ખાસ લખવાનું કે ગાયો એ જગતના બંધારણમાં મુખ્ય પાયા રૂપ છે, જે હિન્દુ મુસ્લીમ એ બંનેને એક સરખીજ ઉપકારીણી છે. બચપણુમાં ઘણાં બાળકો ગાયના દુધથી બચ્યાં છે. જે ગાયોનાં દુધ, દહીં અને ઘૃત જેવા પૌષ્ટિક પદાર્થોથી માનવ શરીર સતેજ બની રહ્યાં છે. ઉપરાંત તેના વાછરડાં બેલરૂપ બની અબજો ટનથી અધિક અનાજ નીપજાવી આપે છે, જેને લઇને પ્રજા તેમજ રાજા પાદશાહો પણુ લીલા પીળા થઈ અમલચેન કરી રહ્યા છે; એક જન્મ દેનારી માય અને બીજી જગતમાં ગાય એ બંનેનો ઉપકાર તો કદી પણુ ભૂલવા જેવો નથી, જે ગાયો ઘાસના તરણાં મુખમાં લઈ પોતે જીવે છે અને જગતને પણુ જીવાડે છે માટે તેવી ગરીબ ગાયોની રહેમ રાખવી એ રાજેશ્રીઓનો સનાતન ધર્મ છે. એક ગૌરક્ષા ગ્રંથકારે લખેલું છે કે, એક લાખ ગાયોની વીશ વર્ષની પેદાશ એકઠી કરતાં વીશ ખર્વ પંચોતેર અબજ બાણું કરોડ પચાશ લાખ રૂપીયાની થાય છે. એવી જબરજસ્ત જીવન-દોરીરૂપ ગાયો કસાયોથી કમોતે મરે છે એ શું દયા ઉપજાવનાર નથી? પશુઓને પણુ દુઃખ વખતે દિલગીરીનાં આંસુ પડે છે એમ એક હર્બર્ટ બચેનન નામના અંગ્રેજે લખેલું છે, તેમજ એક વખત વાંદરા મુંબઈ કસાયખાનાનો

એક અંગ્રેજ ઉપરીપણે હતો ત્યાં કતલખાનાનો દરવાજામાં એક ગાયને તેના વાછરડાથી વીખુટી પડાવી કસાય વધ-સ્થાનમાં લઇ જતો હતો; કઠણ હૃદયને પણ દયા ઉપજાવનાર આ બનાવ પેલા અંગ્રેજે જોયો તો ગાય વારંવાર ડોકીયાં કરી વાછરડાં તરફ જોયા કરતી હતી.

સોરઠા

નીરખી લઉં આ વાર, વ્હાલા વાછરડા તને;
દિલ દુઃખનો નહિ પાર, પડયા વિયોગો આપણે. ૧.
જુલ્મી જનના માર, મારે નસીબે સાંપડયા;
તારે પ્રભુ આધાર, રહ્યો ધરા પર એકલો. ૨.

આ બનાવથી તે અંગ્રેજને ભારે દયા ઉત્પન્ન થઈ જેથી ગાયને છોડાવી તેના વત્સ ભેગી કરી જીવિતદાન આપ્યું; ત્યારથી એ જુલ્મી નોકરીનો ત્યાગ કરી તે અંગ્રેજ ચાલ્યો ગયો. તો એવી અનેક ગાયોને કસાયો ક્રૂર રીતે કાપી નાખે છે તેવા જુલ્મી દુઃખોથી ગાયોને બચાવી લેવા આપ નામદારશ્રી મહાન ભાગ્યશાળી બન્યા છો જેથી જગત જનોનાં હૃદય આપ નામદારશ્રીને માટે ફીદા છે.

લી० શુભેચ્છક,
**જૈન મુનિ આંબાજી સ્વામી**
સ્થળ–પોરબંદર સાં. ૧૯૮૮નો જેઠ માસ.

એ મહારાજશ્રીનું લખાણ વાંચ્યું તે સાલ ના. હજુરશ્રીએ ગાયો વિગેરેને ઘાસ ખવાડવામાં આશરે રૂપીયા પોણો લાખ જેટલી રકમનો સદવ્યય કર્યો. ત્યારબાદ પોતાની સુવર્ણ-તુલાવિધી ઉજવી તે પ્રસંગે કરેલો ઠરાવ:—

કલમ ૧૪ મી—ઢોરોના નિભાવ માટે સને ૧૯૩૫માં જરૂરીયાત મુજબ રૂા. ૫૦,૦૦૦ અંકે પચાસ હજાર સુધી ખર્ચવા. તા. ૧૩–૧૨–૩૪ ગોંડલ.

ઉપરની બીના જાણી સર્વ કોઇએ ગૌરક્ષણ કરવા ચુકવું નહિ તેમાં પણ ગૌબ્રાહ્મણ પ્રતિપાળનો ઈલ્કાબ ધારણ કરનાર દરેક રાજેશ્રીઓને હું વિનવું છું કે આપ સાહેબો વલાયતની (યુરોપની) મુસાફરીઓ કરવામાં તેમજ મોજ-શોખની ખાતર લાખો રૂપીયાની રકમો છૂટથી ખર્ચો છો તેમાંથી માત્ર સેંકડે દશ ટકા જેટલી રકમનો બચાવ કરી ભૂખમરાથી રીબાતી જગત ઉદ્ધારીણી એવી ગાય માતાઓનું પાલન કરવામાં આવે તો ખરેખર રાજ્યની આબાદી થવા ઉપરાંત આપ નામદાર સાહેબો મહાન પુણ્યના ભોક્તા બનશો એવી નમ્ર અરજ કરી વિરમું છું.

લી૦

વિપ્ર દામજી વશરામ

સાં. ૧૯૯૧નો જેઠ માસ, સ્થળ–પોરબંદર.

તા. ૨૭–૬–૩૫



# અથ શ્રી સંથારો.

સરસત સ્વામીને વિનવું ને સીદ્ધજીને કરૂં પ્રણામ;
સંથારો વીધ ગાઇશું ને પામીશ ઉત્તમ ઠામ. ૧.

સંથારો ઉત્તમ કરે ને ધન્ય એનો અવતાર;
જન્મ મરણ અલગ કરે ને રોગ સોગ જો જાય. ૨.

દેવતાના વૃંદમાં શક્ર ઈંદ્ર શોભે તો, પરવતમાં જેમ મેરૂ;
નાગ કુળે ધરણીધર દીપે તો યુદ્ધમાં વાસુદેવ. ૩.

હસ્તીમાં ઐરાવત દીપે તો સભા સુધરમા સારી;
વનમાં નંદન વન દીપે તો મંત્રમાં નવકાર. ૪.

એવો સંથારો અનોપમ જાણો તો કીધો મેઘકુમારે;
ચારે અનસન સિદ્ધગતિ પહોંચ્યા તો મંધકવેલ કુમાર. ૫.

અભયકુમાર સહીત મુગતી પામ્યા તો આયુષ્ય શ્રેણુવિધ જાણી;
પુરણ શેઠ પુરી ગતી પામ્યા તો સંથારો વીધ ગાઈ. ૬.

એવો સંથારો જેહને આવે તો ઈંદ્ર પ્રસંશે તેહ;
જન્મ મરણ અળગા કરે તો મુગતી વધુ વરે તેહ. ૭.

પ્રથમ જોઇ ઇરીઆવહી તણો ઉચાર,
પછે સિદ્ધજીને નમોથ્થુણું કીજીએ સાર.
પેહેલું નમોથ્થુણું અરિહંત દેવા,
પછી માવદેવ વાશીની કીજીએ સેવા.
ત્રીજું નમોથ્થુણું ધર્મ આચાર્યજીને કીજે,
પછી માનવભવ જેમ સફલ કીજીયે.

પાંચમે પરિગ્રહનું પરમાણુ ભાવેરે,
માતપિતા પુત્ર કલપીને જેહ ખમાવે.
છઠે ને બારે વ્રત અંગે ધરી જે,
સાતમે આરે ત્રણ ચારનું નરંત કીજીયે.
આઠમે સાધુ સાધવીને ખમાવેરે,
નવમે બ્રહ્મચર્ય પાળે જે.
કુળ અજવાળે દશમે કરમના મોહને ટાળે,
અગીયારમે વેપાર સર્વે વોસરાવેરે.
તો તમે દુરગતીમાં ફરી ન આવો
બારમે લીલ વરણીનો ત્યાગ કીજીયેરે,
તો તમે દુરગતી બારણાં દીજીયેરેરે.
તેરમે અઢાર પાપસ્થાનક છાંડોરે,
તો તમે મુગતી જઇને વાસો માંડોરે.
ચોદમે પૂર્વના અધિકર્ણ છેદોરે,
તો તમે મુક્તિતણા સુખ વેદોરે.
પંદરમે મોહ મિથ્યાત સર્વે છાંડો,
તો તમે મુગતે જઇને વાસો માંડોરે.
એમ જાણીયે સદગત સુણીયે પરહરીએ ચારે આહાર,
જાણેજી પોઈંદ્રીયજીયો જેમ પામો ભવનો પાર.

(સંથારો સંપૂર્ણ.)



# શ્રી વીર પ્રભુનું ઝળહળતું જીવનચરિત્ર



ગોંડલ સંપ્રદાયમાં પ્રસિદ્ધિ પામેલા મહારાજ શ્રી દેવસી સ્વામી તેમના શિષ્ય આંબાજી સ્વામીએ ૧ વીરભાણુ ઉદય-ભાણુનો રાસ, ૨ નમિરાજાનો રાસ, ૩ ગુણસુંદરીનો રાસ, ૪ ગુણશ્રીનો રાસ, ૫ રત્નપ્રભા કનક શ્રી ચરિત્ર, ૬ મહાવીર પછીના મહાપુરૂષો, ૭ તથા સંસ્કૃત શબ્દકોષ એ પુસ્તકો રચી જૈનશાસનની સેવા બજાવવા સારો પ્રયાસ કરેલો છે. બધા ઉપરાંત તેઓશ્રીએ હાલમાં મહાવીર સ્વામીનું જીવનચરિત્ર સંગીતમાં રાસ રૂપે રચી તૈયાર કરેલું છે, જે ચરિત્રની રચના વૈરાગ્ય રસથી ભરપુર છે; જેથી સુકંઠી ઉપદેશકો તે દ્વારાએ લાખો આત્માઓનો ઉદ્ધાર કરી શકશે એમ મારૂં નિઃસંશય માનવું છે. કારણ કે સંગીતમાં રચેલું ચરિત્ર જૈન સમાજના હૃદયમાં ઘણી અસરકારક છાપ પાડે છે. “મહાત્મા શ્રી ગાંધીજીએ પણ નીચે મુજબ જણાવેલું છે, સંગીતની અસર વીજળી જેવી છે, ગાન એટલે સુરીલી અવસ્થા–એ તત્કાળ મુલાયમી અને નરમાશ આણે છે. સંગીતમાં સાંભળેલા શબ્દો જીવન પર્યંત ભૂલાતા નથી.” શ્રી મહાવીર પ્રભુ મોક્ષ

સિધાવ્યાને આજે અઢી હજાર વર્ષ જેટલો દીર્ઘકાળ પસાર થયો પરંતુ તેમનું સાંગોપાંગ વૃતાંત કોઇએ પદ્યમાં રચેલું જણાતું નથી; તે ખામી પુરી પાડવાને મહારાજશ્રીએ સતત પ્રયાસે ત્રણ હજાર શ્લોકથી અધિક પદ્ય રચના કરી પ્રભુજીનો રાસ તૈયાર કરેલો છે. જેમાં સિદ્ધાંતનું રહસ્ય ઠેક ઠેકાણે ગુંથેલું છે. એમ મહારાજશ્રીના પ્રયાસથી અનેક આત્માઓનું કલ્યાણ થાઓ એવી પ્રભુ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે. આ રાસ વ્યાખ્યાનમાં સિદ્ધાંતની સાથે વાંચી શ્રોતાઓને બહોળા પ્રમાણમાં લાભ આપશો, જેથી કર્તાનો પ્રયાસ સફળ ગણાશે.

સ્થળ — લી૦ સેવક,

પોરબંદર. — ભટ જયંતીલાલ ગીરજાશંકર

તા. ૩-૪-૩૩ સંવત ૧૯૮૯નો ચૈત્ર માસ.

---

તા. ક.—આ રાસ પ્રભુ પ્રત્યે ઉત્કૃષ્ટો રસ ઉત્પન્ન કરાવનાર હોવાથી કેટલાક ભવ્ય શ્રોતાઓ તીર્થંકર ગોત્ર ઉપાર્જન જેવો મહાન લાભ મેળવી શકશે.

લી૦ એક અનુભવી જૈન, સ્થળ પોરબંદર.

॥ શ્રીમહાવીરાય નમઃ ॥

# શ્રીમહાવીર પ્રભુનું આખ્યાન

અથવા

# રાસ

---

## અથ શ્રીમહાવીર જયન્તિ

(રાગ ગઝલ)

હજારો સુરેન્દ્રો, નમ્યા છે વીરને ચરણે;
નવાડ્યા વાણીને ઝરણે, જયન્તિ તે પ્રભુની છે.
હજારો સુરેન્દ્રો...૧
ચૈત્ર શુદી તેરશે જન્મ્યા, કૃપાસિંધુ વીરસ્વામી;
પ્રભા પાડી ત્રણે લોકે, જયન્તિ તે પ્રભુની છે. હજારો ૨
પ્રભુજીના જન્મ વખતે, ઉત્સવ કીધો સર્વ ઇંદ્રે;
ખુશાલીની નદી સ્વામી, જયન્તિ તે પ્રભુની છે. હજારો ૩
યુવાવયમાં વૃતોધારી, પ્રભુ ચાલ્યા ઉગ્ર પંથે;
પ્રતિ બોધ્યો ચંડકોશી, જયન્તી તે પ્રભુની છે. હજારો ૪
પરિ સટાના સદી વૃંદો, કર્મની લેખડા તોડી,
થયા જ્ઞાની વીરસ્વામી, જયન્તિ તે પ્રભુની છે. હજારો ૫
વિમાનો લઇ સ્વર્ગના ભુપ, પ્રભુ પાસે તુર્ત આવ્યા;
સુણાવી ત્યાં સુધાવાણી, જયન્તિ તે પ્રભુની છે. હજારો ૬

ગૌતમાદિ યજ્ઞને છોડી, ચુમાલીસો વિપ્ર આવ્યા;
બનાવ્યા જૈનના જોગી, જયન્તિ તે પ્રભુની છે. હજારો ૭
રાજકન્યા ચંદના હાથે, છમાસી પારણું વ્હોર્યું;
હજારોને લીધા તારી, જયન્તિ તે પ્રભુની છે. હજારો ૮
કહે આંબાજી વીર જન્મ, ઝલકતા સૂર્યના જેવો;
વધાવી લ્યો હૃદય રંગે, જયન્તી તે પ્રભુની છે. હજારો ૯

## શ્રીમહાવીર સ્વામીનો રાસ

(મંગલાચરણ દોહરા)

પ્રથમ નમુ અરિહંતને, બીજા સિદ્ધ ભગવંત;
દુઃખ દરિયા ઉલંઘીને, પામ્યા સુખ અનંત. ॥ ૧ ॥
આચાર્યો આદે કરી, નમું પરમેષ્ઠિદેવ;
માગું હુંતો તેહના, ચરણ કમલની સેવ. ॥ ૨ ॥
દિવ્ય જીવન મહાવીરનું, જગમગ જ્યોતિ રૂપ;
સુરાસુરો વિસ્મય થયા, જાણી ભવ્ય સ્વરૂપ. ॥ ૩ ॥
ચૌદ બ્રહ્માંડની સંપદા એથી પણ અનંત;
કેવલ લક્ષ્મી પામ્ય એવા વીર ભગવંત. ॥ ૪ ॥
માતા તેમજ તાતને, જે જિન તારણહાર;
એવા શ્રીમહાવીરને, વંદુ કોટીવાર. ॥ ૫ ॥
ઇંદ્ર ભૂતિ આદેકરી, સાધુ ચૌદ હજાર;
ચંદન બાલાદી સાધવી, તારી છત્રીશ હજાર ॥ ૬ ॥
લાખો ને ક્રોડો ગમે, સુણો ભલે ચરિત્ર;
વીર ચરિત્ર સુણ્યા થકી, થાશો પરમ પવિત્ર ॥ ૭ ॥

એનું ચરિત્ર આલેખવા, કલમ કરે નહિ કામ;
અલ્પ મતિ છે માહરી, છતાં ધરું છું હામ ॥ ૮ ॥

ત્રણ ભુવનનો સાહેબો, ત્રિશલા દેવીનંદ;
ઈંદ્ર સરિખા ચરણમાં, નમ્યા મુનિવર વૃંદ. ॥ ૯ ॥

જે ભેટ્યા ભવદુઃખ ટળે, વર્તે જયજયકાર;
એવા શ્રીમહાવીરનો, રાસ રચું ધરી પ્યાર. ॥ ૧૦ ॥

શ્રોતાનું ચિત્ત થાયજો, વૈરાગે તરબોલ;
તો તે રાસજ જાણજો, નહિતર કાગારોલ. ॥ ૧૧ ॥

રાસ પ્રભુનો રસ ભર્યો, સુણશે જે નરનાર;
ભવ ભાવઠ તેની જશે, સફલ જન્મ થાનાર. ॥ ૧૨ ॥

આગમ તણા આધારથી, પદ્યે કરું વિસ્તાર;
જિન વર એ અરિહંતના, ગુણ હું તો ગાનાર. ॥ ૧૩ ॥

ગુણ ગાતાં જિન રાજના, ખપે કર્મની ક્રોડ;
ઉતકૃષ્ટો રસ આવતાં, થાય પ્રભુની જોડ. ॥ ૧૪ ॥

વૈરાગનાં ઝરણાં ઝરે, સુણતાં વીરનો રાસ;
દોહન છે સિદ્ધાંતનું, શ્રોતા સુણજો ખાસ. ॥ ૧૫ ॥

પ્રાણત કલ્પે પામીયા, દિવ્ય દેવનાં સુખ;
ત્યાંથી ચવીને ઉપન્યા, દેવાનંદા કુખ. ॥ ૧૬ ॥

સાડી બ્યાસી દિન તણી, ચાલી રહી છે રાત;
આસન કંપ્યુ ઈંદ્રનું, બની અનાહુત વાત. ॥ ૧૭ ॥

અવધિથી અવલોકતાં, પ્રથમ સ્વર્ગના રાય,
હા હા કરી કહે ઈંદ્રજી, લોક સ્થિતિ લોપાય. ॥ ૧૮ ॥

હરણ ગમેષી દેવને, તેડાવી કહે ત્યાંય;
ચરમ જિનેશર ઉપન્યા, ભિક્ષુ વંશની માંહી. ॥ ૧૯ ॥

## ઢાળ પહેલી

(રાગ મુનિવર શોધે ઇરજા)

અરિહંત ચક્રી કેશવો, બલ દેવો હલધાર;
ઉત્તમ પુરુષ એ ચારનો, શ્રેષ્ટ કુલે અવતાર ॥ ૧ ॥

સિંહ સરિખા પુરુષો, અંત કુલે ના હોય,
જન્મ ધરે રાજ કુલમાં, રીત અનાદિ જોય. ॥ ૨ ॥

તેમ છતાં વિપ્ર વંશમાં, ઉપન્યા છે જિનરાય;
વાત અછેરા ભૂતને, વિશાદ મુજમન થાય. ॥ ૩ ॥

છે જંબુદ્વિપે ભરતમાં, ક્ષત્રીકુંડ એ નામ;
રાણી સિધ્ધાર્થ નૃપની, ત્રિશલા જીતે ધામ ॥ ૪ ॥

તાસ કુખે કન્યા ઉપની, ગર્ભ હરો તે આજ;
મહાણ કુંડ એ પુરમાં, રુષભદત્તદ્વિજરાજ. ॥ ૫ ॥

છે વનિતા તે વિપ્રની, દેવાનંદા નામ;
તાસ કુખે ઠવવાતણું, કરો ખંતથી કામ. ॥ ૬ ॥

ગર્ભ શ્રીઅરિહંતનો, ત્યાંથી ગ્રહી તત્કાલ;
ત્રિશલા કુખે સ્થાપજો, કરી ઘણી સંભાલ. ॥ ૭ ॥

હુકમ સુણી સુર રાયનો, હરણુ ગમેષી દેવ;
ત્વરીત ગતે તે સંચર્યો, કરવા પ્રભુની સેવ. ॥ ૮ ॥

વિકુયરૂપ કરતોથકો, કાપ્યો દીર્ઘજપંથ;
દેવાનંદા નિકટમાં, આવ્યો ધરીને ખંત. ॥ ૯ ॥

ભરનિદ્રામાં પોઢીયાં, માતાજી મતિવંત;
તાસકુખે અરિહંતજી, મહિમાવંત અનંત. ॥ ૧૦ ॥

નમન કરે સુર તેહને, જોડી યુગ્મજ હાથ;
મુજ અપરાધ ખમજો સહી, ત્રણ ભુવનના નાથ. ॥ ૧૧ ॥

ઈંદ્ર હુકમ શિરપર ધરી, ગર્ભ સાહરૂં આજ;
એમ કહીને સુર વરે, કીધું ચિંતિત કાજ. ॥ ૧૨ ॥
પાછો દેવ તે સંચરી, આવ્યો શચીપતિ પાસ;
પ્રભુ સ્થિતિ કહી ઈંદ્રને, અંતરધરી ઉલ્લાસ. ॥ ૧૩ ॥
ભલું કામ કીધું તમે, કહે સ્વર્ગનો રાય;
પ્રથમ ઢાળ આંબાજીએ, રચી પોરની માંહી. ॥ ૧૪ ॥

---

## દોહરા

ત્રિનાણી ત્રિજગધણી, ગયા ત્રિશલા કુખ;
વૃદ્ધિ પ્રતિદિન પામતાં, મલતાં મંગલ સુખ. ॥ ૧ ॥
તેની વાત તો ત્યાં રહી, પદ્યે રચું પ્રબંધ;
રૂષભદત્ત વિપ્રજ તણી, કહું કથાનો બંધ. ॥ ૨ ॥
વિશાલ કુલ છે જેહનું, સ્નેહી તણા છે વૃંદ;
વસવા છે ભુવનો ઘણાં, જોતાં જન આનંદ. ॥ ૩ ॥
અજબ જરૂખા માલીયાં, જાળી વિવિધ પ્રકાર;
જુગતી જોવા જોગ છે, છે શોભાનો સાર. ॥ ૪ ॥
અંતઃપુર દીપાવતી, દેવાનંદા નાર;
દાસી અંઢારે દેશની, સેવ સદા કરનાર. ॥ ૫ ॥
૧ચિલાતિ ૨તેમજવામણી, ૩વડભી જાત વિશેષ;
૪ખારૂગણી ૫કાચોનિકા, શોભે સુંદર વેષ. ॥ ૬ ॥
૬પન્હે વિતાને ૭લાસીકા, ૮ખબરી ૯સબરી નામ;
૧૦દ્રમિલી ૧૧અરબી ૧૨લઉસીયા, કરે ચિંતવ્યાં કામ. ॥ ૭ ॥

પુક્કલી[૧૩] પુલંદી[૧૪] સિંહલી,[૧૫] બહલી[૧૬] મુરંડી[૧૭] જાત;
સેવામાં રહી પારસી,[૧૮] કરે વિનોદી વાત. ॥ ૮ ॥

દીપે દાસી વૃંદથી, જગત પ્રભુની માય;
છીંક બગાસું આવતાં, ખમા ખમા બહુ થાય. ॥ ૯ ॥

પ્હેરે ભૂષણ નવનવા, ઉઢે આછાં ચીર;
દરિયા સમ જેહનું, કરૂણા ગુણ ગંભીર. ॥ ૧૦ ॥

અંગો પાંગ છે ફુટડાં, નમણાં જેનાં નેણ;
પુન્યે પ્રભુતા પામીયા, લોપે નહિકો કેણ. ॥ ૧૧ ॥

જે માતાની કુખમાં, રહ્યા હતા અરિહંત;
તે માતાની સાહેબી, કહેવી શું અત્યંત. ॥ ૧૨ ॥

પ્રબલ પુન્ય છે વિપ્રના, ઉગ્યો સુખનો સુર;
અનુચરના વૃંદો ઘણા, રહે છે નિજ હજુર. ॥ ૧૩ ॥

ચાર વેદના ભેદનો, વિપ્ર પામ્યો છે પાર;
છતાં ધર્મ જીન રાજનો, આરાધે નર નાર. ॥ ૧૪ ॥

પારશ પારશ સારિખા, ત્રેવિશમાં ભગવંત;
તે જીનવરના ધર્મમાં, છે તે શ્રદ્ધાવંત. ॥ ૧૫ ॥

પ્રતીક્રમણ પ્રીતે કરે, નવે તત્વના જાણ;
જ્ઞાનવંત અરિહંતને, ગણે જગતના ભાણ. ॥ ૧૬ ॥

દાન દયાના ગુણથી, બાંધે પુન્યના થોક;
ઘણું જીવો જગ દંપતી, કહે જગતના લોક. ॥ ૧૭ ॥

દેવાનંદા કુક્ષી વિષે, હતા જદા જીન રાય;
ચૌદ સ્વપ્ન લાધાં હતાં, દંપતી હર્ષ ન માય. ॥ ૧૮ ॥

ચૌદ સ્વપ્ન પ્રભાવથી, થાશે પુત્ર પ્રધાન;
એજ નિશાની પુન્યની, પદ પદ હોય નિધાન. ॥ ૧૯ ॥

હરતી ફરતી બોલતી, નિજ પ્રીયતમની પાસ;
મે થકી મોટા થશું, પુત્ર જન્મતાં ખાસ. ॥ ૨૦ ॥
એ આશા અંતર ધરી, વ્યતિ ક્રમે છે કાલ;
કરતી જત્ના ગર્ભની, રાખી બહુ સંભાલ. ॥ ૨૧ ॥
રિદ્ધિસિદ્ધિ સંપદા, દાસ દાસી છે ઘેર;
સ્વામી ખામી કો નહિ, કરતાં લીલાલહેર. ॥ ૨૨ ॥
દેવાનંદા દીલ ખીલતું, વિકસે જેમ કુમુદ;
સુખ ભર રહેતી સુંદરી, દિનદિન અધિક વિનોદ. ॥ ૨૩ ॥
કાલ ક્ષેપ કરતાં થકાં, માસ સવા નવ જાય;
શુભ વેળાને શુભ ઘડી, પ્રસવ પુત્રીનો થાય. ॥ ૨૪ ॥
પ્રસવતણા દુઃખો થકી, વિમુક્ત થઇ જણ બાઈ;
કહે સંબોધી દાસીને, પુત્ર રત્ન છે ક્યાંય. ॥ ૨૫ ॥
ધીરજધરી દાસી કહે, દુધ નહિ છે છાસ;
કર્મે વાવ્યા કોદરા, ક્યાંથી ફલશે આશ. ॥ ૨૬ ॥
જેવાં વૃક્ષો વાવશે, તેવાં ફલ તે ખાય;
વાવે બાવળ બોરડી, કેરી ક્યાંથી થાય. ॥ ૨૭ ॥
પ્રબલ પુન્ય જેનાં હશે, તે ઘર જન્મે સુત;
નાણી વાત જાણી કહું, કર્મગતિ અદભૂત. ॥ ૨૮ ॥

## ઢાળ બીજી

(રાગ અરણિક મુનિવર.)

આમણ દુમણી રે થઈ તે બ્રાહ્મણી, દીલે અતિ દુહવાયજી;
કરમ કરતાં રે જીવ શંકે નહિ, ભોગવતા દુખઃદાયજી.
આમણ દુમણી રે થઈ તે બ્રાહ્મણી એ ટેક ॥ ૧ ॥

મેરૂ સરીખી રે આશા બાઈની, થઈ તે સરસવ રૂપજી;
આનંદ સ્થાને રે ઓછું આવીયું, જાણો કર્મ સ્વરૂપજી.
આમણુ ॥ ૨ ॥

રત્ન સરીખો રે પુત્ર જેહનો, ગયો ત્રિશલા કુંખજી.
મનોરથ માળા રે ત્રુટી તે ક્ષણે, ફલીયા દુખઃનાં રૂખજી.
આમણુ ॥ ૩ ॥

ચિરકાલ પૂર્વે રે એક કોઈ પુરમાં, રહેતા હતા બે ભ્રાતજી;
બન્ને બંધવની રે એક એક ભામની, સ્નેહે નહિ વ્યાઘાતજી.
આમણુ ॥ ૪ ॥

લઘુ બંધવની રે નારી તે જાણીયે, ત્રિશલા દેવીનો જીવજી;
સરલ સ્વભાવી રે ભદ્રિક ભામની, જે ઉપશાંત સદૈવજી.
આમણુ ॥ ૫ ॥

પિયર ઘરથી રે પામી સુંદરી, મૂલ્યવંતા શણગારજી;
શુભ પ્રસંગે રે ભૂષણુ પહેરતી, રત્ન જડ્યા બહુ સારજી.
આમણુ ॥ ૬ ॥

મન લલચાયું રે જેઠાણી તેહનું, લોભ બુરો સંસારજી;
અવસર જોતી રે રહે છે કામની, દ્વેષ દીલે ધરનારજી.
આમણુ ॥ ૭ ॥

સમય વિમાસી રે એકદા તેણીએ, હર્યો રત્ન કરંડજી;
જઈ છુપાવ્યો રે નિજ સ્થાનકે, કરી હૃદય નિષ્ઠૂરજી.
આમણુ ॥ ૮ ॥

જોતાં દેરાણી રે અંગ આભૂષણો, હરણુ થયાં નિરધારજી;
શોધ કરતાં રે કયાંઇ નામળે, શોચ કરે તે નારજી.
આમણુ ॥ ૯ ॥

હા હતભાગી રે હું છું ભામની, ખોયા ખરે શણુગારજી;
દેઈ દિલાસો રે હિમત આપતો, સતિ પતિ તે વારજી.
આમણ ॥ ૧૦ ॥

સંતાપ તજીયે રે શાણી સુંદરી, ગયો વપુનો મેલજી;
ઓછા પુન્યના રે ફૂલ એ જાણીયે, પૂર્વે પાપ કરેલજી.
આમણ ॥ ૧૧ ॥

લેનાર ઘરેણાં રે જો આપે નહિ, તો પરભવે દેનારજી;
એમ બહુ વિધે રે દીલાસો આપતો, પ્રતિદિને ભરથારજી.
આમણ ॥ ૧૨ ॥

મનમોહ દશાથી રે સ્થિર થાવે નહિ, કરે ખળાપો ખાયજી;
અશ્રુ વરસાવી રે ઉર ભીંજાવતી, ચેન પડે નહિ ક્યાંયજી.
આમણ ॥ ૧૩ ॥

એના દીલના રે દુઃખ એ જાણતી, બીજા જાણે જિનરાયજી;
થઈ દીનવદની રે બાલા આખરે, અન્ન પુરું ના ખાયજી.
આમણ ॥ ૧૪ ॥

એજ ચિંતામાં રે ભોળી ભામની, કરી ગઈ તે કાલજી;
દયા ન ઉપજી રે લોભ પ્રભાવથી, બની જેઠાણી બાલજી.
આમણ ॥ ૧૫ ॥

ભુષણ હરેલાં રે ગુપ્ત તે રાખતી, નિરખે વારંવારજી;
એકદા ઓચિંતો રે પિયુ ઘર આવીયો, દેખ્યા તે શણુગારજી.
આમણ ॥ ૧૬ ॥

ફિટકાર દેતો રે કહે નિજનારને, કીધો છે કાળો કેરજી;
લઘુ બંધવની રે નારી તેહનું, જીવન કીધું તેં ઝેરજી.
આમણ ॥ ૧૭ ॥

મરતાં સુધી રે તું માની નહિ, કર્મ કીધું તે ઘોરજી;
શું કહું તુજને રે ઝાઝું પાપણી, બની ખરે ઘર ચોરજી.
આમણ ॥ ૧૮ ॥

ઉપાલંભ દીધા રે અતિ આકરા, કર્મ નડ્યા દુઃખકારજી;
મરણ શરણે રે થઈ તે માનની, દુર્ગતિ અવતારજી.
આમણ ॥ ૧૯ ॥

ચાર ગતિમાં રે સહતાં દુઃખડાં, પૂર્વ કર્મ ઘસાયજી;
કર્મ સંયોગે રે જેઠાણી જીવતે, દેવાનંદા તે થાયજી.
આમણ ॥ ૨૦ ॥

હતી દેરાણી રે પૂર્વ ભવતણી, તે જીવ ત્રિશલા થાયજી;
રત્ન હરેલાં રે દેરાણી તેહના, કર્મ ઉદય તે આયજી.
આમણ ॥ ૨૧ ॥

ત્રણ ભુવનમાં રે ઉપમાં ન જેહની, એ પુત્ર રત્ન લુંટાયજી,
કર્મ કરતાં રે જીવ જુવે નહિ, પછી ઘણું પસ્તાયજી.
આમણ ॥ ૨૨ ॥

નિષ્ફલ ન જાણો રે સ્વપ્ના ચૌદને, ફલ તેના સુખ દાયજી;
પુત્રને બદલે રે તેણી બાઈને, મોક્ષ સમીપે થાયજી.
આમણ ॥ ૨૩ ॥

ઉચ્ચરે આંબાજી રે બીજી ઢાળમાં, દેવાનંદા અધિકારજી;
કર્મની રચના રે એવી જાણીયે, અંતે નડે નિરધારજી.
આમણ ॥ ૨૪ ॥

## દોહરા

કર્મ કરતાં ડરતાં નથી, અજ્ઞપણે સહુ જીવ;
કર્મ ઉદયના કાલમાં, પડશે મુખથી રીવ. ॥ ૧ ॥

અતુલબલી ત્રિખંડ ધણી, જદુપતિ જેવા રાય;
કર્મથકી હારી ગયા, પડ્યા પૃથ્વીની માંય. ॥ ૨ ॥

જોડી લક્ષ્મણ રામની, સીતા સરીખી નાર;
ભટક્યા વનવન ભૂતલે, કર્મ તણે અનુસાર. ॥ ૩ ॥

તેમજ કર્મ પ્રસંગથી, ચિત્ત ચિંતાલુ થાય;
ચરમ શરીરી જાણજો, દેવાનંદા બાઇ ॥ ૪ ॥

ત્યાં સ્થાપી તે વાતને, રસિક કહું અધિકાર;
ભાવી જન ભાવે સાંભળો, વીર તણો વિસ્તાર. ॥ ૫ ॥

આસુ વદ ત્રયોદશી, તેહ દિવસની રાત;
ત્રિશલા કુખે આવીયા, ત્રણ જગતના ત્રાત. ॥ ૬ ॥

માજી મન રાજી થયું, ચડતાં સુખનું પુર;
વધે પ્રતિદિન દિનમણી, ઉદરે પુત્ર સનૂર. ॥ ૭ ॥

રાજપાટ સુખ સાહેબી, રિદ્ધિ રેલમછેલ;
જેને ત્યાં ઝુલી રહ્યા, હસ્તી મદે છકેલ ॥ ૮ ॥

એ રાજાના રાજ્યમાં, ભર્યા વિત ભંડાર;
સુંદર મંદિર માળીયાં, સુર સદન અનુહાર. ॥ ૯ ॥

ત્રિશલાજી જે ભુવનમાં, પોઢયાં છે પર્યંક;
શોભા ત્યાંની શી કહું, દિવ્ય દ્યુતિ ઝલકંત. ॥ ૧૦ ॥

મુક્તાની માલા ઘણી, નિલમ મણીના હાર;
ઝગમગ ઉંચે ઝલકતા, મધ્યે ભુવન મોઝાર. ॥ ૧૧ ॥

ભીંતોમાં ભાતિ ઘણી, નવ નવ રંગે રૂપ;
પ્રતિબિંબ સઘળે પડે, દીપે ભવન અનુપ. ॥ ૧૨ ॥

મૃગ મયૂર ને કિન્નરો, ગજ ગરૂડ ને બેલ;
મેના શુકના જોડલાં, ભીંતે ચિત્રે કરેલ. ॥ ૧૩ ॥

અશ્વ સસાને શાર્દૂલો, સારસની છે જોડ;
દીવાલપર તે દેખતાં, ખીલ્લે મનના કોડ. ॥ ૧૪ ॥

અગર તગર ને કસ્તુરી, ખુંહેકે અત્તર તેલ;
મઘમઘતા તે ભુવનમાં, શોભા અજબ ભરેલ ॥ ૧૫ ॥

તેના ભૂતલ ભાગમાં, મણી રત્નો જડેલ;
પ્રભા સમુહ પ્રસરી રહ્યો, એવો રમ્ય મહેલ. ॥ ૧૬ ॥

પોઢયા પલંગે માતજી, ઓઢી આછાં ચીર;
સ્વપ્ના ચૌદે લાધીયાં, ઠરે હૃદયનું હીર. ॥ ૧૭ ॥

## અન્યોક્તિ

( હરિગીત છંદ )

[૧] હાથી [૨] બળદ [૩] વનરાજ [૪] લક્ષ્મી [૫] ફુલસર [૬] શશી જાણીયે;
[૭] રવિ [૮] ધ્વજ [૯] કલશને [૧૦] પદ્મસર શુભ [૧૧] ક્ષીરસાગર માનીયે;
[૧૨] દેવરથને [૧૩] રત્ન ચયશુદ્ધ [૧૪] અગ્નિ શિખા પ્રમાણીયે,
અરિહંતમાતા ચૌદ સ્વપ્ના સ્મરી શિવ સુખ માણીયે. ॥ ૧ ॥

## દોહરા

ચૌદ સ્વપ્ના દેખતાં, ત્રિશલાદેવી માય;
રોમરોમ હુલસી રહ્યાં, મનમાં મોદ ન માય. ॥ ૧૮ ॥

કદંબતરૂનાં ફુલડાં, ખીલ્લે જલદી જેમ;
હૃદયકમલ વિકસી રહ્યું, દેખી સ્વપ્નાક્ષેમ. ॥ ૧૯ ॥

સુખ શયાથી ઉઠીયાં, પ્રતાપવંતાં બાઈ;
રત્ન જડીત્ર પાદાસને, મુકે તુર્તજ પાય; ॥ ૨૦ ॥

શુભ સ્વપ્નાની વાતડી, કહું પતિતણી પાસ;
એમ અવધારી ચાલીયાં, વિદિત કરવા ખાસ. ॥ ૨૧ ॥

ગતિ ભલી રાજહંસની, ભલી કરિણી ચાલ;
ત્રિશલા તેમજ સંચરે, અંગે થઈ ઉજમાલ. ॥ ૨૨ ॥

પતિ સમીપે આવીયાં, જોડી યુગ્મજ હાથ;
સંબોધી કહે સામને, જાગો સલુણા નાથ. ॥ ૨૩ ॥

મીઠી મધુરી વાણીથી, જાગ્યા તુર્તજ રાય;
ત્રિશલાજીને દેખતાં, વિસ્મય મનમાં થાય. ॥ ૨૪ ॥

ભદ્રાસન ભલી ભાતનું, ઝળકે જેમાં નંગ;
બેસાડયાં તે ઉપરે, તન મન ધરીને રંગ. ॥ ૨૫ ॥

મહાનુભાવ હે માનની, અહિં પધાર્યાં આજ;
પ્રબલ પ્રયોજન ઉપજયું, પ્રગટ કહો તે કાજ. ॥ ૨૬ ॥

## ઢાલ ત્રીજી

(રાગ શ્રેણીક રાય હું રે અનાથી નિગ્રંથ)

આજે નિશામાં નાથજી રે, સુતી હતી સુખ સેજ,
શુભ સ્વપ્ન ચૌદે લાધીયા રે, હૈયે હર્ષ છે એજ;
સ્વામીનાથ પ્રગટ્યો પુણ્ય અંકૂર, ઉગશે સુખનો સુર,
સ્વામીનાથ પ્રગટ્યો પૂણ્ય અંકુર, એ ટેક. ॥ ૧ ॥

એક સ્વપ્નાતણા યોગથી રે, પ્રગટે પરિઘલરિદ્ધ;
ચૌદ સ્વપ્નનાએ મોટકાં રે, છે તે શાસ્ત્રે પ્રસિદ્ધ.
સ્વામી ॥ ૨ ॥

અલ્પમતિ અતિ માહરી રે, જાણું ન અર્થ વિશેષ;
આપ કહો અર્થ એહના રે, મંગલ વર્તે હંમેશ.
સ્વામી ॥ ૩ ॥

કોમલ વાણી કાંન્તાતણી રે, સાંભળતાં તેણીવાર;
રાય સિદ્ધાર્થ ચિત્તમાં રે, ઉપજ્યો હર્ષ અપાર.
સ્વામી ॥ ૪ ॥

સ્વપ્નતણા અર્થ ધારીને રે, કહે રાણી તણી પાસ;
ભાગ્યવંતા તમે ભામની રે સફલ થશે સર્વ આશ.
રાણીજી પ્રગટચો પુણ્ય અંકુર, ઉગશે સુખનો સુર
રાણીજી પ્રગટચો પુણ્ય અંકૂર ॥ ૫ ॥

એક અંગજ છે આપણે રે, નંદી વર્ધન તે નામ;
અવર સુત તેમ આપને રે, જન્મશે મંગળ ધામ.
રાણીજી ॥ ૬ ॥

કુળ કેતુ કુળ દિનમણી રે, કુળ તણો રે આધાર;
પુત્ર પ્રતાપી તુમ ઉદરે રે, જન્મ થતાં જયકાર.
રાણીજી ॥ ૭ ॥

વચનો વદી બહુ મીઠડાં રે, નૃપે કીધો સત્કાર;
નમન કરી નિજ નાથને રે, ત્રિશલા વળ્યાં તે વાર.
સ્વામી ॥ ૮ ॥

શયન ભવને આવીયાં, બેઠાં સેજા મોઝાર;
જાગું રજનીમાં આજ તો રે, ત્રિશલા કરે વિચાર.
સ્વામી ॥ ૯ ॥

નિદ્રા કરતાં તો ઉપજે રે, સ્વપ્નુ અશુભ આજ;
પ્રતિઘાતી થાય શુભને રે, જાગવું ગર્ભને કાજ.
સ્વામી ॥ ૧૦ ॥

એમ અવધારી અંતરે રે, જાગે ત્રિશલાજી ત્યાંય;
ચિંતવતા શુભ ચિતમાં રે, રજની વ્યતિત થાય.
સ્વામી ॥ ૧૧ ॥

ચુંબાફલ જેવો હિંગલો રે, પૂર્વ દિશે થયો રંગ;
સૂર્ય ઉગ્યો આ જગતમાં રે, ખીલ્યાં પુષ્પોના અંગ.
સ્વામી ॥ ૧૨ ॥

શુક સારીકાઉં સંચરે રે, ચારો ચરવાને કાજ;
પંપાલતી પાંખો વડે રે, બચ્ચાં જગાડે બાજ.
સ્વામી ॥ ૧૩ ॥

ભુચર ખેચર પ્રાણીયો રે, કરે નિદ્રાનો ત્યાગ;
ભાસ્તા ભાનુ ભૂતલે રે, તિમિર ગયું છે ભાગ.
સ્વામી ॥ ૧૪ ॥

એહ દિવસ સોહામણો રે, લાગે ત્રિશલા ચિત;
દીનકરથી પણ દીપતો રે, જન્મશે પુત્ર બચિત.
સ્વામી ॥ ૧૫ ॥

પ્રભાત થયું પરવડું રે, જાગ્યા સિદ્ધારથ રાય;
આજ્ઞા કરે અનુચર પ્રત્યે રે, વચનો વદી સુખદાય.
સ્વામી ॥ ૧૬ ॥

સભાસ્થાન શણુગારીને રે, કરો પ્રજાને જાણ;
તુર્ત બોલાવો નિમિત્તિયારે, સ્વપ્ન ફલોના જાણ.
સ્વામી ॥ ૧૭ ॥

હુકમ સુણી ભુધવતણો રે, કીધી તૈયારી તે વાર;
સજી શણુગારો શોભતા રે, હજુર આવ્યા તે વાર.
સ્વામી ॥ ૧૮ ॥

બેઠા સિંહાસન ઉપરે રે, તેડાવ્યાં રાણીને ત્યાંય;
ભદ્રાસન છે ઝાલી અંતરે, બેસે ત્રિશલાજી બાઇ.
સ્વામી ॥ ૧૯ ॥

શાસ્ત્ર નિપુણ નિમિતિયા રે, આવ્યાં સભાની માંય;
સુખાસને બેસાડીને રે, કહે સિદ્ધારથ રાય.
સ્વામી ॥ ૨૦ ॥

આજ રજનીમાં રાણીએ રે, દીઠા છે ચૌદ સુપન;
તુર્ત જાગ્યા સેજા થકી રે, પ્રસન્ન થતાં તે મન.
સ્વામી ॥ ૨૧ ॥

હાથી, બળદ તેમ કેશરી રે, સ્વપ્ના ચૌદે પ્રધાન;
ફલ યથાર્થ તેહના રે, જાણી કહો સુજાન;
સ્વામી ॥ ૨૨ ॥

ભરી સભામાં ભૂપની રે, આજ્ઞા થતાની વાર;
શાસ્ત્ર વિશારદ પાઠકો રે, કહે સ્વપ્નાનો સાર.
સ્વામી ॥ ૨૩ ॥

રહી રાણાજીના રાજ્યમાં રે, ત્રીજી રચી એ ઢાળ;
કહે આંબાજી આગલે રે, વીરની વાત રસાલ.
સ્વામી ॥ ૨૪ ॥

## ચૌદ સ્વપ્નાંના અર્થ

(દોહરા)

અષ્ટ અંગ જે નિમિત્તના, તેના છે જે જાણ;
અન્યોઅન્ય મત મેળવી, ઉચ્ચરે ઊલટ આણ. ॥ ૧ ॥

બેંતાલીશ સામાન્ય છે, મોટાં સ્વપ્નાં ત્રીશ;
ચૌદે તેમાં મોટકાં, કહી ગયા જગદીશ. ॥ ૨ ॥

ચક્રીને અરિહંતજી, જનની તેનાં જોય;
ભાળે મોટાં ચૌદને, જય જય મંગલ હોય. ॥ ૩ ॥

પ્રથમ સ્વપ્નામાં પેખીયો, ચૌદંતો ગજરાજ;
પુત્ર પનોતો જન્મશે, ત્રણુ જગતનો તાજ. ॥ ૪ ॥
વૃષભ બીજા સ્વપ્નમાં, દીઠો સુંદરાકાર;
પુત્ર થશે તે કારણે, બોધ બીજ દેનાર. ॥ ૫ ॥
ત્રીજે સ્વપ્ને સિંહને, જોયો છે હે રાય;
પુત્ર શૂર તે જન્મતાં, ઘર ઘર ગીત ગવાય. ॥ ૬ ॥
ચોથે સ્વપ્ને લક્ષ્મીએ, દીધું દર્શન પાન;
તે માટે ત્રણુ જગતના, થાશે તે ભગવાન. ॥ ૭ ॥
પંચમ સ્વપ્ને રાણીએ, ભાળી ફૂલની માલ;
તે માટે એહ પુત્ર જી, લેશે જગ સંભાલ. ॥ ૮ ॥
છઠ્ઠે સ્વપ્ને ચંદ્રને, દેખ્યો સૌમ્યાકાર;
પુત્ર જન્મશે પરવડો, ભવ દવ ઠારણુહાર. ॥ ૯ ॥
સૂરજ દીઠો સાતમે, જોતાં જાજ્વલમાન;
જગ તિમિરને ત્રોડશે, થાશે સુત પ્રધાન. ॥ ૧૦ ॥
સ્વપ્ન ધ્વજાનું આઠમે, પેરવ્યું ધરી મન ખંત;
ધર્મ ધ્વજા ફરકાવતો, પુત્ર થશે જગકંત. ॥ ૧૧ ॥
પુરણુ કલશને પેખીયો, નવમા સ્વપ્નામાંય;
અનંતગુણે પરિપુરતે, પુત્ર સનૂરો થાય. ॥ ૧૨ ॥
પદ્મસરોવર પેરવીયું, કમલાગર ખીલેલ;
જન્મ થતાં ઘર આંગણે, ઋદ્ધિ રેલમછેલ. ॥ ૧૩ ॥
વિમાન દીઠું બારમે, સ્વપ્નતણી મોઝાર;
જગ દીવો જીવો ઘણું, સુર સરિખા કેનાર. ॥ ૧૪ ॥
રાશિ પેખી રત્નની, સ્વપ્ન તેરમે તેમ;
ત્રિગડાની રચના થશે, પુત્ર જન્મતાં ક્ષેમ. ॥ ૧૫ ॥

અગ્નિ શિખા ચૌદમે, જોતાં વિસ્મયકાર;
પુત્ર રત્ન તેથી થશે, કર્મ ભસ્મ કરનાર. ॥ ૧૬

## છંદ શિખરિણી

હજારો લાખોનાં દુરિત દલને દૂર કરશે,
પસારી કીર્ણોને તિમિર જગનાં જેહ હરશે;
સુરેન્દ્રોના વૃંદો જન્મ સમયે હાજર હશે,
ભલાં સ્વપ્નાં જોતાં દિનકરસમો પુત્ર જ થશે. ॥ ૧ ॥

## દોહરા

સ્વપ્ન પાઠકનાં સાંભળી, વચણો અતિ રસાલ;
સભા સર્વ રીઝી રહી, રીઝયો તે ભૂપાલ. ॥ ૧૭ ॥
અર્થ કહ્યા સોહામણા, સાંભળતાં સુખરૂપ;
અઢળક અર્પી દ્રવ્યને, સત્કારે બહુ ભૂપ. ॥ ૧૮ ॥
વેંચી સાકર શેરડી, વેંચ્યાં દાડમ દ્રાક્ષ;
કર મેલ્યા પુર લોકના, પ્રીત પ્રજાશું રાખ. ॥ ૧૯ ॥
મુખથી મંગલ બોલતા, સર્વે ચાલ્યા ઘેર;
રાજાને ત્યાં જાણજો, વર્તે લીલાલ્હેર. ॥ ૨૦ ॥
રાજા મુખથી ઉચ્ચરે, ત્રિશલાદેવી પાસ;
ભલા સ્વપ્ન પ્રભાવથી, ફલશે સુખકર આશ. ॥ ૨૧ ॥
ત્યાંથી તેઉ ચાલીને, વસે ભવન મોઝાર;
ત્રિશલા દાસીવૃંદથી, પામે બહુ સત્કાર. ॥ ૨૨ ॥
ખાટું ને ખારૂં નહિ, બહુ મીઠું નહિ તેમ;
અનુકૂલ તે ભોજન કરે, કરે ગર્ભનું ક્ષેમ. ॥ ૨૩ ॥
તે કાળે ને તે સમે, જંભક નામે દેવ;
હુકમ સુણી સુર રાજનો, ચાલ્યા તે તત્ખેવ. ॥ ૨૪ ॥

અનેક વંશો આગલે, પામ્યા છે જે નાશ;
ધન તેના બહુ પૃથ્વીમાં, નિધાન ભરીયાં ખાસ. ॥ ૨૫ ॥

દેવો તે સાહરી કરી, જાય સિધારથ ઘેર;
ધનથી ખજાના ભૂપના, ભરિયા ઠેરોઠેર. ॥ ૨૬ ॥

મણિ માણેક મોતી ઘણાં, ભૂષણ જડીયાં નંગ;
વધ્યા પ્રભુ ઘર આવતાં, પૂર્વ પુન્ય પ્રસંગ. ॥ ૨૭ ॥

સોનું ને રૂપું ઘણું, અણઘડેલા ઘાટ;
ઋદ્ધિ વધી ઘર આંગણે, પ્રભુ પુન્યના ઠાઠ ॥ ૨૮ ॥

ધાન્યાદિ છોળેવળે, ધન ભર્યાં બહુ ધામ;
માતા પિતા નિરખી કહે, ફલશે મનની હામ. ॥ ૨૯ ॥

દૈવી પુત્ર પ્રભાવથી, વૃદ્ધિ ઠામોઠામ;
નામ ઠરાવ્યું તેહથી, કુંવર શ્રી વર્ધમાન. ॥ ૩૦ ॥

અવધારી એમ અંતરે, વિચરે સુખ મોઝાર;
પુંન્યવંતા તે દંપતી, ધન્ય ધન્ય અવતાર. ॥ ૩૧ ॥

એહ સમયમાંએ કહા, ચિંતવતાં જીનરાય;
હરૂં ફરૂં હું ગર્ભમાં, માજીને દુઃખ થાય. ॥ ૩૨ ॥

તે માટે મુજ અંગને, સંકોચું નિરધાર;
માતાને શાતા રહે, તેમ રહે સુખકાર. ॥ ૩૩ ॥

ચિંતા ભારે ઊપજી, માજી કરે ઉચાટ.
ગર્ભ દીસે નહિ ઉદરે, ઘડચો વિધિએ ઘાટ. ॥ ૩૪ ॥

હા હા દૈવ તારી દશા, જાણી જરી નહિ જાય;

# ઢાળ ચોથી

( રાગ–વીરા મોરા ગજથકી ઉતરો તથા વૈદર્ભી )

પૂર્વ ભવે પાપ મેં કર્યાં, હર્યા વનચર પ્રાણ રે,
પંખીડાં પુરીને પાંજરે, કીધાં અતિશે હેરાન રે; પૂર્વ—॥ ૧

ઉહાપોકરી અતિ અંતરે, મુર્ચ્છાગત તે થાય રે;
થરથર કંપતી દેહડી, શુદ્ધિ રહી નહિ કોઇ રે. પૂર્વ—॥ ૨

દાસી વૃંદ ત્યાં દોડી કરી, કરે ઘણા ઉપચાર રે;
માજીને આજે શું થયું, પડયા થઈ નિરાધાર રે. પૂર્વ—॥ ૩
પંખે પવન પ્રક્ષેપીને, છાંટે શીતલ નીર રે;
બાંહે ગ્રહીને બેઠાં કરે, દેતાં સર્વે ત્યાં ધીર રે. પૂર્વ—॥ ૪

સર છે દાતાં માલા તણી, મોતી પડે નિરધાર રે;
તેમ માજી તણી આંખથી, ચાલી અશ્રુની ધાર રે. પૂર્વ—॥ ૫

ઉર ભીંજાય છે એહનું, સાડી પલળી જાય રે;
અલ્પ સમયને અંતરે, શુદ્ધિવંતા થાય રે. પૂર્વ—॥ ૬

ગદગદ કંઠે બોલતાં, કરે અતિશે સંતાપ રે;
અજબ ગતિ છે દૈવની, પ્રગટયાં આપોઆપ રે. પૂર્વ—॥ ૭

જાલી ભલે જલ માછલી, ગ્રહી જાલ મોઝાર રે;
છરી મારીને પ્રાણ લુંટીયા, કીધા ક્રૂર શિકાર રે. પૂર્વ—॥ ૮

પુત્રવધૂને દુઃખ આપીયાં, દ્વેષ ધરી પારાવાર રે;
પંથે લુંટી જાતી જાનને, કીધા જાનૈયા સંહાર રે. પૂર્વ—॥ ૯

પંખીના માળા ત્રોડીયા, માર્યા મોર ચકોર રે;
ત્રોડી સરોવર પાલને, કીધાં કર્મ અઘોર રે.—પૂર્વ—॥ ૧૦

એવાં એવાં કર્મો મેં કર્યાં, પૂર્વ ભવે કોઇ વાર રે;
આશાનો તાર તુટી ગયો, શોચે તે વારંવાર રે. પૂર્વ—॥ ૧૧

વદન કમલ વિલખું થયું, દિલ રહ્યું દુહવાય રે;
અવધે વિલોકે તે સમે, ચોવિશમા જીનરાય રે. પૂર્વ–॥ ૧૨ ॥
અહો પ્રીતિ મુજ માતની, કથને કહી નહિ જાય રે;
ઝૂરી રહ્યાં મુજ કારણે, શોક ધરી મનમાંય રે. પૂર્વ–॥ ૧૩ ॥
માતતાત જીવે જ્યાં લગી, ત્યાં સુધી રહેવું સંસાર રે;
ત્યાર પછી સંયમ આદરૂં, જાણીને સર્વ અસાર રે. પૂર્વ–॥ ૧૪ ॥
દુઃખીયાં દેખી નિજ માતને, ફરકાવ્યું તુર્ત અંગ રે;
રોમેરોમે હર્ષ વ્યાપીયો, પૂર્વ પરે રહ્યો રંગ રે. પૂર્વ–॥ ૧૫ ॥
વેદ સંખ્યા એ ઢાળમાં, વર્ત્યો જય જયકાર રે;
આંબાજી કરે પોરબંદરે, વીર જીવન વિસ્તાર રે. પૂર્વ–॥ ૧૬ ॥

## ॥ દોહરા ॥

કુશલ ગર્ભ તે વર્તતાં, વહે હર્ષનું પુર;
માજી રાજી થઈ રહ્યાં, તેમજ અંતઃપુર. ॥ ૧ ॥
રાજા મન રીઝયો થકો, ખુલ્યા ખૂબ ભંડાર;
અઢળક દ્રવ્યો અર્પીયાં, યાચકને ધરી પ્યાર. ॥ ૨ ॥
ભલું થયું કહે ભૂપતિ, ત્રિશલાજીની પાસ;
ત્રણ ભુવને તિલક સમો, પુત્ર જન્મશે ખાસ. ॥ ૩ ॥
મન ગમતાં ભોજન જમે, કરે આનંદી કેલ;
સુખમાં રહિયા સર્વદા, શોક સિંધુને ઠેલ. ॥ ૪ ॥
પ્રતિદિને ઉદરે વધે, જેમ ચંપકનો છોડ;
ત્રણ ભુવનનો સાહેબો, જેની ન મળે જોડ. ॥ ૫ ॥
જય મંગલ વર્તી રહ્યો, સિધારથ દરબાર;
ત્રિશલા પુત્ર પ્રભાવથી, સુખી થશે સંસાર. ॥ ૬ ॥

માસ સવાનવ ગર્ભને, થઈ રહ્યા પરિપુર;
ચૈત્ર શુદની તેરશે, જન્મ્યા જગના સુર. ॥ ૭ ॥
પ્રકાશ્યા ત્રણ લોકને, વાગ્યાં મંગલ તૂર;
જય જયકાર વર્તી રહ્યો, જન મન થયાં સનૂર. ॥ ૮ ॥
દિશા કુમારી સર્વના, ચલિત આસનો થાય;
અવધિથી અવલોકતાં, હર્ષ ધરી કહે ત્યાંય. ॥ ૯ ॥

## ઢાળ પાંચમી

(રાગ–પુનમ ચાંદની)

જન્મ્યા જીનવરશ્રી ચોવિશમા રે, જગત જનોના થાશે તારણહાર;
માટે હર્ષ ધરીને પ્રભુ જન્મ દીપાવીયે રે–એ ટેક.

॥ સાખી ॥

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, પ્રસરી રહ્યો પ્રકાશ,
ધવલબધી ધરણી બની, દિગ વિભાગે ઉજાસ;
જન્મ્યા જગના સ્થંભ, પ્રભા તેથી પડી રે,
સુખકર દિવસ આજ તણો સુહાય.–માટે–॥ ૧ ॥

॥ સાખી ॥

નરકલોકના નારકી, હણાતાં શસ્ત્ર પ્રહાર,
વિરામ પામ્યા તે દુઃખથી, અલ્પ સમય નિરધાર;
પ્રભુ ભજનથી વિસ્મય તેઉ પામ્યા રે,
કંઈક જીવો તો પામ્યા સમકિત સાર.–માટે–॥ ૨ ॥

॥ સાખી ॥

અધોલોકે વસનાર છે દિશા કુમારી આઠ,
વે પ્રભુજી આગલે પરિવાર તણો લઈ ઠાઠ;

ત્રિશલાજીને નમન કરીને સુતીકા ઘર બનાવિયું રે,
પરિમલ પુરીને ગાતી રહે છે ગીત.-માટે-॥ ૩ ॥

॥ સાખી ॥

ચંદન વનના કુટ વિષે, વસનારી છે આઠ,
તે પણ આવી હર્ષતી; પ્રભુ પુન્યના ઠાઠ
માતાજીને નમન કરીને લેતી તે ઉવારણાં રે,
માજી ઘરમાં છાંટે સુગંધી નીર.-માટે-॥ ૪ ॥

॥ સાખી ॥

રુચક દ્વીપે પૂર્વમાં, આઠ વસે છે તેમ,
તે પણ આવી ત્યાંકણે નમન કરે ધરી પ્રેમ;
દર્પણ ગ્રહીને ઊભી પ્રભુની આગળે રે,
દિગ કુમારી ગાતી મનહર ગીત.-માટે-॥ ૫ ॥

॥ સાખી ॥

તેમ જ રુચક દ્વીપમાં, દક્ષિણ દીશે નગરાજ,
વસનારી ત્યાં આઠ તે, આવે ઉત્સવ કાજ;
જલના ભૃંગાર ભરીને ન્હવડાવે પ્રભુ માયનેરે.
ગાતી ગીત ને કરતી નાટારામ.-માટે-॥ ૬ ॥

॥ સાખી ॥

રુચકદ્વીપે પશ્ચિમે, રહેતી પર્વતે આઠ,
તેપણ આવી તુર્તમાં સજી શૃંગારનો ઠંઠ;
નમન કરતી વિંજે લઇને વિંજણારે,
ગીત ગાતી તે ઢોલે શીતલ સમીર.-માટે-॥ ૭ ॥

## ॥ સાખી ॥

રુચક ઉત્તરદિશે, પર્વતમાં વસનાર,
આવી કુમારી આઠ તે, ધરતી હર્ષ અપાર;
ચામર હસ્ત ગ્રહીને વિંજે પ્રભુની માતનેરે,
ઉભય પાસે ઉભી ચાર ચારની જોડ.-માટે-॥ ૮ ॥

## ॥ સાખી ॥

રુચક દ્વીપેના પર્વતે વિદેશે વસે છે ચાર,
તે આવી પ્રભુજી કને દ્વીપકની ધરનાર;
તેમ જ ત્યાં વસનારી આવી ચારે સુંદરીરે,
પ્રભુ નાલ છેદનનું કીધું તેણે કામ.-માટે-॥ ૯ ॥

## ॥ સાખી ॥

છપન્ન થઇ સર્વે મલી, દિશા કુમારી ત્યાંય,
જય જયકાર વતાવીયો, હર્ષ ધરી મનમાંય;
પ્રભુનો ઉત્સવ કરીને ચાલી નિજ સ્થાનકે રે,
એ છે અનાદિ તેહ તણો વ્યવહાર.-માટે-॥ ૧૦ ॥

## ॥ સાખી ॥

પ્રતાપવંતા જાણજો, જગત પ્રભુની માય,
સુતાસુતીકા ઘરવિષે, માજી હર્ષ ન માય;
પંચમી ઢાળ પ્રગટ કહી એ પોરમાંરે,
આંબાજી કહે શ્રવણે સુણતાં ક્ષેમ.-માટે-॥ ૧૧ ॥

## ॥ દોહરા ॥

દિગ કુમરી અમરી સમી, ભુવન પતિની જાત;
રચના તો તેણે કરી, કહું શું તેની વાત. ॥ ૧ ॥

હાંડી ઝુમર ઝલકતા, અરીસા ઠામોઠામ;
ત્રિશલાજી તે ઘર વિષે, પામ્યાં છે આરામ. ॥ ૨ ॥

સોરમ સઘળે ઉછલે, ભુવન તણી મોઝાર;
તેમ જ ઘરને આંગણે, પરિમલનો નહિ પાર. ॥ ૩ ॥

પંખાતો ચાલી રહ્યા, ઝુલે હિંડોળાખાટ;
અભ્યંતર શોભા ઘણી, પ્રબલ પુન્યના ઠાઠ. ॥ ૪ ॥

માતાજીની ગોદમાં, પોઢયા છે ભગવંત;
પ્રવર પ્રભુતા પામશે, ત્રણે જગતના કંત. ॥ ૫ ॥

એ જીનવરના જન્મથી, સુરવર ચિત્ત હરાય,
સાંભલતાં સુખ ઉપજે, નિદ્રા નહિ કરાય. ॥ ૬ ॥

નોબત વાજે નવનવી, છુટે મનહર રાગ;
માનવ મન મોહી રહ્યા, વ્યાપ્યો હર્ષ અથાગ. ॥ ૭ ॥

## ઢાલ છઠ્ઠી

(રાગ માઢ)

વાજી રહ્યા બહુ તૂર, જગતમાં વાજી રહ્યાં બહુ તૂર;
જન્મ્યા જગના સૂર, જગતમાં બાજી રહ્યાં બહુ તૂર ॥ ટેક. ॥
ઉર્ધ્વ અધો ને ત્રિછા લોકે, સર્વ અગોચર સ્થાન;
ઝગમગ જયોતિ વ્યાપી રહી છે, જન્મતાં શ્રી ભગવાન.
જગતમાં—॥ ૧ ॥

સુર સભામાં રહ્યા બિરાજી, પ્રથમ સ્વર્ગના રાય;
કંપ્યું સિંહાસન સુરપતિનું, અવધે જુવે તુર્ત ત્યાંય.
જગતમાં—॥ ૨ ॥

જંબૂદ્રીપે ભરતની માંહી, નામે ક્ષત્રિકુંડ ગામ;
રાય સિધારથ રાજ્ય કરે, પ્રભુ જન્મ્યા તે ધામ.
જગતમાં—॥ ૩ ॥

જગત પ્રભુનો જન્મ નિહાળી, ઇંદ્રે કીધો આદેશ,
સુઘોષા ઘંટા હરણુ ગમેષી; બજાવે હર્ષાવેશ.
જગતમાં–॥ ૪ ॥

બત્રીશ લાખ વૈમાને ઘંટા, બજી રહી સુખકાર;
નાટક ચાટક નાદ મધુરા, બંધ કીધા તેણીવાર.
જગતમાં–॥ ૫ ॥

દેવા દેવીના સર્વ સમુહો, સુણે ધરી મન પ્યાર;
ત્રણુ ભુવનના નાથ જગતમાં, જન્મ્યા છે આ વાર.
જગતમાં–॥ ૬ ॥

ઉત્સવ કરવા જાય પ્રભુનો, સુધરમાં સરદાર;
ભાગ્યવંતા સુર આવો સંઘાતે, કહે હુકમ અનુસાર.
જગતમાં–॥ ૭ ॥

એવું સુણીને સુરવર સર્વે, થયા તે વિસ્મયકાર;
અનુકૂળ સુખો અલગાં કરીને, જવા થયા તૈયાર.
જગતમાં–॥ ૮ ॥

લક્ષ જોજનનું સજ્જ કીધું છે, પાલક નામે વૈમાન;
સુરપતિ તેમાં સપરિવારે, બીરાજ્યા તે શ્રીમાન.
જગતમાં–॥ ૯ ॥

દેવ દેવીના અનેક વૃંદો, આવી બેઠા યોગ્ય સ્થાન;
ઈંદ્ર સત્તાથી વૈમાન ચાલ્યું, ઉલંઘતું આસમાન.
જગતમાં–॥ ૧૦ ॥

અસંખ્ય જોજન પંથને કાપી, આવ્યું નંદીસર દ્વીપ;
વિમાન સંકોચ્યું શોભા ધરે છે, મોતી શોભે જેમ છીપ.
જગતમાં–॥ ૧૧ ॥

ત્રેસઠ ઇંદ્રો પણ તેવી જ રીતે, આવ્યા લઇ પરિવાર;
મલ્યા સુરપતિ મેરૂ માથે, શોભા તણો નહિ પાર.
જગતમાં–॥ ૧૨ ॥

વૈમાનસહ પ્રથમ સ્વર્ગના રાજા, આવ્યા સિધારથ ઘેર;
આંબાજી મુનિ કહે પ્રભુ પ્રતાપે, વર્તી રહે ત્યાં લહેર.
જગતમાં–॥ ૧૩ ॥

## ॥ દોહરા ॥

આકાશે ઝુકાવિયું, વિમાન વિસ્મયકાર;
ઇંદ્ર આવ્યા ભૂમિતલે, સંગે છે પરિવાર. ॥ ૧ ॥
કાને કુંડલ ઝલકતા, લહેકે કંઠે માલ;
મુગટ થકી શોભી રહ્યા, દેવતણા પ્રતિપાલ. ॥ ૨ ॥
ઇંદ્ર રાણી શાણી ઘણી, આવી સંગે આઠ;
પૂર્વ જન્મના પૂન્યથી, પામી રૂપનો ઠાઠ. ॥ ૩ ॥
જરી ભર્યાં ઝલકે બહુ, વસ્ત્રો અંગો અંગ;
પહેર્યાં ભૂષણ શોભતાં, ઝલકે જેમાં નંગ. ॥ ૪ ॥
પ્રભા પડે દશ દિશમાં, એવાં પહેર્યાં ચીર;
ઇંદ્ર પરિયો એ ઇંદ્રની જોતાં જન મન સ્થિર. ॥ ૫ ॥
આવી પ્રભુને આંગણે, સુરવ રપતિની સંગ;
હ્રદયકમલ વિકસી રહ્યાં, હર્ષ સ્ફુર્યો અંગ. ॥ ૬ ॥
સામાનિક સંગે ઘણા, લોકપાલ છે ચાર;
હજારો દેવી દેવ છે, ઇંદ્ર તણો પરિવાર. ॥ ૭ ॥
આગળ ચાલ્યા ઇંદ્રજી, જોડી યુગ્મજ હાથ;
આવ્યા ત્રિશલા આગળે, પોઢયા જ્યાં જગનાથ. ॥ ૮ ॥

નમન કરી કહે ઈંદ્રજી, હું સ્વર્ગનો રાજ;
મુજથકી ડરશો નહિ, આવ્યો ઉત્સવ કાજ. ॥ ૯ ॥

નમું રત્ન કુખ ધારણી, ધન્ય જન્મ ધરનાર;
જન્મ દીધો એ પુત્ર છે, ત્રણ જગત આધાર. ॥ ૧૦ ॥

ત્રિશલાજી મન ચિંતવે, નિજ અંતર સંગાત;
માતા બની ત્રિલોકની, સૂત જન્મતાં સાથ. ॥ ૧૧ ॥

પય પરમ મહિષી તણું, હોય ઘણી સરસાય;
મળી મીસરી તેમાં વળી, ખામી રહે નહિ કાય. ॥ ૧૨ ॥

તેમ પુત્ર અરિહંત છે, રાજ્ય વિષે અવતાર;
ઈંદ્ર આવ્યા મુજ આંગણે, પુન્ય તણો નહિ પાર; ॥ ૧૩ ॥

નિદ્રા મુકી તે માતને, અવસ્થાપીની નામ;
માતાને શાતા વલી, પામ્યા બહુ આરામ. ॥ ૧૪ ॥

પ્રભુ સરિખું રૂપ કરી, સ્થાપ્યું ત્રિશલા પાસ;
મુલરૂપે ભગવંતને, ઈંદ્ર ગ્રહે તેર વાસ. ॥ ૧૫ ॥

પંચરૂપ પોતે કરે, કરવા પ્રભુની સેવ;
કર સંપુટમાં સાહીને, ચાલ્યા તે તત્ખેવ ॥ ૧૬ ॥

એક ઈંદ્ર આગલ ચલે, વ્રજ ગ્રહીને હાથ;
બે પાસે બે ચામરો, વિંજે છે સુરનાથ. ॥ ૧૭ ॥

પાછળ ચાલ્યા ઈંદ્રજી, છત્રધરી પ્રભુશિર,
જીવથી પણ જત્ના ઘણી, કરતાં તેહ સધિર. ॥ ૧૮ ॥

ગગનપંથે તે સંચરી, મેરૂ ગિરિવર જાય;
મલ્યા ઈંદ્ર ચોસઠ ત્યાં, જોતાં મન સ્થિર થાય. ॥ ૧૯ ॥

## ઢાળ સાતમી

( રાગ–ઇણ સરોવરીયારી પાલ )

પાંડુક વનની માંહી, પાંડુકમલા ઉપરે મારા લાલ;
સિંહાસન સુખકાર, જોતાં તો ચિત્ત હરે મારા લાલ;
તે ઉપર સુરરાય, પ્રભુને લઇ હાથમાં મારા લાલ;
પૂર્વ દિશે રાખી મુખ, બેઠા હર્ષ સાથમાં મારા લાલ. ॥ ૧ ॥

રમ્યતાનો નહિ પાર, ભૂમિ ભવ્ય જ્યાં કણે મારા લાલ;
સુરા સુરોના વૃંદ, મલ્યા છે ત્યાંકણે મારા લાલ;
સુહમેંદ્રે તે વાર, હુકમ ફરમાવ્યો મારા લાલ;
સુણતાં તે આદેશ, સેવકને ભાવિયો મારા લાલ. ॥ ૨ ॥

ખીરસાગરનું નીર, નિપ ભરી લાવજો મારા લાલ;
મંગલ વસ્તુ અનેક, લઇ તુર્ત આવજો મારા લાલ;
ત્રેસઠ ઈંદ્રોએ તેમ, આદેશ આપ્યો મારા લાલ;
સુણતાં સેવક ચિત્ત, હર્ષ બહુ વ્યાપિયો માર ાલાલ. ॥ ૩ ॥

હુકમ સુણતાંની સાથ, સુરવરો સંચર્યા મારા લાલ;
સોના રૂપાને રત્ન, કલશો હસ્તે ધર્યા મારા લાલ;
અલ્પ સમયની માંહી, જલ લઇ આવિયા મારા લાલ;
ઔષધિનું બહુ વિત, સંગે સુર લાવિયા મારા લાલ. ॥ ૪ ॥

પ્રથમ અચ્યુતેંદ્ર, ન્હવાડે જગન્નાથને મારા લાલ;
તદંતર બીજા ઇંદ્ર, કરી ઉર્ધ્વ હાથને મારા લાલ;
કલશે કરી જલધાર, મંજન કરાવ્યું મારા લાલ;
લુંચ્છી વસ્ત્રોથી અંગ, શરીર દીપાવ્યું મારા લાલ. ॥ ૫ ॥

નિર્મલ કંકુને ઘોલ, તિલક કીધું ભાલમાં મારા લાલ;
કેશર ચંદન ચોલ, ટપકાં કીધાં ગાલમાં મારા લાલ;

શ્રીવત્સ આદિ આઠ, મંગલિક સ્થાપિયાં મારા લાલ;
ઉત્સવ કરતા ત્યાંય, હર્ષ નાદ વ્યાપિયા મારા લાલ. ॥ ૬ ॥

ઇંદ્ર વધુ ધરી હોંશ, લીયે ઉવારણા મારા લાલ;
પ્રભુના ગાતી કહે ગીત, ખુલજો મોક્ષ વારણાં મારા લાલ;
દેવ દેવિ પરિવાર, ગિરિવર લાવિયો મારા લાલ;
પુષ્પાદિનો વરસાદ, દેવે વરસાવિયો મારા લાલ; ॥ ૭ ॥

ઉત્સવ કીધો રૂડી રીત, હોંશ ધરી અંતરે મારા લાલ;
વર્તાવ્યો જય જયકાર, મળી ચોસઠ ઇંદ્રે મારા લાલ;
આવ્યા સિધારથ ઘેર, વાજીંત્રો બાજતે મારા લાલ;
હર્યા જગ જન ચિત્ત સુર શબ્દો ગાજતે મારા લાલ. ॥ ૮ ॥

પુરંદર પુણ્યવંત, અન્ય ધ્યાન ખેંચતો મારા લાલ;
ઠવે પ્રભુને માજી પાસ, હર્ષિત હૈયે થતો મારા લાલ;
ભય સંખ્યા છે એ ઢાલ, શ્રોતા ચિત્ત હારિણી મારા લાલ;
આંબાજી કહે ભગવંત, છે ત્રિજગ ધણી મારા લાલ. ॥ ૯ ॥

## ॥ દોહરા ॥

સુંદરીનું સુરવર તણી, જોતાં અપરંપાર;
ક્ષત્રિ કુંડ એ ગામમાં, જન મન વિસ્મયકાર. ॥ ૧ ॥

સુખ સુખ બોલે માનવી, હર્ષ ધરી અત્યંત;
આજે ત્રિશલા કુખથી, જન્મ્યા છે ભગવંત. ॥ ૨ ॥

સિધારથ સરખા તાતજી, ત્રિશલા જેવાં માય;
આવ્યાં છે તેને ઘેરે, ત્રણ જગતના રાય. ॥ ૩ ॥

ગગન તલું ગાજી રહ્યું, ગાજે છે આ પુર;
ઉત્સવ કરવા કારણે, મલ્યા ઇંદ્ર ને સુર. ॥ ૪ ॥

સુહમ પતિ એ તે સમે, હરિ માતાની નિંદ;
નમન કરે કર જોડીને, પ્રથમ સ્વર્ગના ઇંદ્ર. ॥ ૫ ॥

દેવ કુંડલ બે દીપતાં, જોતાં જલહલ રૂપ;
માજી ઉસીકે સ્થાપિયા, તેમ જ વસ્ત્ર અનુપ. ॥ ૬ ॥

દિવ્ય દડો ઇંદ્રે રચ્યો, ખંચિત સુવર્ણ તાર;
લ્હેકાવ્યો તે ચંદ્રવે, પ્રભુ કાજ ધરી પ્યાર. ॥ ૭ ॥

સંબોધી કહે ધનદને, બત્રિશ સિંહાસન;
સ્થાપો માજી ભવનમાં, જેથી થાય પ્રસન્ન. ॥ ૮ ॥

સંખ્યા બત્રીશ કોડની, સોનૈયા સુખકાર;
સાહરી લાવો આ ક્ષણે, સિધારથ દરબાર. ॥ ૯ ॥

ઈંદ્ર હુકમ શિરપર ધરી, કીધું સત્વર કામ;
માજી મનમાં ચિંતવે, સફલ થશે સહુ હામ. ॥ ૧૦ ॥

આ દેશે ઈંદ્ર જ તણે, સેવક છે શિરદાર;
ઉંચે શબ્દે ઉચ્ચરી, સમજાવી કહે સાર. ॥ ૧૧ ॥

માતાજી ભગવંતના, તેહ તણો પરિવાર;
માઠું એનું ચિંતવે, કુ મરણે મરનાર. ॥ ૧૨ ॥

શક્ર ઈંદ્ર તલવારથી, છેદી નાખશે શીશ;
શુભ ચાહીને અર્પજો, માજીને આશીશ. ॥ ૧૩ ॥

હજારો લાખો દેવ છે, પુર પ્રજા પરિવાર;
સુચના કરી તે સર્વને, હુકમતણે અનુસાર. ॥ ૧૪ ॥

માજીને રાજી કર્યા, વાંદ્યા શ્રી ભગવંત
ઈંદ્ર વિમાને બેસીને, ચાલ્યા સહુ મતિવંત. ॥ ૧૫ ॥

જન્મ ઉત્સવ જગદીશનો, વર્તાવીને ત્યાંય;
સ્વપરિવારે સંચરી, દ્વીપ નંદી સરજાય. ॥ ૧૬ ॥

ઈંદ્ર ચોસઠ નંદી સરે, ગાતા પ્રભુના ગાન;
અઢાર ઉત્સવ ત્યાં કરી, ગયા પોતાને સ્થાન. ॥ ૧૭ ॥

ખુશાલી ક્ષત્રિ કુંડમાં, વધ્યાં ધન ને ધાન;
પ્રભુ પ્રતાપે જાણજો, પ્રગટયા છે નિધાન. ॥ ૧૮ ॥

સોનારૂપા મોરની, બહુ રત્નોની તેમ;
વૃષ્ટિ કરી છે પુરમાં, પુરણ ધરીને પ્રેમ. ॥ ૧૯

સુગંધ વૃષ્ટિ સુરે કરી, પડયા પુષ્પના બંધ;
સિધારથ દરબારમાં, બ્હેકી રહી સુગંધ. ॥ ૨૦ ॥

નોબત વાજે નવનવી, છુટે મનહર રાગ;
સુખનો સિંધુ ઉચ્છલે, મન મન મોદ અથાગ. ॥ ૨૧ ॥

ચૈત્ર શુદ ત્રયોદશી, તેહ દિવસની રાત;
પ્રમોદમાં પુરી થતાં, પ્રગટ થયું પ્રભાત. ॥ ૨૨ ॥

કલોલ કરતાં પંખીયો, તન મનને ધરીને તાન;
વનવન ટહુકે કોકીલા, સુણતાં અમૃતપાન. ॥ ૨૩ ॥

નાના મોટા માનવી, રાજકુટુંબ પરિવાર;
ઉછરંગે અંગે ધરે, શોભિતા શણગાર. ॥ ૨૪ ॥

## ઢાલ આઠમી

( રાગ દલાલી લાલનકી )

હાટ વાટને ચૌવટેજી, રાજપંથ મોઝાર;
જલ શીતલ છાંટી કરીજી, બાંધ્યાં તોરણ દ્વાર રે;
સોભાગી સુણજો, વીરની વાત રસાલ;
પ્રગટે મંગલ માલ રે, સોભાગી સુણજો એ ટેક. ॥ ૧ ॥

લીલાપીલા રંગનીજી, છે સોનેરી ભાત;
પુર પંથે લ્હેકી રહીજી, ધ્વજાતણી તે જાત રે.
સોભાગી ॥ ૨ ॥

ભરી કચેરી ભૂપતિજી, બેઠા છે સિંહાસન;
સુણતાં સ્તુતિ પુત્રનીજી, પોતે થાય પ્રસન્ન રે.
સોભાગી ॥ ૩ ॥

બંધીવાન બંધન થકીજી, મુક્ત કરાવે રાય;
કરવેરા દૂર થતાંજી, જન મન રંજન થાય રે.
સોભાગી ॥ ૪ ॥

ખોબે ને ધોબે ભરીજી, દીધા છે બહુ દાન;
કરતા નરવર સર્વનેજી, હેતભર્યા સન્માન રે.
સોભાગી ॥ ૫ ॥

પ્રજા જ્ઞાતિ મિત્રનેજી, નિપજાવી બહુ અન્ન;
મન ગમતાં મિષ્ટાનથીજી, જમતાં રીઝ્યાં મન રે.
સોભાગી ॥ ૬ ॥

રાજ રૈયાશત સજ્જ કરીજી, કીધી ઉજેણી સાર;
દશ દિવસ તે શહેરમાંજી, વર્તાવ્યો જયકાર રે.
સોભાગી ॥ ૭ ॥

વૃદ્ધિ થઈ છે સર્વમાંજી, મોટું પામ્યા માન;
નામ દીધું તે કારણેજી, કુંવરશ્રી વર્ધમાન રે.
સોભાગી ॥ ૮ ॥

ત્રિશલા તેમજ નૃપતિજી, સફલ જન્મ કરનાર;
પારશ પ્રભુના શાસનેજી, છે શ્રદ્ધા ધરનાર રે.
સોભાગી ॥ ૯ ॥

કુંવર જન્મથી તેહનીજી, વૃદ્ધિ ધર્મમાં થાય;
તે માટે વર્ધમાનજી, નામ દીધું સુખદાય રે.
સોભાગી ॥ ૧૦ ॥

મને શાતા ઘણીજી, પ્રગટે પ્રેમ અનંત;
રૂપે દિનકર રૂપ છે જી, કુંવર કાંતિ વંતરે.
સોભાગી ॥ ૧૧ ॥

મંજન કરાવી માતજીજી, પ્હેરાવે શણગાર;
આંજી મનોહર આંખડીજી, દીપે દેવકુમાર રે.
સોભાગી ॥ ૧૨ ॥

પ્રવર કુંવરનું પારણુંજી, જેમાં જડીયા નંગ;
પોઢાડી ગીત ગાવતાંજી, હર્ષ સ્ફૂરે અંગ રે.
સોભાગી ॥ ૧૩ ॥

તું તનુજ મુજ વાલ હોજી, જીવનનો આધાર;
પ્રાણ થકી મોંઘા મનેજી, હૈડાતણો છે હાર રે.
સોભાગી ॥ ૧૪ ॥

મોહ દશાથી માત જીજી, ગાય મનોહર ગીત;
દાસી દેશ અનેકનીજી, તે પણ ધરે છે પ્રીત રે.
સોભાગી ॥ ૧૫ ॥

વૃદ્ધિ પામે પ્રતિદિનેજી, રહે સુખોમાં ક્ષેમ;
અનુક્રમે કુંવર થયાજી, વર્ષ આઠના એમ રે.
સોભાગી ॥ ૧૬ ॥

પુર પ્રજા ટોળે મળેજી, જોવા કુંવરનું રૂપ;
નિરખીને હરખી કહેજી, દિસે દિવ્ય સ્વરૂપ રે.
સોભાગી ॥ ૧૭ ॥

કુંવરો બહુ ભાયાતનાજી, સરખે સરખી જોડ;
મલતાં મિત્રની મંડલીજી, ખીલ્લે મનોરથ કોડ રે.
સોભાગી ॥ ૧૮ ॥

વન વાટીકા શોભતીજી, છે ત્યાં આંબલી વૃક્ષ;
મન ગમતી ક્રીડા કરેજી, મલી કુંવરો દક્ષ રે.
સોભાગી ॥ ૧૯ ॥

મલી સભા સુરવર તણીજી, પ્રથમ સ્વર્ગ મોઝાર;
સિંહાસન પર સુરપતીજી, બેઠા ધરીને પ્યાર રે.
સોભાગી ॥ ૨૦ ॥

શૌર્ય શ્રી વર્ધમાનનુંજી, પ્રશંસે સુરરાય;
અતુલ બલી ભગવંત છેજી, મૃત્યુ ભૂમિતણી માંય રે.
સોભાગી ॥ ૨૧ ॥

દેવ દાનવ કે માનવીજી, સ્વર્ગતણા અધિરાજ;
તેથી પણ જીતાય નહિંજી, બલવંતા છે આજ રે.
સોભાગી ॥ ૨૨ ॥

ખ્યાતિ પ્રભુની સાંભળીજી, મિથ્યા દ્રષ્ટિ જે દેવ;
મિથ્યા વચન માની કરીજી, આવ્યો તે તત્ખેવ રે.
સોભાગી ॥ ૨૩ ॥

મદ સંખ્યા એ ઢાલમાંજી, કહે આંબાજી એમ;
સહુ જન મનમાં ચિંતવેજી, હોજો પ્રભુનું ક્ષેમ રે.
સોભાગી ॥ ૨૪ ॥

## ॥ દોહરા ॥

ઘુઘરીઉં ઘમકી રહી, નેપૂરનો ઝણકાર;
પ્રવર પ્રભુએ પ્હેરીયા, શોભીતા શણગાર. ॥ ૧ ॥

રાજકુંવરની મંડલી, રમી રહી જે સ્થાન;
મિથ્યાદ્રષ્ટિ આવિયો, રમે જ્યાં ભગવાન. ॥ ૨ ॥

ચડે ઉતરે બાલકો, તરૂ આંબલી ડાલ;
છૂપાણો તે ડાળમાં, ભુજંગ બની વિકરાલ. ॥ ૩ ॥

મને શાતા ઘણીજી, પ્રગટે પ્રેમ અનંત;
રૂપે દિનકર રૂપ છે જી, કુંવર કાંતિ વંતરે.
સોભાગી ॥ ૧૧ ॥

મંજન કરાવી માતજીજી, પ્હેરાવે શણગાર;
આંજી મનોહર આંખડીજી, દીપે દેવકુમાર રે.
સોભાગી ॥ ૧૨ ॥

પ્રવર કુંવરનું પારણુંજી, જેમાં જડીયા નંગ;
પોઢાડી ગીત ગાવતાંજી, હર્ષ સ્ફૂરે અંગ રે.
સોભાગી ॥ ૧૩ ॥

તું તનુજ મુજ વાલ હોજી, જીવનનો આધાર;
પ્રાણ થકી મોંઘા મનેજી, હૈડાતણો છે હાર રે.
સોભાગી ॥ ૧૪ ॥

મોહ દશાથી માત જીજી, ગાય મનોહર ગીત;
દાસી દેશ અનેકનીજી, તે પણ ધરે છે પ્રીત રે.
સોભાગી ॥ ૧૫ ॥

વૃદ્ધિ પામે પ્રતિદિનેજી, રહે સુખોમાં ક્ષેમ;
અનુક્રમે કુંવર થયાજી, વર્ષ આઠના એમ રે.
સોભાગી ॥ ૧૬ ॥

પુર પ્રજા ટોળે મળેજી, જોવા કુંવરનું રૂપ;
નિરખીને હરખી કહેજી, દિસે દિવ્ય સ્વરૂપ રે.
સોભાગી ॥ ૧૭ ॥

કુંવરો બહુ ભાયાતનાજી, સરખે સરખી જોડ;
મલતાં મિત્રની મંડલીજી, ખીલ્લે મનોરથ કોડ રે.
સોભાગી ॥ ૧૮ ॥

વન વાટીકા શોભતીજી, છે ત્યાં આંબલી વૃક્ષ;
મન ગમતી ક્રીડા કરેજી, મલી કુંવરો દક્ષ રે.
સોભાગી ॥ ૧૯ ॥

મલી સભા સુરવર તણીજી, પ્રથમ સ્વર્ગ મોઝાર;
સિંહાસન પર સુરપતીજી, બેઠા ધરીને પ્યાર રે.
સોભાગી ॥ ૨૦ ॥

શૌર્ય શ્રી વર્ધમાનનુંજી, પ્રશંસે સુરરાય;
અતુલ બલી ભગવંત છેજી, મૃત્યુ ભૂમિતણી માંય રે.
સોભાગી ॥ ૨૧ ॥

દેવ દાનવ કે માનવીજી, સ્વર્ગતણા અધિરાજ;
તેથી પણ જીતાય નહિંજી, બલવંતા છે આજ રે.
સોભાગી ॥ ૨૨ ॥

ખ્યાતિ પ્રભુની સાંભળીજી, મિથ્યા દ્રષ્ટિ જે દેવ;
મિથ્યા વચન માની કરીજી, આવ્યો તે તત્ખેવ રે.
સોભાગી ॥ ૨૩ ॥

મદ સંખ્યા એ ઢાલમાંજી, કહે આંબાજી એમ;
સહુ જન મનમાં ચિંતવેજી, હોજો પ્રભુનું ક્ષેમ રે.
સોભાગી ॥ ૨૪ ॥

## ॥ દોહરા ॥

ઘુઘરીઉં ઘમકી રહી, નેપૂરનો ઝણકાર;
પ્રવર પ્રભુએ પ્હેરીયા, શોભીતા શણગાર. ॥ ૧ ॥

રાજકુંવરની મંડલી, રમી રહી જે સ્થાન;
મિથ્યાદ્રષ્ટિ આવિયો, રમે જ્યાં ભગવાન. ॥ ૨ ॥

ચડે ઉતરે બાલકો, તરૂ આંબલી ડાલ;
રૂપાણો તે ડાળમાં, ભુજંગ બની વિકરાલ. ॥ ૩ ॥

ધુંધવતો ક્રોધે કરી, પ્રભુપે ધાયો ધૂર્ત;
પુંછડીએ સાહી કરી, ફેંકી દીધો તુર્ત. ॥ ૪ ॥

પૃથ્વી તલની ઉપરે, પડ્યો ઘણેરો દૂર;
પાછો ત્યાંથી સંચરી, બાલક બનીયો સુર. ॥ ૫ ॥

ખાંધે લઈ ભગવંતને, જાય ઉર્ધ્વ આકાશ;
રૂપ પિશાચી દેખતાં, વ્યાપ્યો સહુને ત્રાસ. ॥ ૬ ॥

દોડી ગયા તે બાલકો, માતપિતાની પાસ;
કુંવર શ્રી વર્ધમાનને, હરી ગયો પિશાચ. ॥ ૭ ॥

શોકાતુર તેથી થયાં, દોડ્યાં રાણી રાય;
જોતાં પૂર્વ સ્થાનકે, વિસ્મય મનમાં થાય. ॥ ૮ ॥

ત્રિનાણી છે જગધણી, સિધારથના સુત;
અવધિથી અવલોકતાં, જાણ્યો તેને ધૂર્ત. ॥ ૯ ॥

કીધો પ્રહાર મુષ્ટિનો, દેવ તણે તે ખાંધ;
બલ હીણો થઇ ભૂતલે, પડીયો ઉંધે કાંધ. ॥ ૧૦ ॥

અતુલબલી ભગવંતથી, ગંજાયો છે સુર;
તુર્ત પુરંદર આવીયા, જગત પ્રભુની હજુર. ॥ ૧૦ ॥

કરજોડી કિંકર પરે, મિથ્યાદ્રષ્ટિ દેવ;
ક્ષમા માગીને ખંતથી, કરે પ્રભુની સેવ. ॥ ૧૨ ॥

ઇંદ્ર કહે છે મૂંઢ તે, અઘટીત કીધું કાજ;
હાસ્ય કરી ભગવંતની, તે ફલ પામ્યો આજ. ॥ ૧૩ ॥

મિથ્યાપણું ત્યાં ત્યાગીયું, કરી સત્યની શોધ;
શ્રદ્ધા થઇ ભગવંતની, પામ્યો સમકિત બોધ. ॥ ૧૪ ॥

સુરવર કહે કરજોડીને, તમે બલવંતા ધીર;
જગત બધું તે જાણશે, નામે શ્રી મહાવીર. ॥ ૧૫ ॥

વંદન કરે અરિહંતને, જોડી પુરંદર હાથ;
સ્વર્ગે ત્યાંથી સંચર્યો, સુર તણી સંગાત. ॥ ૧૬ ॥

પિતૃદત્ત વૃદ્ધમાન છે, દેવદત્ત મહાવીર;
પ્રસિદ્ધ નામ ત્યાંથી થયું, પ્રભુ ગુણે ગંભીર. ॥ ૧૭ ॥

માતપિતા મુખથી કહે, સુતથી હાર્યો સુર;
અતુલ બલ બાલકપણે, સુત દિસે મહાશૂર. ॥ ૧૮ ॥

પુરવાસી પ્રજાજનો, રાજકુટુંબી વૃંદ;
પ્રભુ તણા ગુણ ગાય છે, તન મન ધરી આનંદ. ॥ ૧૯ ॥

સુરવર પણ હારી ગયો, પ્રભુ બલવંતા ધીર;
ત્યાર થકી સહુ જગજનો, કહે શ્રી મહાવીર. ॥ ૨૦ ॥

પ્રસિદ્ધ નામ પુરમાં થયું, થયું ગામ ને ઠામ;
સ્વર્ગ વિષે પણ સુરપતિ, જપી રહ્યા એ નામ. ॥ ૨૧ ॥

રાજપાટ સુખ સાહેબી, ભોગ અને ઉપભોગ;
પામ્યા પ્રભુજી પુન્યથી, સુખદ સર્વ સંજોગ. ॥ ૨૨ ॥

માત તાત ને ભ્રાતજી, મલે મિત્રના થોક;
શૌર્ય પ્રસંસે વીરનું, ક્ષત્રી કુંડના લોક. ॥ ૨૩ ॥

વૃદ્ધિ પામે પ્રતિદિને, વીર કુંવર સુજાણ;
મુદિત કરે મન માતનું, સિધારથ કુલ ભાણ. ॥ ૨૪ ॥

શુભ યોગે શુભ મુહૂર્તે, મંગલ તિથિ તેમ;
પાઠક પાસે પાઠવે, ગણી વીરનું ક્ષેમ. ॥ ૨૫ ॥

દિવ્યાંબર અંગે ધર્યાં, છાંટી સુગંધી સાર
હાથે પોંચી હેમની, પહેર્યા કંઠે હાર. ॥ ૨૬ ॥

ભલી વિભૂતી વીરની, દીપે જેમ અનંગ;
મંગલ ભોજન ભાવતાં, જમ્યા સ્વજનની સંગ. ॥ ૨૭ ॥

વીર કુંવરની વાટડી, જોતાં પંડિત રાજ;
વાહને બેસી આવીયા, ત્રણ જગતના તાજ. ॥ ૨૮ ॥

પંડીત પેખી વીરને, કરે ઘણો સત્કાર;
સુખાસને બેસાડીયા, પૂર્ણ ધરી મન પ્યાર. ॥ ૨૯ ॥

નિશાળ ઘણી વિશાલ છે, છાત્રો સંખ્યાબંધ;
પંડીત પૂછે વીરને, ગણીત તણો પ્રબંધ. ॥ ૩૦ ॥

સંખ્યાબંધ સંખ્યા તણા, ભેદ કહે કુમાર;
જે જે પ્રશ્નો પુછીયા, કહે સર્વનો સાર. ॥ ૩૧ ॥

વેદ વેદ વદતા ફરે, જગત તણા નરનાર;
વેદ ભેદ જાણ્યા પછી, ભવજલધિ તરનાર. ॥ ૩૨ ॥

વિવેક વૈરાગ્યમાં, આત્મ થાય જો શૂર;
દમન કરે સ્વદેહનું, તે પામે શિવપુર. ॥ ૩૩ ॥

ઉભય એ અક્ષર મલી, વેદ થયું છે નામ;
કર્મ હરણી કરણી કરે, તેથી છે સુખ ધામ. ॥ ૩૪ ॥

વીર કહે પંડિત ભણી, છો બુદ્ધિમાં ઠરેલ;
પુછું પંડીત આપને, સમશ્યા જ્ઞાન ભરેલ. ॥ ૩૫ ॥

## ॥ સમશ્યા પહેલી ॥

હય, છાત્ર ને ઢોલીયો, ચોથો કૃષિકાર;
ચાર વર્ણના શબ્દથી, છે શોભા ધરનાર. ॥ ૩૬ ॥

## ॥ સમશ્યા બીજી ॥

ત્રણ અક્ષરનો શબ્દ છે, ત્રિયા તણો શણગાર;
ગુરુ પ્રથમાક્ષર જાણજો, જીવનનો આધાર. ॥ ૩૭ ॥

## ॥ સમશ્યા ત્રીજી ॥

ત્રણ અક્ષરના શબ્દથી, શોભે છે નરનાર;
પ્રથમાક્ષર વિણુ જગતમાં ચાલે યંત્ર અપાર. ॥ ૩૮ ॥

## ॥ સમશ્યા ચોથી ॥

શતાષ્ટ નરને એકલે, વશ કીધા ભલીભાત;
છતાં નામ નારી પડયું, કહો પંડીતજી વાત. ॥ ૩૯ ॥

## ॥ સમશ્યા પાંચમી ॥

### સર્વે જીવને શું ગમે તેનો ઉત્તર

રાજયતંત્ર જેથી રહે, દુગાષ્ટમિમાં થાય;
રામ ત્રિયા એ ત્રણુનો, મધ્યાક્ષર સુહાય. ॥ ૪૦ ॥

ભેદ ન જાણ્યો વેદનો, સમશ્યાથી રહે ચૂપ;
પ્રત્યુતરે પંડીત કહે, વચનો વદી અનુપ. ॥ ૪૧ ॥

જ્ઞાનીને જ્ઞાની મલે, ચર્ચે ઝીણા ભેદ;
ધીર વીર ધન્ય આપને, ભણ્યા ચારે વેદ. ॥ ૪૨ ॥

ભલે પધાર્યા આ સ્થળે, ચર્ચ્યું આપે જ્ઞાન;
છો બ્રહ્મા કે સરસ્વતી, નમન કરું ભગવાન. ॥ ૪૩ ॥

ખ્યાતિ કરી ખુબ વીરની, કીધા સુખે ગુણ ગ્રામ;
વીરની સાથે આવીયા, સિધારથને ધામ. ॥ ૪૪ ॥

કુંવર સંગે પેખીયા, પંડીત ઘરને દ્વાર;
બેસાડે સુખાસને, નર વર ધરીને પ્યાર. ॥ ૪૫ ॥

વીર સ્તુતિ વિપ્રે કરી, રાજા રાણી પાસ;
પૂછયા સમશ્યા અર્થને, કીધા કુંવરે ખાસ. ॥ ૪૬ ॥

પ્રીતી દાન દીધું ઘણું, કીધો બહુ સત્કાર;
પ્રસન્ન કરી બહુ વિપ્રને, વોલાવે તે વાર. ॥ ૪૭ ॥

પુત્ર પનોતા જે ઘરે, તે ઘર સ્વર્ગ સમાન;
માત પિતા ખ્યાતિ કરી, કરે ઘણા સન્માન. ॥ ૪૮ ॥

## ॥ ઢાળ નવમી ॥

॥ રાગ ભજનનો ॥ (તે માનસરના મોતીરે)

માવિત્રની પ્રીતી રે અવિચળ જાણીએ રે જી, જુઠી કદિના થાય;
સુખડું નિહાળી રે ચંદ્રસમ વીરનું રે જી, હર્ષ મનમાં ન માય.
માવિત્રની પ્રીતી રે. એ ટેક ॥ ૧ ॥

મીઠાને મધુરારે સુણ્યે સુખ ઉપજેરેજી, બોલે વીર વેણ રસાલ;
અષ્ટમીનો ઇંદુરે દિસે જેમ દીપતોરેજી, શોભે શ્રી વીરનું ભાલ.
માવિત્ર. ॥ ૨ ॥

વીર શિર દીપેરે શ્યામ રંગી કેશથીરેજી, બ્હેકે સુગંધી તેલ;
અણીયાલી આંખોરે જેવી પુષ્પ પાંખડીરેજી, મૂર્તિ મોહનવેલ.
માવિત્ર. ॥ ૩ ॥

નિત નિત નવલારે ભોજન મન ભાવતાંરેજી, પીરસી જમાડે માય;
હર્ષ ધરી હૈડેરે માજી લીએ મીઠડાંરેજી, મુખ દેખ્યે સુખ થાય.
માવિત્ર. ॥ ૪ ॥

એમ અનુક્રમેરે યુવાવય પામીયારેજી, પરણ્યા યશોદા નાર;
તસ કુખે કન્યારે રત્ન જેમ ઉપનીરેજી, પ્રિય દર્શના, પ્રીતિકાર.
માવિત્ર. ॥ ૫ ॥

રાજપાટ સોંપ્યુંરે નંદીવર્ધન સુતનેરેજી, નૃપને ધર્મ સુહાય;
ઉગ્ર વ્રતો પાળીરે તપે તનુ ગાલતારેજી, ઉજવલ આતમ થાય.
માવિત્ર. ॥ ૬ ॥

ત્રિશલાજી સંગેરે સંથારો આદર્યોરેજી, જાણીને સર્વ અસાર;
બારમેતે સ્વર્ગેરે દેવ ભવ પામીયારેજી, સુખ શય્યા મોઝાર.
માવિત્ર. ॥ ૭ ॥
સુર સુખો વિલસીરે અંતસમે બેહુનોરેજી, જન્મ વિદેહે થાય;
સંજમથી તેઉરે ભવબીજ બાલશેરેજી, તેજ ભવે મોક્ષ થાય.
માવિત્ર. ॥ ૮ ॥
આંબાજીએ કહીરે રહી પોરબંદરેજી નવમી ઢાળ રસાલ;
ભવી ભાવે સુણશેરે રસદ શ્રી વીરનુંરેજી, છે ચરિત્ર વિશાલ.
માવિત્ર. ॥ ૯ ॥

## દોહરા

માત પિતા શ્રી વીરના, કરી સંથારો સાર;
કાલ ધર્મ પામી કરી, ગયા સ્વર્ગ મોઝાર. ॥ ૧ ॥
હડતાલ પડી તે પુરમાં, દીલગીર નર ને નાર;
શોકાતુર સર્વે થયા, રાજાદિ પરિવાર ॥ ૨ ॥
બંન્ને બંધવની જોડલી, મલ્યાં કુટંબી વૃંદ;
અગ્નિ ક્રિયા કીધી ખરે, કરતાં તે આક્રંદ ॥ ૩ ॥
પાછા પુરમાં આવીયા, સગા સ્નેહી સંગ;
માવિત્ર તણા વિયોગથી, ક્ષીણ થયાં છે અંગ. ॥ ૪ ॥
ધર્મી ધન્ય એ દંપતિ, જેની ન મલે જોડ;
કાલ કરી સ્વર્ગે જતાં, પડી તેહની ખોડ. ॥ ૫ ॥
ધન્ય એનું ધર્મીપણું, ધન્ય એના ઉદગાર;
બીજ ધર્મના રોપીયા, પુર પ્રજા મોઝાર. ॥ ૬ ॥
ભલા ભલા સજ્જન તણા, જન્મ જગતમાં હોય;
કદર પછીથી થાય છે, રીત અનાદિ જોય. ॥ ૭ ॥

દીએ દીલાસો પુરિજનો, કરવા સહુને શાંત;
રાજા વીર ધીરજ ધરી, રાખો મન ઉપશાંત. ॥ ૮ ॥
સંબોધી સમજાવતાં, દીધી છે બહુ ધીર;
નૃપતિ તેમજ વીરનાં, ચિત્ત થયાં છે સ્થિર. ॥ ૯ ॥
હડતાલ પડેલી ખુલતાં, દિલગીર દૂરે થાય;
અંતર ગત વિચારતાં, ચોવિશમા જિનરાય. ॥ ૧૦ ॥
વર્ષ અઠયાવીશ વીતિયાં, રહ્યો બહુ સંસાર;
અભિગ્રહ પણ પુરો થયો, હવે થવું તૈયાર ॥ ૧૧ ॥
અંતરમાં અવધારીને, આવ્યા બંધવ પાસ;
અનુમતિ આપો ભ્રાતજી, લહીશું સંયમ ખાસ. ॥ ૧૨ ॥
જે પંથે જિનવર ગયા, ચક્રવર્તી પણ જાય;
તે પંથે હું સંચરૂં, સંજમથી સુખ થાય. ॥ ૧૩ ॥
સાર જગતમાં છે નહિ, દુઃખ દરિયો સંસાર;
તરી જવા ભવ ઉદધિને, છું સંયમ ધરનાર. ॥ ૧૪ ॥
સુણી વિનંતી વીરની, નંદીવર્ધન રાય;
ગદ ગદ કંઠે થઇ કહે, મોહદશા મન લાય. ॥ ૧૫ ॥

## ઢાળ દશમી

(રાગ- જગજીવન જગવાલ હો.)

પ્રીતિ અવિચળ ભ્રાતની, વિયોગ કેમ સુહાય લાલરે;
વીર વચન એ આપના, સુણતાં દીલ દુહાય લાલરે.
પ્રીતિ અવિચળ ભ્રાતની. એ ટેક ॥ ૧ ॥
માત પિતાના વિયોગથી, ઉરે દુઃખ ઉભરાય લાલરે;
તેમાં દીક્ષા તમો આદરો, મુજને કોણ સહાય લાલરે.
પ્રીતિ ॥ ૨ ॥

સ્નેહી ઘણા છે સંસારમાં, નહિ કોઇ બંધુ સમાન લાલરે;
જમણી ભુજા બંધુ જાણીએ, સુખનું એજ નિધાન લાલરે.
પ્રીતિ ॥ ૩ ॥

સ્વર્ગ મૃત્યુ ને પાતાલમાં, જોતાં ત્રિલોકના સ્થાન લાલરે;
જોડ તમારી બંધુ ના મલે, છો પ્યારા પ્રાણ સમાન.
લાલરે પ્રીતિ ॥ ૪ ॥

વચન માનો જો માહરા, સ્થિરતા કરો આવાર લાલરે;
પછી સંયમ પંથે જાયશો, વિનવું વારંવાર લાલરે.
પ્રીતિ ॥ ૫ ॥

મોહદશારે જગ જાણીએ, સર્વને બંધનરૂપ લાલરે;
વિંટ્યા સુરાસુર પુરંદરો, ભલભલા ભડભૂપ લાલરે.
પ્રીતિ. ॥ ૬ ॥

વિનંતી સુણી જ્યેષ્ટ ભ્રાતની, કરૂણાથી ભરપુર લાલરે;
યુગ્મવર સંસારમાં, વસવું બંધુ હજુર લાલરે.
પ્રીતિ ॥ ૭ ॥

એમ પ્રભુએ મન ચિંતવી, કીધો સચીતનો ત્યાગ લાલરે;
ગ્રહસ્થાવાસે છતાં વીરને, વસે અંતર વૈરાગ લાલરે.
પ્રીતિ ॥ ૮ ॥

ઢાળ દશમી કહી પોરમાં, ચાલતે શ્રાવણમાસ લાલરે;
દેવસી સ્વામીના પ્રતાપથી, આંબાજી રચે અનુપ્રાસ.
લાલરે પ્રીતિ ॥ ૯ ॥

## ॥ દોહરા ॥

ભવ દરિયો ભરીયો દુઃખે, તરિયો કિએ દીન જાય;
સંયમરૂપી નાવથી, સિદ્ધ અનંતા થાય. ॥ ૧ ॥

તનમન તલપે વીરના, લેવો સંયમભાર;
ત્રોડી બંધન મોહના, તુર્ત થવું તૈયાર. ॥ ૨ ॥

તે કાલે ને તે સમે, બ્રહ્મલોક મોઝાર;
લોકાંતિક દેવો વસે, વિક્રય વપુ કરનાર. ॥ ૩ ॥

આસન કંપ્યા તેહના, મુકે અવધિજ્ઞાન;
મનુષ્ય મહી પર પેખીયા, ચોવિશમા ભગવાન. ॥ ૪ ॥

ઓગણત્રીશ વર્ષો ગયાં, હવે વર્ષ છે એક;
જાવું જિનવર આગળે, પુરણ ધરી વિવેક. ॥ ૫ ॥

જિનશાસનના દિનકરૂ, જગજન તારણહાર;
ત્રિલોકી પ્રભુ આગળે, જવા થયા તૈયાર. ॥ ૬ ॥

લોકાંતિક છે સુરવરો, અદ્ભૂત કાંતિવંત;
ભરત ભૂમિ પર આવીયા, વિચરે જ્યાં ભગવંત. ॥ ૭ ॥

અંગે અંબર ઉપતા, કંઠે હંહકે હાર;
વક્ષ સ્થલ જલકી રહ્યાં, સુર કુંડલ ધરનાર. ॥ ૮ ॥

આકાશે જુકાવીયાં, વિમાન વિસ્મયકાર;
પ્રભુ સમીપે આવીયા ભલી ભક્તિ કરનાર. ॥ ૯ ॥

કરજોડી શિર નામીયા, લળી લળી લાગ્યા પાય;
સ્પર્શી ચરણો વીરના, સ્તુતી કરી કહે ત્યાંય. ॥ ૧૦ ॥

ઉછલતા ભવ ઉંધમાં, ડુબ્યો આ સંસાર;
તારક વિણુ તરશે નહિ, જગત તણા નરનાર. ॥ ૧૧ ॥

થયા થશે ને થાય છે, જયવંતા જિનરાજ;
સઘળાં સંયમ આદરી, રચે ધર્મની પાજ. ॥ ૧૨ ॥

વર પદવી વરવા ભણી, કરવા પરઉપકાર;
નિકલો જો સંસારથી, થશે ઘણો ઉપકાર. ॥ ૧૩ ॥

એમ કહી ભગવંતના, કર્યા ઘણા ગુણ ગ્રામ;
સુરવર ત્યાંથી સંચરી, પહોંચ્યા છે સ્વધામ. ॥ ૧૪ ॥

ત્યારથકી જિનરાજજી, દેવા લાગ્યા દાન;
યાચક જન આવે ઘણા, તનમન ધરીને તાન. ॥ ૧૫ ॥

દાન પ્રભુના હસ્તનું, લેતાં લાભજ થાય;
એમ વિમાસી અંતરે, યાચક જન ઉભરાય. ॥ ૧૬ ॥

દિનપ્રતિ એક ક્રોડને, ઉપર અષ્ટજ લાખ;
દાન પ્રભુજી આપતા, સુત્ર વિષે છે શાખ. ॥ ૧૭ ॥

દ્રવ્ય સંખ્યા પુરી કરે, કુબેર નામે દેવ;
દર્શનથી પ્રસન્ન રહે, કરે પ્રભુની સેવ. ॥ ૧૮ ॥

વરસ દિવસ પુરણ થયું, વર્ત્યો જય જયકાર;
જિનવર મનમાં ચિંતવે, લેવો સંયમ ભાર. ॥ ૧૯ ॥

જયેષ્ઠ ભ્રાત શ્રી વીરના, નંદીવર્ધન નામ;
હુકમે પુર શણગારીયું, શોભા સર્વે ઠામ. ॥ ૨૦ ॥

વીર સંસારે ના રહે, સંયમ ધરવા પ્રીત;
દીક્ષા ઉત્સવ જગદીશનો, કરશું રૂડી રીત. ॥ ૨૧ ॥

રાજા તો તાજા થયા, પહેરી અનુપમ ચીર;
ભાયાતો ભગવંતના, હાજર થયા અમીર. ॥ ૨૨ ॥

શાણી સઘળી રાણીઉં, રાજા ને દરબાર;
સજ્જ થઈ સર્વે સુંદરી, કુંવરી સપરિવાર. ॥ ૨૩ ॥

ગજ તુરી શણગારીયા, કાઢ્યા શિવિકા વેલ;
અજબ વિભૂતિ રાજ્યની, જોતાં રેલમછેલ. ॥ ૨૪ ॥

વિચાર થયો જબ વીરને, તજવા જગ જંજાલ;
આસન કંપ્યાં ઈંદ્રના, સ્વર્ગ મૃત્યુ પાતાલ. ॥ ૨૫ ॥

ભુવનપતિના વીશ છે, વૈમાનીકના દશ;
વ્યંતર ઈંદ્ર બત્રીશ છે, બે જ્યોતિષી ખસ. ॥ ૨૬ ॥

સ્વર મધુરા સુણુતાં, ધૂકડના ધોંકાર;
ઈંદ્ર હતા એ તાનમાં, ભરી સભા મોઝાર. ॥ ૨૭ ॥

ચોસઠ સર્વે ઈંદ્રજી, બેઠા સિંહાસન;
પ્રભુ દીક્ષા પ્રસંગથી, કંપ્યા છે આસન. ॥ ૨૮ ॥

તે કારણુને જાણુવા, મુકે અવધિજ્ઞાન;
ભરત ભૂમિની ઉપરે, પેખ્યા શ્રી ભગવાન. ॥ ૨૯ ॥

## ઢાળ અગીયારમી

॥ (રાગ—વીર પ્રભુ આવ્યા રે વિશાલાનગર) ॥

વીરના વિચારોરે જાણ્યા અવધિ મોઝાર;
સુરપતિ સર્વેરે થયા તુર્ત તૈયાર.

છે પ્રથમ સ્વર્ગના ઈંદ્ર મહારાજા, લોપે નહિ કોઇ તેમની માજા;
બંધ કરાવે તે વિવિધ વાજાં, હુકમ તેણે કીધોરે કરો વૈમાન તૈયાર.
વિરના વિચારોરે જાણ્યા અવધિ મોઝાર એ ટેક. ॥ ૧ ॥

સુઘોષા ઘંટા તે સુરો બજાવે, સર્વ વૈમાનોમાં સુચનારે થાયે;
દેવ દેવી વૃંદો સજ્જ થઈ આવે, પાલક વૈમાનેરે બેસે લઈ પરિવાર. વીરના. ॥ ૨ ॥

પુરંદરે પૂર્ણ કીધી તૈયારી, વિકુર્વ કરી પ્હેર્યાં ભુષણ ભારી;
અષ્ટ પરીઉંએ સ્વકાય શણુગારી, ઈંદ્રસંગે આવેરે જોતાં તે વિસ્મયકાર. વીરના. ॥ ૩ ॥

બેસે વૈમાનપર ઈંદ્ર ઉમંગે, સંખ્યાબંધ દેવ દેવી છે સંગે;
સોહે શરીર જેના વિવિધ રંગે, રાજતાજ તેજેરે દીસે ઈંદ્ર મનોહાર. વીરના. ॥ ૪ ॥

તુર્ત વૈમાન ત્યાંથી ઇંદ્ર ચલાવે, અસંખ્ય દીપ દરિયા ઉલંઘી જાવે;
જંબુદ્વીપે ભરતક્ષેત્રમાં આવે, વિદ્યુતની પેઠેરે તેજ તણો નહિ
પાર. વીરના. ॥ ૫ ॥

ક્ષત્રિકુંડ પુરે વૈમાન આવ્યું, ભૂમિતલથી ઉંચે ઇંદ્રે ઝુકાવ્યું;
દિવ્યપ્રભાએ ત્યાં આકાશ છાવ્યું, પૃથ્વીતલે આવ્યારે ઈંદ્ર લઈ
પરીવાર. વીરના. ॥ ૬ ॥

વરવિભૂષાથી દીપે છે કાયા, સર્વ આગલ ચાલ્યા સ્વર્ગના રાયા;
હર્ષ ધરી આવ્યા જ્યાં જીનરાયા, ઈંદ્ર કરજોડીરે નમી કહે તે
વાર. વીરના. ॥ ૭ ॥

ધન્ય ધરણી તલવીર તમોને, કીધા કૃતારથ આજે અમોને;
ધન્ય તેમ વળી જગત જનોને, જગ જયકારીરે કરે પ્રભુના
દિદાર. વીરના. ॥ ૮ ॥

એજ રીતે ત્રેસઠ ઈંદ્ર ત્યાં આવ્યા, નિજ સંગે સર્વ રિદ્ધિ તે લાવ્યા;
પ્રભુ દિદારથી સુરપતિ ફાવ્યા, અહો જન્મ આજેરે ભેટયા
ભવ ભંજનહાર. વીરના. ॥ ૯ ॥

એકાદશમીએ ઢાળ મોઝારી, પ્રભુ દીક્ષા તણી થાય તૈયારી;
સ્વર મધુર છુટે અપરંપારી, આંબાજીએ કીધોરે વીર દીક્ષા
અધિકાર. વીરના. ॥ ૧૦ ॥

## દોહરા

ઇશાન દિશા વિભાગમાં, કીધી ત્યાં સમુદ્ઘાત;
દેવછંદો ઇંદ્રે રચ્યો, જેમાં છે બહુ ભાત. ॥ ૧ ॥

દેવછંદાની ઉપરે, રમણિક ભૂમિ ભાગ;
સિંહાસન ત્યાં સ્થાપીયું, જોતા ઉપજે રાગ. ॥ ૨ ॥

પ્રસરી પ્રભા દશ દિશમાં, દીસે દેદીપ્યમાન;
તુર્ત સુહમપતિ આવીયા, વિચરે જ્યાં ભગવાન. ॥ ૩ ॥

નમન કરે મહવીરને, જોડી યુગ્મજ હાથ;
ઈંદ્ર ગ્રહે કરકમલમાં, ત્રણ જગતના નાથ. ॥ ૪ ॥

પૂર્વ સ્થાપિત સિંહાસને, બેસાડ્યા ભગવંત;
પૂર્વદિશિ મુખ રાખીને, બેઠા મહિમાવંત. ॥ ૫ ॥

સહસગમે ઔષધીઉં, જેમાં છે નારવેલ;
સઘળે સુરભી મ્હેકતી, લીધું એવું તેલ. ॥ ૬ ॥

કુમલા કરથી ઈંદ્રજી, ચોળે પ્રભુને તેલ;
વપુ પ્રભા પ્રસરી રહી, દૂર થયો છે મેલ; ॥ ૭ ॥

શીતલ સુગંધી નીરથી, ન્હવડાવે સુરરાજ;
કાને કુંડલ ઇંદ્રને, દીપે મસ્તક તાજ. ॥ ૮ ॥

લક્ષ દિનારે[1] ના મલે, છે ચંદન મૂલ્યવંત;
ચર્ચે અંગે વીરને, ઇંદ્ર ધરીને ખંત. ॥ ૯ ॥

પ્રવર વપુ પર ચિવરો, પ્હેરાવે સુરરાય;
શોભા તેની શી કહું, જોતાં ચિત હરાય. ॥ ૧૦ ॥

આછાં અંબર ઉજળાં, જેવી હયવર લાળ;
રીઝે જોતાં સુરવરો, વસ્ત્રો ઝાકઝમાળ. ॥ ૧૧ ॥

પ્હેર્યાં છે પ્રભુજીએ, વેઢ વીંટી ને હાર;
દીપે જેવા દિનમણી, રૂપ તણા ભંડાર. ॥ ૧૨ ॥

અથાગ રૂપ અરિહંતનું, કલ્પતરૂ અનુહાર;
તાજ તપે જે શિર પરે, સ્થંભે છે જોનાર. ॥ ૧૩ ॥

કેશવ ને બલદેવજી, ચક્રી બહુ રૂપવંત;
અમર લોકના ઈંદ્રથી રૂપાળા ભગવંત. ॥ ૧૪ ॥

---

૧ સોના મહોર.

સમુદ ઘાત બીજી કરી, ઇંદ્રે ધરીને ખંત;
ચંદ્રપ્રભા શિવિકારચી, તેજ અતિ જલકંત. ॥ ૧૫ ॥

મૃગ મયૂર ને કિન્નરો, વિદ્યાધરના રૂપ;
અષ્ટાપદ ને કુંજરો, દિસે બહુધા સ્વરૂપ. ॥ ૧૬ ॥

શિવિકાની ચોફેરમાં, લ્હેકી રહ્યા છે હાર;
ઘંટા ને ઘુઘરી ઘણી, જોતાં વિસ્મયકાર. ॥ ૧૭ ॥

કીર્ણ હજારો છુટતાં, દિસે દેદિપ્યમાન;
શિવિકા એવી શોભતી, જોતાં ઈંદ્ર વિમાન. ॥ ૧૮ ॥

જન્મ જરા ને મરણથી, મુક્ત થયા જિનરાય;
તે જિનવરને કારણે, શિવીકા સ્થાપી ત્યાંય. ॥ ૧૯ ॥

શિવિકાની મધ્ય ભાગમાં, સ્થાપ્યું સિંહાસન;
દિવ્ય તેજ ઝલકી રહ્યું, જોતાં મન પ્રસન્ન. ॥ ૨૦ ॥

દિવ્યાંબર બીછાવીયા, ઇંદ્રે ધરી ને પ્રીત;
સિંહાસન અવલોકતાં, ભાસે અપૂર્વ રીત. ॥ ૨૧ ॥

પાદાસન છે આગલે, ઝળકે જેની જ્યોત;
રત્ન જડ્યા બહુ ભાતના, થઈ રહ્યો ઉદ્યોત. ॥ ૨૨ ॥

## ઢાળ બારમી

(રાગ– સોનલા ઇંઢાણી રૂપા બેડલું રે લોલ)

કહું દીક્ષા ઉત્સવ મહાવીરનો રે લોલ,
પ્રથમ અંગતણે અનુસારજો;
સુણી વાત વૈરાગ તણી વીરની રે લોલ,
કઇંક પામી જશે ભવપારજો.
કહું દીક્ષા ઉત્સવ મહાવીરનો રે લોલ. એ ટેક ॥ ૧ ॥

ચંદ્રપ્રભા શિવિકાની ઉપરે રે લોલ,
સિંહાસને બેઠા જિનરાયજો;
છઠ ભકતે ભગવંત ભલા, ભાવથી રે લોલ,
આજે સંયમ લેવા સજજ થાય જો. કહું ॥ ૨ ॥

સુહમપતિ શ્યામ બીજા સ્વર્ગના રે લોલ,
ઉભય હર્ષ ધરી મનમાંય જો;
બેહુ પાસે રહીને વિંજે ચામરો રે લોલ,
જોતાં જગજન વિસ્મય થાયજો. કહું ॥ ૩ ॥

પ્રથમ શિવિકા વહે મહાવીરની રે લોલ;
મળી મનુષ્ય તણા બહુ વૃંદજો;
પછી સુરા સુરો વહે શિવિકા રે લોલ,
ઇંદ્ર સરખા ધરીને આનંદજો. કહું ॥ ૪ ॥

સુરાસુર સમુહ દીસે દીપતો રે લોલ,
છે ઇંદ્ર પરિયોનો બહુ ઠાઠજો;
અજબ પ્રભા પડે છે ચૌદિશામાં રે લોલ,
બન્યો જોવા જેવો જગ ઘાટજો. કહું ॥ ૫ ॥

ઇંદ્ર ચોસઠ મલ્યા તિહાં એકઠારે લોલ,
અંગે ઝલકતા છે શણગારજો;
જેણે વૈમાન સ્થાપ્યા આકાશમાંરે લોલ,
એથી ઉદ્યોતનો નહિ પારજો. કહું ॥ ૬ ॥

દેવ વાજાં બહુ તિયાં વાજીયાંરે લોલ;
બજે તુરિ ભુંગલ શરણાઇજો;
પડહા ભેરી ને વાજી ઝલ્લરી રે લોલ,
મધુર સ્વરે ગગન છવાયજો. કહું ॥ ૭ ॥

સુરાસુરો તણા બહુ વૃંદથી રે લોલ,
અધે ઝલકી રહ્યું આકાશજો;
અમૂલ્ય રત્નોતણી વૃષ્ટિ કરે રે લોલ,
દેવ દેવી ધરીને ઉલ્લાસજો. કહું ॥ ૮ ॥

નૃપ નંદીવર્ધને શણગારીયુંરે લોલ,
ક્ષત્રિકુંડ નામે નિજ પુરજો;
એહ નગર મધ્યો મધ્ય ચાલીયારે લોલ.
શિવિકા વહી ને સુરાસુરજો. કહું ॥ ૯ ॥

ચાલ્યા શતાષ્ટ કુંતલ ગજ ઝુલતારે લોલ,
છે તેતો શોભાતણા ધરનારજો;
શતાષ્ટ શણગાર સજ્જ જાણીએરે લોલ,
ચાલી કુંતલ ઘોડાની તે હારજો. કહું ॥ ૧૦ ॥

ચાલ્યા રથ મ્યાનાને તેમ પાલખીરે લોલ,
વીરની શિવિકા આગલ સૌ જાયજો;
જિનવર દાન દેતા ખુબ ખંતથીરે લોલ,
લેતાં હર્ષ સૌને ઉભરાયજો. કહું ॥ ૧૧ ॥

પુર મધ્યે થઇને સહુ આવીયારે લોલ,
છે જિહાં જ્ઞાતખંડ ઉદ્યાનજો;
ઈદ્રે શિવિકા સ્થાપી તે બાગમાંરે લોલ,
ઉતર્યા જગતણા ભગવાનજો. કહું ॥ ૧૨ ॥

ભવ્ય ભૂષણો ઉતારે નિજ અંગથીરે લોલ,
વીરને વૈરાગ વિષે છે પ્રીતજો;
ઢાળ બારમી પુરી થઈ પોરમાંરે લોલ,
રચી આંબાજીએ રૂડી રીતજો. કહું ॥ ૧૩ ॥

## ॥ દોહરા ॥

વડી વડારણ રાજની, બલબુદ્ધિમાં ઠરેલ;
વસ્ત્ર બીછાવે ભૂતલે, ચિવર ચિત્ર ભરેલ. ॥ ૧ ॥

એહ વસ્ત્રની ઉપરે, જયવંતા જિનરાય;
ભલા ભલા આભૂષણો, મુકે તુર્તજ ત્યાંય. ॥ ૨ ॥

કડાં વેઢ વીંટી વળી, તોડા બેડીની જોડ;
બાજુબંધ ઉતારીને તુર્ત ઉતારે મોડ. ॥ ૩ ॥

કાઢયા કુંડલ કાનથી, તેમ ઉતાર્યા હાર;
ઝળહળતાં આભુષણો, જાણ્યા સર્વ અસાર. ॥ ૪ ॥

સર્પ તજીને કાંચળી, નાસે છે નિરધાર;
તેમ પ્રભુએ ત્યાગિયાં, ગણી ભૂષણને ભાર. ॥ ૫ ॥

ચાર ગતિ સંસારમાં, કાઢયો કાલ અનંત;
સગપણ જોડી ત્રોડિયા, પડી મોહને તંત. ॥ ૬ ॥

અભેદ્ય ગ્રંથી મોહની, ભેદી નાખું આજ;
હીરા જડીત મુગટ તજી, પ્હેરૂં સંયમ તાજ. ॥ ૭ ॥

ભ્રમર સરિખા શિરપરે, શોભી રહ્યા છે કેશ;
લુંચન તેનું તુર્ત કરું, હર્ષ તણે આવેશ. ॥ ૮ ॥

એમ વિમાસી અંતરે, મલી સભા મોઝાર;
પંચ મુષ્ટિ લુંચન કરે, વીર ધીર ધરનાર. ॥ ૯ ॥

ધનદ દેવ તેણે સમે, અમૂલ્ય ગ્રહીને થાલ;
કેશ ઝીલે તે વીરના, બની અંગે ઉજમાલ. ॥ ૧૦ ॥

પ્રક્ષેપે ખીરસાગરે, ઈંદ્ર તણે આદેશ;
દીક્ષાપાઠ જીનજી ભણે, ધરી ત્યાગનો વેશ. ॥ ૧૧ ॥

લક્ષ ગમે છે દેવતા, દેવી અપરંપાર;
નરનારી જોવા મળ્યાં, જ્ઞાત ખંડ મોઝાર. ॥ ૧૨ ॥

મળતાં એવી મેદની, ભૂરી થાય અવાજ;
શાંતજ કરવા શબ્દને, પ્રથમ સ્વર્ગના રાજ. ॥ ૧૩ ॥

વીજળી સમ ઉજળી ઘણી, ઈંદ્રે ગ્રહી તલવાર;
ધમકી દઈ કહે સર્વને, ચુપ રહો આવાર. ॥ ૧૪ ॥

ત્રણ જગતને તારવા, તજે જગતનો ઠાઠ;
વીર પ્રભુજી આ ક્ષણે, ભણશે દીક્ષા પાઠ. ॥ ૧૫ ॥

વચન સુણી સુરેન્દ્રના, સભા બની છે શાંત;
ચિત્રભુત સર્વે થતાં, સ્થલ થયું એકાંત. ॥ ૧૬ ॥

હાજર ચોસઠ સુરપતિ, રાખે એકજ ધ્યાન;
વચનો સુણવા વીરના, સ્થાપ્યા છે ત્યાં કાન. ॥ ૧૭ ॥

નમો સિદ્ધાણં ઉચ્ચરે, જોડી યુગ્મજ હાથ;
કરેમિ પાઠ મુખથી ભણિ, થયા જગતના નાથ. ॥ ૧૮ ॥

ત્રિનાણી ભગવંતને, ઉપજ્યું ચોથું જ્ઞાન;
ભાવ ભલા સંજ્ઞી તણા, જાણ્યા અઢિ દ્વીપ થાન. ॥ ૧૯ ॥

માગશર વદી દશમી દિને, મલતાં મંગલ યોગ;
મહાવીરે તે દિવસે, લીધો ત્યાગી જોગ. ॥ ૨૦ ॥

ત્રણ ભુવનમાં તે ક્ષણે, વ્યાપી રહી છે જ્યોત;
જગનાયક ભગવંતથી, થયો બધે ઉદ્યોત. ॥ ૨૧ ॥

નરકલોકના નારકી, પડતાં માર પ્રહાર;
તેને પણ શાંતિ મળી, વીર સંયમ સુખકાર. ॥ ૨૨ ॥

વડીલ વીર મહાવીરના, નંદીવર્ધન રાય;
વીરને જોતાં ત્યાગમાં, ગદગદ કંઠે થાય. ॥ ૨૩ ॥

તાર ત્રુટતાં હારનો, પડે મોતી નિરધાર;
તેમજ નરવર આંખથી, થઈ અશ્રુની ધાર. ॥ ૨૪ ॥
જેના ચરણાર્વિંદમાં, નમે સુરાસુર ક્રોડ;
એ બંધવની આજથી, પડી સંસારે ખોડ. ॥ ૨૫ ॥
અથાગ પુણ્ય એ વીરના, ઇંદ્ર નમે છે પાય;
જગત તજીને ચાલતાં, દર્શન દુર્લભ થાય. ॥ ૨૬ ॥

છંદ તોટક.

મળશે જગમાં ધન ધામણી, મળશે જગમાં નમણી રમણી;
મળશે વળી રાજભૂવિ ફરતે, મળશે નહિ કયાંય સહોદર તે.
॥ ૧ ॥

## ઢાળ તેરમી

રાગ–ભજનનો (ઉંચાતે મંદિર માલીયા તે) (તથા ભરથરી)

ધન્ય ધન્ય ધીરજ વીરની, લીધો ત્યાગનો પંથજી;
કોઈ ઉપાયે રોકયા ના રહે, થયા સંયમ વંતજી.
ધન્ય ધન્ય ધીરજ વીરની. એ ટેક. ॥ ૧ ॥

રાજ ભોજન ભલી ભાતના, જમતાં મન પ્રસન્નજી;
તે બંધુને કરવી ગોચરી, માગ્યા મલશે અન્નજી.–ધન્ય. ॥ ૨ ॥

ગજ અંબાડી બેસી ચાલતા, કદિ ના કીધો વિહારજી;
તે બંધુને ચરણે ચાલવું, વિષમ ભુમિ મોઝારજી.–ધન્ય. ॥ ૩ ॥

શિત કાલેરે શિત સામટી, પડતાં જામે નીરજી;
એવા સમયમાંરે એકલા, કેમ વીચરશે વીરજી.–ધન્ય. ॥ ૪ ॥

કોમલ કમલની પાંખડી, એવું વીરનું છે અંગજી;
ધોમ ધગેલી ધરણી ચાલવું, રાખી વૈરાગે રંગજી.–ધન્ય. ॥ ૫ ॥

દુઃખ ન દીઠું જેણે જન્મમાં, રહેતા રાજ મોઝારજી;
તેનેરે વીચરવું એકલું, કરતાં ઉગ્ર વિહારજી.–ધન્ય. ॥ ૬ ॥
જે પંથે જીનવર ચાલીયા, ચાલ્યા ચક્રી અનંતજી;
તે પંથેરે પ્રભુ ચાલવા, થયા ઉદ્યમવંતજી.–ધન્ય ॥ ૭ ॥
ત્રયોદશમી એ ઢાળમાં, પ્રભુજીના ગુણ ગાયજી;
આંબાજી કહે વીરના ભ્રાતનું, મનડું સ્થિર ન થાયજી.–ધન્ય. ॥ ૮ ॥

## ॥ દોહરા ॥

વાંદે સર્વે સુરપતિ, લળી લળી લાગે પાય;
પ્રથમ સ્વર્ગના ઇંદ્રજી; ગુણ પ્રભુના ગાય. ॥ ૧ ॥

## ઢાળ ચૌદમી

રાગ–સુણો ચંદાજી.

સુણો સાહેબજી અમ સરખાને તારજો,
ભવભવના ભય નિવારજો.–સુણો સાહેબજી એ ટેક ॥ ૧ ॥
તમે સમતા સુંદરીને વરિયા છો, કરુણ ગુણ સમુહે ભરિયા છો;
ભવ અર્ણવ વને તરિયા છો.–સુણો. ॥ ૨ ॥
શિવ સુખ વરવા વૃતિ રેલી છે, મોહ મમતાને પરહી મેલી છે;
ભવ મુસાફરી આ છે છેલી.–સુણો. ॥ ૩ ॥
સબલ છતાં મન નબલ હમારું, દૂર ઘણું છે શિવપુરનું બારું;
ભેટયા આજે ભવસિંધુના તારુ.–સુણો. ॥ ૪ ॥
ધરણેંદ્રાદિ વિશ છે મુગટ ધારી; અચ્યુતેંદ્રાદિ વૈમાનીક ભારી;
છે સમો સરણ વિસ્મયકારી.–સુણો. ॥ ૫ ॥
વિભુતિ ત્રણેલોકની વરિયા છો, તમે ત્યાગ વૈરાગે ઠરિયા છો;
શમદમ ગુણના દરિયા છો.–સુણો. ॥ ૬ ॥

ઢાળ ચૌદમી ભાવ ધરી જે ગાશે, જન્મમરણના દુઃખ ટળી જાશે;
આંબાજી મનમોહન હિમાશે.–સુણો. ॥ ૭ ॥

॥ દોહરા ॥

ભક્તિ કરે ભગવંતની, નમ્રપણે સુરરાજ;
જોતાં જન મન રીઝીયાં, રીઝી સર્વ સમાજ. ॥ ૧ ॥

સુરવર ને પુરંદરે, વાંદી વીર ભગવંત;
દીપનંદી સરજાય છે, ધરી હૃદયમાં ખંત. ॥ ૨ ॥

અઠાઈ ઉત્સવ વીરનો, વર્તાવી જયકાર;
સુરવર સઘળાં સંચરી, ગયા સ્વર્ગ મોઝાર. ॥ ૩ ॥

રાજારાણી કુંવરી, રાજકુટુંબ પરિવાર;
ભવભંજન ભગવંતને, વાંદે વારંવાર. ॥ ૪ ॥

અશ્રુ વહેતાં આંખથી, ભીંજી રહ્યું છે ઉર;
દીનવદની થઈ આવીયા, નરવર નિજને પુર. ॥ ૫ ॥

## પ્રભુએ છદ્મસ્થ પણે સહેલા પરિષહોનું વર્ણન

ઈંદ્રદત્ત એક વસ્ત્રને, ખાંધે ધરીને વીર;
અન્ય પ્રદેશે સંચર્યા, ધર્મે રાખી ધીર. ॥ ૬ ॥

દીક્ષા લીધી ત્યારથી, અભિગ્રહ કીધો એક;
કાયાની માયા તજી, વિચરૂં એકાએક. ॥ ૭ ॥

તિર્યંચ ત્રિછાલોકના, દેશ જે જે દુઃખ;
સહન કરીશું સર્વને, રહી સદા સન્મુખ. ॥ ૮ ॥

દેવ દાનવ કે માનવી, હણશે લઈ હથિયાર;
સહવા દુઃખ સન ભાવથી, બાર વર્ષ નિરધાર. ॥ ૯ ॥

દુઃખ સહતાં દુઃખ જાય છે, જો વર્તે સમભાવ;
આતમ ધર્મ અવલોકતાં, સમદ્રષ્ટિના રાવ. ॥ ૧૦ ॥

## ઢાળ પંદરમી

રાગ-સીતાજી દીયેરે ઉલ્લાંભડો.

ઇરિયા સમિતિ શોધતાં, ચાલે પંથે વીર;
સમતા ધર્મ સ્વીકારીને, સહે સંકટો ધીર.
ધન્ય ધન્ય શ્રી મહાવીરને એ ટેક. ॥ ૧ ॥

દીક્ષા પૂર્વે ચર્ચિયું, ચંદન પ્રભુને અંગ;
ભમરા ભમંતા આવીયા, સુરભી તણે પ્રસંગ-ધન્ય. ॥ ૨ ॥
જ્યાં જ્યાં જીનવર સંચરે, ભમરા ભમે છે સંગ;
કમલાગરને પરહરી, વશ્યા વીરને અંગ.-ધન્ય. ॥ ૩ ॥

ગુંજારવ કરતાં થકાં. દીએ પ્રભુજીને દંશ;
તીક્ષણ આર પ્રહારથી, વિલુંરે વપુનું માંસ.-ધન્ય. ॥ ૪ ॥
સુંગંધ લાલચી ભમરલા, ઉપજાવે છે ત્રાસ;
મન નવ ક્ષોભે વીરનું, ધીરજ ધરી છે ખાસ. ધન્ય. ॥ ૫ ॥

છંદ શીખરીણી

સુગંધીને સ્વાદે મધુકર બહુ લુબ્ધજ થયા,
નહિ બીજે જાતાં વીરકરણુ માંહી વસી રહ્યા;
સુગંધીની સાથે વીર શરીરનું શોણિત ચુસે,
તથાપિ તેઉપે જીનવર જરાએ નવ રુસે. ॥ ૧ ॥

ઢાલ

અલિ પરિસહ આકરો, સહે સલુણા વીર;
ઉજલી વેદન વેદતાં, મન રાખ્યું છે સ્થિર-ધન્ય ॥ ૬ ॥
નિજ અંતરમાં ચિંતવે, ચૌનાણી ભગવંત;
પરવશ થઈ હું પામીયો, આગળ દુઃખ અનંત-ધન્ય. ॥ ૭ ॥

દારુણ દુઃખની ગોદમાં, વસવું લાંબો કાળ;
કઠણ હૃદય પીગળી જશે, કરતાં તેનો ખ્યાલ-ધન્ય. ॥ ૮ ॥

અર્ક નહિ ત્યાં નરક છે, છે દુઃખ દુઃખ ને દુઃખ;
દીર્ઘ કાલની સ્થિતિએ, જરી ન જોયું સુખ-ધન્ય. ॥ ૯ ॥

એવાં એવાં સંકટ આગળે, કોણ માત્ર આ દુઃખ;
ક્ષમા ધર્મ અરિહંતનો, વસવું તે સન્મુખ-ધન્ય. ॥ ૧૦ ॥

જે કાને કુંડલ ધર્યાં, જનમન સ્થિર કરનાર;
તે કાને છે આજ તો ભમરા દુઃખ દેનાર-ધન્ય. ॥ ૧૧ ॥

વિહાર કરતાં વીરને, જે જે સંકટ થાય;
સુણતાં તે શ્રોતા તણું, હૃદય રહે ઉભરાય-ધન્ય. ॥ ૧૨ ॥

વિપાક કર્મથી વીરને, પડે પરિસહ ઘોર;
સમભાવે વીર વેદશે, ચડી આતમ ગુણ દોર-ધન્ય. ॥ ૧૩ ॥

ઉગ્ર તપનના તાપથી, ધગે ધરણીનાં સ્થાન;
ખુલ્લે ચરણે ચાલતાં, ચોવિશમાં ભગવાન-ધન્ય. ॥ ૧૪ ॥

અનુક્રમે વીર આવીયા, કુમાર ગામની પાસ;
સમય થતાં તે સાંજનો, કીધો તિહાં નિવાસ-ધન્ય. ॥ ૧૫ ॥

તરુવર તળે ઉભા રહ્યા, ધ્યાન ધરી મહાવીર;
ભદ્ર સર્વનું ઇચ્છતા, થતા જ્ઞાનમાં સ્થિર-ધન્ય. ॥ ૧૬ ॥

તેવે સમય ત્યાં આવીયો, હાલી લઇને બેલ;
પ્રભુ ન જાણ્યા મહાવીરને, મિથ્યામાંજ છકેલ-ધન્ય. ॥ ૧૭ ॥

કરી ભલામણ બળદની, ગયો ગામ મોઝાર;
પાછળથી તે બળદીયા, ચાલી ગયા નિરધાર-ધન્ય. ॥ ૧૮ ॥

અલ્પ સમયને અંતરે, આવ્યો કૃષિકાર;
કહે સંબોધી શ્રીવીરને, બળદ ગયા કિઓઠાર-ધન્ય. ॥ ૧૯ ॥

કીધી ભલામણ ભલભલી, છતાં ન રાખ્યું ધ્યાન;
બેલ હમારા વહી ગયા, શોધું જઈ વનસ્થાન-ધન્ય. ॥ ૨૦ ॥

એમ કહીને રોષથી, જંગલ જોતો જાય;
ફરતાં વિવિધ સ્થાનકે, બળદ ન દીઠા ક્યાંય.-ધન્ય. ॥ ૨૧ ॥

અન્ય પ્રદેશે બળદિયા, ચરતા વનનું ઘાસ;
ઉદર પુરણ કરી આવીયા, બેઠા વીરની પાસ-ધન્ય. ॥ ૨૨ ॥

ભટકી થાકયો ભુતલે, કૃષિ કર્મ કરનાર;
પ્રભુ સમીપે આવીયો, રોષ હૃદય ધરનાર-ધન્ય. ॥ ૨૩ ॥

બેઠા દીઠા બળદીયા, કીધો પ્રભુથી દ્વેષ;
ગુપ્ત કર્યાતા બેલને, ધરી ધુર્તનો વેશ-ધન્ય. ॥ ૨૪ ॥

એમ કહી શ્રી વીરને, હણવાને નિરધાર;
ધસમસી આવ્યો તે ક્ષણે, કરવા ડંડ પ્રહાર-ધન્ય. ॥ ૨૫ ॥

અવધિથી અવલોકતાં, પ્રથમ સ્વર્ગના રાય;
ઉપસર્ગ જાણી વીરને, તત્ક્ષણ આવ્યા ધાય-ધન્ય. ॥ ૨૬ ॥

પંદરમી એ ઢાળમાં, વીરની વાત રસાલ;
રચના કરી આંબાજીએ, અંગે થઈ ઉજમાલ-ધન્ય. ॥ ૨૭ ॥

## ॥ દોહરા ॥

હાલીને તિરસ્કારીને, કહે સુરનો નાથ;
નિધન[1] પમાડું તુજને, ક્ષણ માત્રની સાથ. ॥ ૧ ॥

હણવા શ્રી મહાવીરને, કીધો અધમ પ્રયાસ;
નાશી જા તું તુર્તમાં, નહિતર કરું વિનાશ. ॥ ૨ ॥

સુણી ઉપાલંભ ઇંદ્રનો, નાઠો તે તત્કાલ;
નમન કરી કહે વીરને, સુર તણો પ્રતિપાલ. ॥ ૩ ॥

---

૧ મૃત્યુ.

ક્ષમાવંત ભગવંત છો, ત્રિજગ તારણહાર;
છદ્મસ્થપણામાં આપને, [1]ભૂરિ ઉપસર્ગ થનાર. ॥૪॥

તે માટે જીનરાયજી, આજ્ઞા આપો આજ;
રહું સેવામાં ખંતથી, કરૂં આપને સાજ. ॥૫॥

વિજ્ઞપ્તિ કરતાં ઇંદ્રજી વાળ્યું પ્રભુએ ધ્યાન;
કહે સંબોધી તેહને, જ્ઞાનવંત ભગવાન. ॥૬॥

ક્ષમા શૂરા અરિહંત તે, તપે શૂરા અણગાર;
વાસુદેવ યુદ્ધે શૂરા, ધનદ દાન દેનાર. ॥૭॥

થયા થશે ન થાય છે, જીનવર જેતું નામ;
ખમે પરિષહા સર્વના, સ્વતઃ ધરી મન હામ. ॥૮॥

અંબર જલ સાયર સહે, કુટે નદી તલાવ;
સહે પરિસહ જીનવરા, રાખી ઉજવલ ભાવ. ॥૯॥

સાજ ન વાંચ્છે કોઇની, કર્મ ખપાવા કાજ;
એજ ધર્મ જીન રાજનો, અવધારો સુરરાજ. ॥૧૦॥

ક્ષમા ધર્મ આગલ કરી, છું સંકટ સહનાર;
આત્મ વીર્યને ફોરવી, દુઃખોદધિ તરનાર. ॥૧૧॥

વીર વચન શ્રવણે સુણી, રીઝયો સ્વર્ગનો રાય;
શીર નામી વીર ચરણમાં, સ્વસ્થાને તે જાય. ॥૧૨॥

## ઢાળ સોળમી

( રાગ—અરણિક મુનિવર. )

મહાવીર ત્યાંથી રે ચરણે ચાલીયા, આવ્યા કુમાર ગામજી;
બુદ્ધિદત્ત નામેરે વિપ્ર ત્યાં વસે, પામ્યો છે ધનધામજી;
—મહાવીર ત્યાંથીરે ચરણે ચાલીયા એ ટેક ॥૧॥

---

૧ અત્યંત, ઘણો.

છઠ તપ તણેરે પારણે આવીયા, તે વિપ્ર તણે ઘરદ્વારજી;
ત્રિલોકી પ્રભુનેરે જોયા જે ક્ષણે, હર્ષ તણો નહિ પારજી.
મહાવીર ॥ ૨ ॥

આહાર મધુરોરે વિપ્રે વ્હોરાવીયો, ઉલટ ધરી મનમાંયજી;
પંચ દ્રવ્ય પ્રગટયારે તેને આંગણે, જોતાં વિસ્મય થાયજી.
મહાવીર ॥ ૩ ॥

પારણું કરીનેરે પ્રભુજી સંચર્યા, જ્યાં છે નિર્જન સ્થાનજી;
ભ્રમર પરિષોરે અતિ આકારો, સહે શ્રી ભગવાનજી.
મહાવીર ॥ ૪ ॥

વન માંહી જાતાંરે તાપસ ભેટીયો, પિતાતણો તે મિત્રજી;
તાપસ મનમાંરે એણી પરે ચિંતવે, છે મિત્રતણા એ પુત્રજી.
મહાવીર ॥ ૫ ॥

અદભુત ત્યાગીરે જાણી વીરને, કાઢી ત્યાં ઓળખાણજી.
બહુ બહુ વિનવીરે પ્રભુને તેડી ગયો, જ્યાં છે નિજનું ઠાણજી.
મહાવીર ॥ ૬ ॥

તાપસ તણારે શિષ્યો છે ઘણા, સન્માન કરે સધીરજી;
ખાનપાન ત્યાગીરે ધ્યાને ત્યાં રહ્યા, ધૈર્યવંત મહાવીરજી.
મહાવીર ॥ ૭ ॥

શિતલ જલનારે ભરી કમંડલો, ધરે પ્રભુની પાસજી;
મીઠાં મધુરાંરે ફલ લાવી કરી, હાજર કરે છે ખાસજી.
મહાવીર ॥ ૮ ॥

ત્રિજગતારૂરે તેણે ત્યાગીયા, સચીત સર્વે આહારજી;
બહુ બહુ વિનવીરે તાપસ થાકીયા, કરે નહિ સ્વીકારજી.
મહાવીર ॥ ૯ ॥

તાપસ જનનેરે પ્રભુને જણાવીયો, નિર્ગ્રંથ તણો તે પંથજી.
સ્થિરતા કરવારે પ્રભુને વિનવે, તાપસ ધરીને ખંતજી.
મહાવીર ॥ ૧૦ ॥

કોઈ ઉપાયેરે રોક્યા રહે નહિ, થયા પ્રભુ તૈયારજી;
સૂર્યોદય થતાંરે ત્યાંથી ચાલીયા, કર્મરિપુ દલ તારજી.
મહાવીર ॥ ૧૧ ॥

બહુ બહુ સ્થાનેરે પ્રભુજી સંચરે, સહતાં સૂર્ય તાપજી;
ધોમ ધગેલીરે ધરણી ઉપરે, વિચરે આપો આપજી.
મહાવીર ॥ ૧૧ ॥

પશુ પંખીહારે વનમાં વિચરે, ત્યાં કરે સ્થિર વાસજી;
આંબાજી કહે છેરે સોળમી ઢાળમાં, છે વીર વૃતિ ઉદાસજી.
મહાવીર ॥ ૧૩ ॥

## ॥ દોહરા ॥

વૈશાક તો વીતી ગયો, આવ્યો જ્યેષ્ઠજ માસ;
તીવ્ર તપનના તાપથી, સહે પ્રભુજી પ્યાસ. ॥ ૧ ॥

ઝડપું નાખે જોરથી, ધગી ગયેલો સમીર;
સહે પરિષહ તાપનો, ધૈર્ય ધરીને વીર. ॥ ૨ ॥

અનેક પ્રદેશે વિચરી, વીતાવ્યો એ માસ;
અનુક્રમે વીર આવીયા, અસ્થિ[1] ગામની પાસ. ॥ ૩ ॥

વર્ષાકાલ વીતાવવા, પ્રભુજી કરે વિચાર;
સ્થાન મળે જો પરવડું, પુછું પુરમોઝાર. ॥ ૪ ॥

મૂળનામ એ નગરનું, હતું વર્ધમાનપુર;
શૂલપાણી વસ્તી પરે, અન્યો અતિશે ક્રૂર. ॥ ૫ ॥

---

૧ હાલ તે વઢવાણ છે.

મરકી રોગ ફેલાવીને, માને મન આનંદ;
પરાભવ કીધો પુરમાં, મરે મનુષ્યોના વૃંદ. ॥ ૬ ॥

હાટ વાટ ને ઘરઘરે, પુર બજાર મોઝાર;
મનુષ્ય મરતાં ચૌવટે, વર્ત્યો હાહાકાર. ॥ ૭ ॥

મૃત મનુષ્યના હાડનો, પુંજ પુરમાં થાય;
એ કારણથી પુરનું, અસ્થિ નામ સ્થપાય. ॥ ૮ ॥

માનવ અસ્થિપુરના, મળી કીધું છે કામ;
વ્યંતર દેવળ બાંધીને, મૂર્તિ સ્થાપી તામ. ॥ ૯ ॥

ઈંદ્ર શર્મા નામે કરી, અર્ચાનો કરનાર;
સ્થાપ્યો છે ત્યાં વિપ્રને, મળી પ્રજા પરિવાર. ॥ ૧૦ ॥

શૂલપાણી સંતુષ્ટ થતાં, ઉપ શમ્યો તે રોગ;
રજની રહેજે દેવલે, થાય મૃત્યુનો ભોગ. ॥ ૧૧ ॥

અવધિમાં અવલોકિયું, ભગવંતે ભલી ભાત;
શૂલપાણી છે પાપિયો, કરે જગતની ઘાત. ॥ ૧૨ ॥

વસતાં મંદિર તેહને, દેશે સુજને દુઃખ;
ઉદ્ધાર તો તેનો થશે, થશે જગતને સુખ. ॥ ૧૩ ॥

જગત બધું જીવી રહ્યું, આપ આપને કાજ;
પરની ભીડચું ભાંગવા, સમય ભલો છે આજ. ॥ ૧૪ ॥

વર્ષાઋતુ ગાળવા, ચાચું જઈ એ સ્થાન;
એમ વિમાસી ચાલિયા, જિનવર શ્રી ભગવાન. ॥ ૧૫ ॥

પ્રભુ તર્યા જગ તારવા, કરૂણા ગુણ વિશેષ;
અસ્થિપુરની પોળમાં, પ્રભુજી કરે પ્રવેશ. ॥ ૧૬ ॥

પુર પુરાણી પેખતાં, રચના વિવિધ પ્રકાર;
ઇરિયા સમિતિ ચાલતાં, આવ્યા મધ્ય બજાર. ॥ ૧૭ ॥

અજ્ઞજનો કોઈ પુરનાં, કહે પ્રભુને એમ;
ધુર્ત વેશ અંગે ધરી, અહિ આવ્યો છે કેમ. ॥૧૮॥
જ્યાં જેની સમજણ નહિ, ત્યાં અંધારૂં ઘોર;
હીરો તજી દઈ હાથથી, બાલક પકડે બોર. ॥ ૧૯ ॥
એ ન્યાયે પામરજને, જાણ્યા નહિ ભગવંત;
તે તુચ્છ શબ્દો બોલતા, પડી મિથ્યાને તંત. ॥ ૨૦ ॥
રીસ રાગ મનમાં નહિ, નહિ માન અપમાન;
સમભાવી ભગવંત તે સુખદુઃખ ગણે સમાન. ॥ ૨૧ ॥
પુર પંથે થઈ આવીયા, વ્યંતર મંદિર પાસ.
ઈંદ્રશર્માને પૂછતા, અંતર ધરી ઉલ્લાસ. ॥ ૨૨ ॥
માલિકપણું મંદિરતણું, પામ્યો છો દ્વિજરાજ;
અનુમતિ જો આપો મને, વાસ કરૂં તો આજ. ॥ ૨૩ ॥
ઈંદ્રશર્મા કહે વીરને, કરતો તે સન્માન;
સુખે વસી સાહિબ તમે, પુનિત કરો આ સ્થાન. ॥ ૨૪ ॥
વાસરમાં વસવું ભલું, રજનીમાં ભયરૂપ;
હણી નાખે છે મનુષ્યને, વ્યંતર બની વિરૂપ. ॥ ૨૫ ॥
અન્ય સ્થાને જાજો તમે, રજનીની શરૂઆત;
તોજ કુશલતા આપની, કહું છું સાચી વાત. ॥ ૨૬ ॥
મંદિર બહુ વિશાલ છે, નિર્વદ્ય ભૂમિ ભાગ;
ધ્યાને રહ્યા તે સ્થાનકે, રૂચ્યો જેને ત્યાગ. ॥ ૨૭ ॥
રોમ રોમ ને અણું વિષે, ભર્યા કરૂણ ભંડાર;
એવા વીર ભગવંતજી, છે જગ તારણહાર. ॥ ૨૮ ॥
સમય થયો જબ સાંજનો, નિજ ગૃહે સહુ જાય;
ઈંદ્રશર્માં કહે વીરને, વચનો વદી સુખદાય. ॥ ૨૯ ॥

અન્ય સ્થાને જાશો તમે, અરજ કરૂં છું ખાસ;
નહિંતર પુજ્યશ્રી આપને, થાશે મોટો ત્રાસ. ॥ ૩૦ ॥

ક્ષમા ધર્મ ધારણ કરી, વિચરી રહ્યા વિશુદ્ધ;
ધ્યાન મસ્ત શ્રીવીરને, રૂચ્યું આત્મિક સુદ્ધ. ॥ ૩૧ ॥

વિનવી થાકયો વીરને, આવ્યું નહિ કાંઇ કામ;
ઈંદ્રશર્મા ચાલ્યો ગયો, જ્યાં પોતાનું ધામ. ॥ ૩૨ ॥

## ઢાળ સતરમી

(રાગ–દેશ મનોહર માલવો.)

પ્રભુજી ઉભા છે ધ્યાનમાં, ત્યાં છે ભયપ્રદ ભાગ લલના;
ઉદાશીન વૃતિ ધરી રહ્યા, ત્યાગ્યા રીસ ને રાગ. લલના.
પ્રભુજી ઉભા છે ધ્યાનમાં. એ ટેક. ॥ ૧ ॥

અસ્ત થતાં કીર્ણાવલી, વ્યાપ્યો બધે અંધકાર; લ.
શૂલપાણી આવ્યો તે ક્ષણે, પરના પ્રાણ હરનાર.
લ. પ્રભુજી. ॥ ૨ ॥

મંદિર પ્રદેશે પેખીયા, ધ્યાનારૂઢ ભગવંત; લ.
ધરણી પાયે ધ્રુજાવતો, કોપ કીધો અત્યંત.
લ. પ્રભુજી. ॥ ૩ ॥

પિશાચી રૂપ વિક્રય કરી, પોતે બન્યો વિકરાળ; લ.
ખડગ ગ્રહ્યું છે હાથમાં, જોતાં દીસે મહાકાલ.
લ. પ્રભુજી. ॥ ૪ ॥

નિષ્ઠૂર વચને બોલતો, સુણતાં કંટકરૂપ; લ.
તર્જના કરી કહે વીરને, વ્યંતર બની વિરૂપ.
લ. પ્રભુજી. ॥ ૫ ॥

શાને ઉભો આ સ્થાનમાં, આપે બનીને વંક; લ.
સ્મરી લે તું તારા ઈષ્ટને, મુજ પાસે સર્વે રંક.
લ. પ્રભુજી. ॥ ૬ ॥

મરણુ સમીપ છે તુજને, નાશી જશે કયાં દૂર; લ.
તિક્ષણુ તલવારે તુજને, હણી કરૂં ચકચૂર.
લ. પ્રભુજી. ॥ ૭ ॥

શબ્દો સુણીને બિહામણા, નિશ્ચલ રહ્યા વીર; લ.
મન વચ કાયા યોગને, રાખ્યા પ્રભુએ સ્થિર.
લ. પ્રભુજી. ॥ ૮ ॥

ક્રોધે ધમધમી વીરને, કીધા ખડગ પ્રહાર; લ.
શરીર છે દાતા વીરનું, ચાલી રક્તની ધાર.
લ. પ્રભુજી. ॥ ૯ ॥

ઉજલી વેદન વેદતા, ક્ષમાવંત ભગવંત; લ.
સમભાવે સહે સંકટો, સ્થિરતાનો નહિ અંત.
લ. પ્રભુજી. ॥ ૧૦ ॥

અડગ ઉભા જોઈ વીરને, વ્યંતર ક્રોધે ભરાય; લ.
ખડગ તણી તે પીંછીએ, વીંધે પ્રભુજીના પાય.
લ. પ્રભુજી. ॥ ૧૧ ॥

અહોરે ઉત્તમતા વીરની, ક્ષોભ્યું નહિ મન લેશ; લ.
દુશ્મન પ્રત્યે પ્રભુજીએ, જરીયે ન કીધો દ્વેષ.
લ. પ્રભુજી. ॥ ૧૨ ॥

જેના ચરણુરૂપી પંકજે, ઇંદ્ર સમા નમનાર; લ.
અતુલ શક્તિ પોતે પામીયા, છતાં ન કોપ્યા લગાર.
લ. પ્રભુ. ॥ ૧૩ ॥

ક્ષમા શૂરા અરિહંતજી, પામ્યા ધૈર્ય અથાગ; લ.
ગાઢાં દુઃખો દેતા દુશ્મનો, આવે ન ક્ષમાનો તાગ;
લ. પ્રભુજી. ॥ ૧૪ ॥

ઘોર ઉપસર્ગ કરતાં થકાં, ડગ્યા નહિ ભગવંત; લ.
ત્યાંથી ખસી પિશાચ તે, આવી ઉભો એકાંત;
લ. પ્રભુજી. ॥ ૧૫ ॥

પરહરી રૂપ પિશાચનું, હસ્તિ બન્યો વિકરાલ; લ.
હણવા શ્રી ભગવંતને, આવ્યો તિહાં તત્કાલ.
લ. પ્રભુજી. ॥ ૧૬ ॥

ગુલગુલાટ શબ્દો કરી, ગજાવતો તે પ્રદેશ; લ.
પ્રચંડ ક્રોધ કરતો થકો, ધરતો પ્રભુથી દ્વેષ.
લ. પ્રભુજી. ॥ ૧૭ ॥

સુંઢે ગ્રહીને શ્રીવીરને, ઉચ્છાલ્યા આકાશ; લ.
તિક્ષણ દાંતે ઝીલીયા, તોય પામ્યા નહિ ત્રાસ.
લ. પ્રભુજી. ॥ ૧૮ ॥

પૃથ્વી પર નાખી વીરને, કીધા દંત પ્રહાર; લ.
ચરણતલે ચાંપી કરી, દુઃખ દીધું પારાવાર.
લ. પ્રભુજી. ॥ ૧૯ ॥

એ દુઃખો સહે ભગવંતજી, બીજાનો નહિ ભાર; લ.
ક્ષમારૂપ ઢાલ વીરે ગ્રહી, સહીયા હસ્તીના માર.
લ. પ્રભુજી. ॥ ૨૦ ॥

દુઃખ દેતાં તે થાકીયો, સમ પ્રણામી છે વીર; લ.
સમતાનો અંત ન પામીયે, સાયર સમ ગંભીર.
લ. પ્રભુજી. ॥ ૨૧ ॥

હસ્તીનું રૂપ સંકેલીયું, વ્યંતરે કોપજ કીધ; લ.
મસી પુંજ જેવો સામલો, બન્યો ભુજંગ પ્રસિદ્ધ.
લ. પ્રભુજી. ॥ ૨૨ ॥

ધગધગતા ક્રોધે કરી, અરૂણુ બની છે આંખ; લ.
ફુંફાડા માત્રથી અન્યને, ક્ષણુમાં કરે જે ખાખ.
લ. પ્રભુજી. ॥ ૨૩ ॥

ઝેરી જ્વાલા પ્રસારતો, કરતો અતિ ઉત્પાત; લ.
સ્થિર ઉભેલા શ્રીવીરની, ચિંતવતો તે ઘાત.
લ. પ્રભુજી. ॥ ૨૪ ॥

ત્વરિતગતિ કરી આવિયો, ચડચો પ્રભુજીની દેહ; લ.
વિંટાયો ફરતો વીરને, નિષ્ઠુર બન્યો છે તેહ.
લ. પ્રભુજી. ॥ ૨૫ ॥

ત્રણુરે આંટે કરી વીરની, ગ્રીવાને દેતો ભીંડ; લ.
ડંસ દીધા છાતી ભાગમાં, ગાઢી ઉપજાવી પીડ.
લ. પ્રભુજી. ॥ ૨૬ ॥

સતરમી ઢાળે વીરથી, હાર્યો દુઃખનો દેનાર; લ.
આંબાજી કહે મારી વંદના, વીરને વારંવાર.
લ. પ્રભુજી. ॥ ૨૭ ॥

ઉગણીશે અઠયાસી સાલનું, પોરબંદર ચૌમાસ; લ.
ઢાળ રે રચી તે દિવસે, શ્રાવણુ વદી અમાસ.
લ. પ્રભુજી. ॥ ૨૮ ॥

## ॥ દોહરા ॥

તીક્ષણુ દાંતે વીરને, ડસીયો કાળો નાગ;
વિણુ અપરાધે વ્યંતરે, દીધું દુઃખ અથાગ. ॥ ૧ ॥

માર હતા તલવારના, તેમાં દંત પ્રહાર;
વળી ડસ્યો સર્પજ બની, વ્યંતર દુઃખ દેનાર. ॥ ૨ ॥

ઉપયોગે અવલોકતાં, અડગ પ્રભુના ભાવ;
અહો ધૃતિ ધન્ય વીરની, લીધો ખરેખર લાવ. ॥ ૩ ॥

ત્રણ જગતમાં જેહનું, મૂલ્ય કંદિ નવ થાય;
એવા વીર ભગવંતની, સાજી કીધી કાય. ॥ ૪ ॥

શરમીંદો થાતો થકો, તજે સર્પનું રૂપ;
પ્રગટ થતાં દેવરૂપમાં, પ્રસરી પ્રભા અનુપ. ॥ ૫ ॥

માથે મુગટ દીપતો, કંઠે મુક્તામાલ;
કાને કુંડલ શોભતાં, જોતાં ઝાકઝમાલ. ॥ ૬ ॥

વીર પ્રભુપે આવીને, લળીલળી લાગ્યો પાય;
સ્મરણ કરી સ્વપાપનું, હૃદય ઘણું પસ્તાય. ॥ ૭ ॥

## ઢાળ અઢારમી

(રાગ–પિતાજી આ કોપ તમે શો કર્યો.)

અરે જુલ્મ મેં તો, અતિશે કર્યો;
પીડતાં પ્રભુને, જરી ના ડર્યો.
પિશાચને રૂપે, અસિમાર માર્યા;
ક્રુર થઈ મેં તો, પ્રભુને સંહાર્યા.
અરે જુલ્મ મેં તો, અતિશે કર્યો. એ ટેક. ॥ ૧ ॥

બની હસ્તી રૂપે, ધ્રીઠું દીલ કીધું;
ઝીલી તીખે દાંતે, બહુ દુઃખ દીધું.
ભુજંગને રૂપે, ડંશ મેં દીધા;
પ્રભુજીને દેહે, ઝખમોજ કીધા. અરે. ॥ ૨ ॥

છતાં મુજ પ્રત્યે, અમી દ્રગ રાખી;
કૃપાલુ પ્રભુએ, રીસ દૂરે નાખી.
અનુજ ન બીજો, મુજ સમ કોય;
છુટવાનો આરો, કદિ ના હોય. અરે. ॥ ૩ ॥

કરતાં ઉહાપો, ભીંજાણી છે છાતી;
બલાપાને દુઃખે, બની આંખ રાતી.
અઢારમી ઢાળે, આત્મને નમાવ્યો;
આંબાજી કહે છે, સુરઠામ આવ્યો. અરે. ॥ ૪ ॥

## ॥ દોહરા ॥

શૂલપાણી સરજલ[૨૧] થયો, જોઈ વીરની ધીર;
ધ્યાન પાલી તે સુરને, કહે શ્રીમહાવીર. ॥ ૧ ॥

પાપ કર્મ જે જે કર્યાં, તેનો પશ્ચાતાપ;
જગ જંતુ હણુશો નહિ, હિંસા મોટું પાપ. ॥ ૨ ॥

પાપ સ્વરૂપ સમજાવીને, કરાવી આતમ શોધ;
શૂલપાણી શ્રીવીરથી, પામ્યો સંમકિત બોધ. ॥ ૩ ॥

ભલે પધાર્યા આ સ્થલે, જગતારણ જિનરાય;
મુજ સરખા પાપી તણો, ઉદ્ધાર જેથી થાય. ॥ ૪ ॥

ગુણસ્તવી મહાવીરના, પડી પડી લાગ્યો પાય;
વંદન કરી ભગવંતને, નિજ સ્થાને તે જાય. ॥ ૫ ॥

પ્રાતઃકાલે તે સ્થલે, પૂજાનો કરનાર;
આવી જોતાં પામીયો, મનમાં વિસ્મયકાર. ॥ ૬ ॥

પડી પ્રભુપદ પંકજે, વાંદે છે દ્વિજરાજ;
સ્તુતી કરી કહે વીરને, કુશલ રહ્યા છો આજ. ॥ ૭ ॥

પુનિત કર્યું આ પુરને, પુનિત કીધું છે સ્થાન;
શૂલપાણી પાણી કર્યો, ધન્ય તમારૂં ધ્યાન. ॥ ૮ ॥

ઇંદ્રશર્મા આદે કરી, કરી રહ્યા સત્કાર;
ગુણ ગાતાં શ્રીવીરનાં, નગર તણા નરનાર. ॥ ૯ ॥

અત્યાગ્રહથી ત્યાંકણે, રહ્યા પ્રભુ ચોમાસ;
પંદર પંદર દિનના, કરતાં જ્યાં ઉપવાસ. ॥ ૧૦ ॥

વર્ષાકાલ વીત્યા પછી, કરતા પ્રભુ વિહાર;
અક્ષિપુરમાં પારણું, કીધું જેને દ્વાર. ॥ ૧૧ ॥

પાંચે દ્રવ્ય પ્રગટ થયાં, વર્ત્યો જયજયકાર;
વીર પ્રભુજી સંચર્યા, અન્ય દેશ મોઝાર. ॥ ૧૨ ॥

## ઢાળ ઓગણીસમી

(રાગ- હું તુજ આગળ શી કહું કનૈયાલાલ)

પ્રથમ ચોમાસું પુરૂં કરીરે લાલ, વિચરે શ્રીમહાવીર રે;
સોભાગીલાલ.
જે જે પરિષહા આવી પડેરે લાલ, સહે ધરી મન ધીરરે;
સોભાગીલાલ.
ધન્ય ધીરજ પ્રભુ વીરનીરે લાલ. એ ટેક. ॥ ૧ ॥

વ્યંતર દુઃખો દૂરે કર્યાં રે લાલ, અક્ષિગામ મોઝારરે; સો.
ઘોર પરિષહા પોતે સહીરે લાલ, કીધો ઘણો ઉપકારરે.
સો. ધન્ય. ॥ ૨ ॥

ચંદન ઈંદ્રે ચર્ચ્યું હતુંરે લાલ, અલગ થઈ સુગંધરે; સો.
અલિ પરિષહ દૂરે થતાંરે લાલ, શાંતિ વર્તે પ્રભુ અંગરે.
સો. ધન્ય. ॥ ૩ ॥

ગંધ હસ્તી સમ વિચરેરે લાલ, એકાએકી ભગવંતરે; સો.
એકત્વ ભાવના ભાવતાંરે લાલ, રહેતા પ્રભુ એકાંતરે.
સો. ધન્ય. ॥ ૪ ॥

કદી વસતા વસ્તી વિષેરે લાલ, કદિ વસતા શ્મશાનરે; સો.
શીત તાપાદિ અંગે સહેરે લાલ, ધરતા ઉજ્વલ ધ્યાનરે.
સો. ધન્ય. ॥ ૫ ॥

અનુક્રમે પ્રભુ એકદારે લાલ, જાતાં શ્વેતાંબીપુરરે; સો.
વિષમ ભૂમિ ભાગ આવીયોરે લાલ, છે ચંડકોશી જ્યાં ક્રૂરરે.
સો. ધન્ય. ॥ ૬ ॥

પેખી પ્રભુને ગોવાળીયારે લાલ, આવી કહે છે એમરે; સો.
આ પંથે તમે જાશો નહિરે લાલ, ઇચ્છો જો આપનું ક્ષેમરે.
સો. ધન્ય. ॥ ૭ ॥

કનક ખલ નામે કરીરે લાલ, છે આ વન પ્રદેશરે; સો.
ત્યાં કાલરૂપ એક ઉપજ્યોરે લાલ, છે સર્પ ઝેરી વિશેષરે.
સો. ધન્ય. ॥ ૮ ॥

દ્રષ્ટિ પડતાં પંથી ઉપરે લાલ, જીવતો તે નવ જાયરે; સો.
પ્રાણ લીધા બહુ પંથી તણારે લાલ, ત્રાસ વર્ત્યો તેથી ત્યાંયરે.
સો. ધન્ય. ॥ ૯ ॥

છે ચંડકોશી નામે કરીરે લાલ, ક્રોધી અત્યંત નાગરે; સો.
શુભ ચાહો તમે સંતજીરે લાલ, કરો એ પંથનો ત્યાગરે.
સો. ધન્ય. ॥ ૧૦ ॥

એવું સુણીને પ્રભુ તે સમરે લાલ, મૂકે જ્ઞાને ઉપયોગરે; સો.
સાધુ થયો ચંડકોશીયોરે લાલ, અશુભ કર્મને જોગરે.
સો. ધન્ય. ॥ ૧૧ ॥

ક્રૂર કર્મોને સંચી કરીરે લાલ, જાશે નરક મોજારરે; સો.
ડંશ આપે ભલે મુજનેરે લાલ, કરવો તેનો નિસ્તારરે.
સો. ધન્ય. ॥ ૧૨ ॥

ગોપાલો પ્રત્યે પ્રભુ કહેરે લાલ, ધીર ધરો મુજ વીરરે; સો.
મુજ ચિંતા કરશો નહિરે લાલ, ટળશે કષ્ટ ગંભીરરે.
સો. ધન્ય. ॥ ૧૩ ॥

એમ કહીને ત્યાંથી ચાલીયારે લાલ, ચોવીસમાં પ્રભુ વીરરે; સો.
ચંડકોશી બીલે જઈ કરીરે લાલ, ધ્યાને ઉભા થઈ સ્થિરરે.
સો. ધન્ય. ॥ ૧૪ ॥

અલ્પ સમયને અંતરેરે લાલ, આવતાં સર્પને ગંધરે; સો.
બીલ થકી બાહિર નીકલ્યોરે લાલ, થતો અતિશે ક્રોધાંધરે.
સો. ધન્ય. ॥ ૧૫ ॥

ઝેરી જ્વાલા મુખથી છોડતોરે લાલ, આવ્યો પ્રભુ સન્મુખરે; સો.
ફુંફાડા મારી ડશી પડ્યોરે લાલ, દીધું પ્રભુજીને દુઃખરે.
સો. ધન્ય ॥ ૧૬ ॥

જે ચરણની સેવા કારણેરે લાલ, ઈંદ્ર તજે રંગ રાગરે; સો.
તેજ ચરણે આજે વીરનેરે લાલ, ડશ્યો ચંડકોશી નાગરે.
સો. ધન્ય. ॥ ૧૭ ॥

તીક્ષણ દંત પ્રહારથીરે લાલ, ચાલી છે રક્તની ધારરે; સો.
પીતાં લોહી તે થાકયો નહિરે લાલ, પાપ પુંજ સંચનારરે.
સો. ધન્ય. ॥ ૧૮ ॥

અતુલ પીડા પ્રભુજી સહેરે લાલ, જેને છે આત્મિક જ્ઞાનરે; સો.
ઝેરીલા ઝેર રાખે ઘણુંરે લાલ, સર્પ સમા અજ્ઞાનરે.
સો. ધન્ય. ॥ ૧૯ ॥

અડોલપણે ઉભા રહ્યારે લાલ, જગતારૂં જિનરાયરે; સો.
ડંશ દેતાં અંતે થાકીનેરે લાલ, સર્પ વિલોકે ત્યાંયરે.
સો. ધન્ય. ॥ ૨૦ ॥

ધ્યાન પાળી પ્રભુજી કરેરે લાલ, સર્પ પ્રતિ ઉપદેશરે; સો.
બુઝબુઝ ચંડકોશીયારે લાલ, કર્મ કીધાં તેં વિશેષરે.
સો. ધન્ય. ॥ ૨૧ ॥

પૂર્વ ભવે તું પામ્યો હતોરે લાલ, માનવનો અવતારરે; સો.
સંયમવંત સાધુ ત્યાં હતોરે લાલ, વિચરતો શિષ્ય સાથરે.
સો. ધન્ય. ॥ ૨૨ ॥

એક દિવસ પંથે ચાલતાંરે લાલ, દદુરી[1] આવી પગ હેઠરે; સો.
સ્મૃતિ કરાવી શિષ્યે તેહનીરે લાલ, તે પ્રત્યે બન્યો તું ધ્રેઠરે.
સો. ધન્ય. ॥ ૨૩ ॥

હણવા ધાયો તું તે ક્ષણેરે લાલ, ક્રોધે થતો વિકરાળરે; સો.
સ્થંભે શિર ભૂટકી પડ્યુંરે લાલ, પામ્યો તેથી તું કાળરે.
સો. ધન્ય. ॥ ૨૪ ॥

માનવ ભવ હારી ગયો રે લાલ, હારી ગયો જૈન ધર્મરે; સો.
ભુજંગ ભવ અહીં પામીને રે લાલ, બાંધી રહ્યો બહુ કર્મરે.
સો. ધન્ય. ॥ ૨૫ ॥

કડવાં ફલ બહુ ક્રોધના રે લાલ, ક્રોધ દુઃખો તણી ખાણ રે; સો.
ભવ ભ્રમણ કરતાં થકાં રે લાલ, સુખ ન પામે અજાણ રે.
સો. ધન્ય. ॥ ૨૬ ॥

સ્મરણ કરી ભવ પૂર્વનો રે લાલ, હજુ સમજી લે સાર રે; સો.
વીર વાક્યો શ્રવણે સુણી રે લાલ, કરી રહ્યો વિચાર રે.
સો. ધન્ય. ॥ ૨૭ ॥

---

૧ દેડકી

કોણ સ્થાને સાધુ હું હતો રે લાલ, ચિંતવે વારંવાર રે; સો.
પ્રશસ્તપણું સર્પ પામીયો રે લાલ, થતાં પ્રભુના દિદાર રે.
સો. ધન્ય. ॥ ૨૮ ॥

જાતિ સ્મરણ જ્ઞાન ઉપજ્યું રે લાલ, જાણ્યો પૂર્વ વિસ્તાર રે; સો.
ઉહાપો કરી અતિ ઝૂરતો રે લાલ, દેતો પોતાને ધિક્કાર રે.
સો. ધન્ય. ॥ ૨૯ ॥

જગતારણ ભગવંતને રે લાલ, દીધા મેં તીક્ષણ દંશ રે; સો.
પ્રાણ લુંટયા મેં પંથી તણા રે લાલ, કૈકને કીધા નિર્વંશ રે.
સો. ધન્ય. ॥ ૩૦ ॥

ફેણ પછાડી ભૂમિ ઉપરે રે લાલ, સર્પ કરે પશ્ચાતાપ રે; સો.
હા હતભાગી હું આતમા રે લાલ, સંચ્યા મેં પાપ અમાપ રે.
સો. ધન્ય. ॥ ૩૧ ॥

માફી માગી પ્રભુ વીરપે રે લાલ, કીધા વૃતો અંગીકાર રે; સો.
આહાર સર્વ ત્યાં ત્યાગીને રે લાલ, કીધો સંથારો સાર રે.
સો. ધન્ય. ॥ ૩૨ ॥

ધર્મ પમાડી ચંડકોશીને રે લાલ, કીધો પ્રભુએ વિહાર રે; સો.
આંબાજીએ ઉગણીશમી રે લાલ, ઢાળ રચી સુખકાર રે.
સો. ધન્ય. ॥ ૩૩ ॥

## ॥ દોહરા ॥

વિહાર કરતાં વીરને, વાંધા છેલ્લી વાર;
દ્રષ્ટિ થકી દૂરે થયા, ભવજલ તારણહાર. ॥ ૧ ॥

પ્રભુ કૃપાથી ક્રૂરતા, સર્પે કીધી દૂર;
શુભ લેશ્યા શુભ ભાવથી, હૃદય થયું પરિપુર. ॥ ૨ ॥

બિલમાં મુખ રાખી કરી, શરીર રાખ્યું બહાર;
છેદન ભેદન જે કરે, સહેવા સઘળા માર. ॥ ૩ ॥

એમ અભ્યંતર ચિંતવી, મનવચ કીધાં સ્થિર;
શીતલતા પામ્યો ઘણી, જેમ હિમાળુ નીર. ॥ ૪ ॥

કુશલપણે તે સ્થાનથી, કરતા પ્રભુ વિહાર;
જોનારા સહુ પામીયા, મનમાં વિસ્મયકાર. ॥ ૫ ॥

ચંડકોશી બીલ આગળે, સ્થિર રહ્યા બહુ વાર;
છતાં રહ્યા એ જીવતા, ચિંતવતા નરનાર. ॥ ૬ ॥

બીલ સમીપે આવતાં, દીઠો કાલો નાગ;
પંથી જન કહે કોપથી, મલીયો આજે લાગ. ॥ ૭ ॥

ઝેરી હલાહલ ઝેરથી, લીધા છે બહુ પ્રાણ;
એને તો માર્યો ભલો, કહી ફેંકે પાષાણ. ॥ ૮ ॥

પડતાં પંથી હસ્તના, દ્રશદ તણા તે માર;
શરીર છેદાતાં સર્પનું, વહે રક્તની ધાર. ॥ ૯ ॥

સંખ્યાબંધ કીટીકા મલી, કરડી ખાય છે અંગ;
ક્રોધ તથાપી ના કરે, લાગ્યો ધર્મજ રંગ. ॥ ૧૦ ॥

## ઢાળ વીશમી

(રાગ–ધારણી મનાવેરે મેઘ.)

તાર્યો પ્રભુ વીર રે, ચંડકોશી નાગને રે;
સહી પોતે બહુ દુઃખ, ડંશ નથી દેતો રે પંથે જાતાં લોકને રે.
બિલમાં રાખ્યું છે મુખ, તાર્યો પ્રભુ વીર રે;
ચંડકોશી નાગને રે. એ ટેક. ॥ ૧ ॥

ગત ભવતણું રે જ્ઞાન જેને ઉપજ્યું રે, તેથી થયો છે વૈરાગ;
કાયા માયા મુકી રે ધર્મવૃત્તિ આદરી રે, કીધો છે આહારનો ત્યાગ.
તાર્યો. ॥ ૨ ॥

બિલતણી માંહીરે મુખથી ધ્યાવતો રે, શ્વાસો શ્વાસે પ્રભુ નામ;
અંતર રંગાયું રે પ્રભુ પ્રત્યે સર્પનું રે, ત્રિયોગ રાખ્યા છે ઠામ.
તાર્યો. ॥ ૩ ॥

જે જે પંથી આવે રે કોપે દેખી સર્પને રે, કરતા જાય પ્રહાર;
દુઃખમાંહી દુઃખો રે ભળતાં ભુજંગને રે, વ્યથા તણો નહિ પાર.
તાર્યો. ॥ ૪ ॥

ચટચટ ચૂંટી રે ખાય માંસ કીડીયો રે, વેદના નર્ક સમાન;
અતુલ એ પીડા રે સહે સમભાવથી રે, ભેટયા જેને ભગવાન.
તાર્યો. ॥ ૫ ॥

કીધાં કર્મો છુટે રે અનેક જન્મના રે, ગ્રહી ક્ષમારૂપી ઢાલ;
દેહ સ્થિતિ ભૂલી રે નિરંતર સર્પનો રે, પ્રભુ પ્રત્યે છે ખ્યાલ.
તાર્યો. ॥ ૬ ॥

અંત સમો જાણી રે જીવાજોની જાતને રે, ખમાવે મનવચકાય;
શરણું તમારૂં રે ભવોભવ મુજને રે, સર્પ કહે જિનરાય.
તાર્યો. ॥ ૭ ॥

એવી ઉંચ શ્રેણી રે ધ્યાન તણી પામતાં રે, ખપે કર્મ તણી ક્રોડ;
શુદ્ધ શ્રદ્ધા સાથે રે ઉગ્ર તપ આદર્યો રે, પ્રભુ ભક્તિ છે સજોડ.
તાર્યો. ॥ ૮ ॥

કાલધર્મ પામ્યો રે પક્ષ એક વીતતાં રે, સહસારે સુર થાય;
દેવ તણા સુખોરે પરિપૂર ભોગવી રે, ચવિ વિદેહે જાય.
તાર્યો. ॥ ૯ ॥

ચરમ શરીરે સંયમ તિહાં આદરે રે, કર્મ ટાળી થશે સિદ્ધ;
વીશમીએ ઢાળ રે આંબાજીએ સર્પનું રે, ચરિત્ર પુરણ કીધ.
તાર્યો. ॥ ૧૦ ॥

## ॥ દોહરા ॥

ચંડકોશી તાર્યા પછી, વિહાર કરીને વીર;
ઉતર વાચાલપુરમાં, આવ્યા પ્રભુ સધિર. ॥ ૧ ॥

ગંધ હસ્તી સમ ચાલતાં, ઠવે જત્નથી પાય;
પંદર દિનને પારણે, પ્રભુ ગોચરી જાય. ॥ ૨ ॥

શેઠ વસે છે ત્યાં કણે, નાગસેન છે નામ;
પુત્ર આવ્યો પરદેશથી, બાર વર્ષે નિજ ધામ. ॥ ૩ ॥

સાજન માજન સહુ મલ્યા, મિષ્ટ ભોજનને કાજ;
નાગસેનને આંગણે, મંગલ વર્તે આજ. ॥ ૪ ॥

તે વેલા ત્યાં આવીયા, ત્રણ જગતના નાથ;
નાગસેન રીજયો ઘણો, પ્રભુ પેખતાં સાથ. ॥ ૫ ॥

આસનથી ઉઠી કરી, વાંદ્યા શ્રી ભગવંત;
વ્હોરાવ્યો પચપાક ત્યાં, હર્ષ ધરી અત્યંત. ॥ ૬ ॥

પંચદ્રવ્ય પ્રગટયાં તિહાં, વાજ્યાં વિવિધતૂર;
કરતા પ્રભુજી પારણું, સ્વર્ગે રીજયા સુર. ॥ ૭ ॥

## ઢાળ એકવીશમી

( રાગ– કુંથું જિન મનડું કિમ હિન બાજે હો ) તથા

(નાથ કૈસે ગજકો બંધ છોડાયો)

**નિર્જન પંથે આવી પ્રભુએ, ચંડકોશીને ઉગાર્યો;**
**ઉતર વાચાલપુરે પધારી, નાગસેનને તાર્યો.**

હો પ્રભુજી તમે મોટા ઉપકારી;
લીધા કંઇકને તારી હો પ્રભુજી તમે મોટા ઉપકારી. એ ટેક. ॥૧॥

શેઠ તણે ઘરે સુવર્ણવૃષ્ટિ, થઈ છે વિસ્મયકારી;
દ્રવ્ય લાભ એ પ્રત્યક્ષ મલીયો, ભાવ છે અપરંપારી.
હો પ્રભુજી. ॥ ૨ ॥

વિહાર કરી ત્યાંથી વીર પ્રભુજી, આવ્યા શ્વેતંબીપુરે;
પુર સમીપે ઉપવને વસીયા, ધ્યાનથી કર્મને ચૂરે.
હો પ્રભુજી. ॥ ૩ ॥

છે ધર્માનુરાગી પ્રજા એ પુરની, જાણ થતાં સજ્જ થાયે;
ખ્હેરી ઓઢી અંગે નૂતન વેષો, વાંદે મન વચ કાયે.
હો પ્રભુજી. ॥ ૪ ॥

દિન દિન પ્રત્યે પુર પ્રજાના, વાંદવા વૃંદો આવે;
આહાર પાણી વ્હોરાવા કાજે, ભાવના ત્યાં બહુ લાવે.
હો પ્રભુજી. ॥ ૫ ॥

પ્રભુ ઉપવાસી ચિંતે અંતરમાં, ધ્યાન એકાંતે ધરશું;
કર્મ અરિદલ દૂરે રે કરવા, અન્ય સ્થલે વિચરીશું.
હો પ્રભુજી. ॥ ૬ ॥

એમ વિમાસી ત્યાંથીરે ચાલ્યા, આવ્યા નિર્જન સ્થાને;
બહિર્દષ્ટિ પ્રભુ સ્થિર કરીને, અડગ રહીયા ધ્યાને.
હો પ્રભુજી. ॥ ૭ ॥

શિશીર ઋતુમાં શિતજ પડતાં, જામે સરિતાનાં પાણી;
શિત પરિષહ સહે સ્વઅંગે, સમભાવે ચૌનાણી.
હો પ્રભુજી. ॥ ૮ ॥

શિતથી બચવા જન જગતના, શાલ દુશાલા ઓઢે;
તીવ્ર ઠંડીના સંકટ હરવા, સુખ શય્યા માંહી પોઢે.
હો પ્રભુજી. ॥ ૯ ॥

એવી ઋતુમાં એકાકી વસતાં, શિત સહે છે શરીરે;
અષ્ટ અરિદલ દૂરેરે કરવા, કમર કસી શ્રીવીરે.
હો પ્રભુજી. ॥ ૧૦ ॥

કાય કલેશાદિ તપસ્યારે કરતાં, શિશિરઋતુ વીતાવી;
અનેક સ્થલોમાં વીર વિચરતાં, ગ્રીષ્મઋતુ આવી.
હો પ્રભુજી. ॥ ૧૧ ॥

ધરણી તણા તીવ્ર સ્થાન ધગાવી, સૂર્યે ઉષ્ણતા ધારી,
ગ્રીષ્મ ઋતુમાં વિહારજ કરતાં, સ્વેદ દ્રવે છે ભારી.
હો પ્રભુજી. ॥ ૧૨ ॥

જલ પીધા વીણ જીવે નહિ પ્રાણી, એવો સમય રહ્યો ચાલી;
કરી ચોવિહાર વીર ઉપવાસો, કર્મને રહ્યા ગાલી.
હો પ્રભુજી. ॥ ૧૩ ॥

જગત બધું ઝંખે સાધન સુખના, દુઃખથી અલગાં ભાગે;
કર્મ ખપાવાને કારણે પ્રભુ, સુખ સંયોગો ને ત્યાગે.
હો પ્રભુજી. ॥ ૧૪ ॥

વીર રજપુતો રણમાં ચઢીને, દુશ્મનને દળી નાખે;
તેમ અભ્યંતર કર્મને હણવા, પ્રભુજી ઉદ્યમ રાખે.
હો પ્રભુજી. ॥ ૧૫ ॥

કદિ રહેતા પ્રભુ પુર સમીપે, કદિ વસે વનવાસે;
ઝાડ પહાડ ને ઉજ્જડ ભૂમિમાં, વસે વિષમ નિવાસે.
હો પ્રભુજી. ॥ ૧૬ ॥

અહર્નિષ અંગે પરિષહ સહેતા, સુખ વિષે ન વિજંપે:
વૈરાગી પ્રભુના ત્યાગની વાતો, સુણતાં કાયર કંપે.
હો પ્રભુજી. ॥ ૧૭ ॥
ઉગ્રપણે એમ વીર વીચરતાં, પ્રથમ વર્ષ વીતાવ્યું;
માસ માસ ખમણ તપ તે કરતા, વર્ષ બીજું જબ આવ્યું.
હો પ્રભુજી. ॥ ૧૮ ॥
જે જે સ્થળેથી પારણાં વ્હોર્યાં, લીધા તે જનને તારી;
ઈંદ્રના પૂજનિક એહ પ્રભુના, ગુણ તણી બલીહારી.
હો પ્રભુજી. ॥ ૧૯ ॥
અનુક્રમે વીર વિહાર કરીને, મગધ દેશમાં આવ્યા;
એકવીશમી ઢાળે કહે આંબાજી, પ્રભુ ગુણો મને ફાવ્યા.
હો પ્રભુજી. ॥ ૨૦ ॥

## ॥ દોહરા ॥

રાજગ્રહી નગરી ભલી, શોભાનો નહિ પાર;
સુંદર મંદીર માલીયાં, સુર સદન અનુહાર. ॥ ૧ ॥
રાજધાની શ્રેણીકની, પૃથ્વીમાં પંકાય;
તે પુર પ્રત્યે આવીયા, ચોવિશમા જિનરાય. ॥ ૨ ॥
પાડો તે નગરી તણો, નાલંદો છે નામ;
શાલા તે પાડા વિષે, જ્યાં વસવાના ઠામ. ॥ ૩ ॥
તે શાલામાં આવીયા, કરતા પ્રભુ વિહાર;
દૃષ્ટિથી અવલોકતાં, શાલા છે સુખકાર. ॥ ૪ ॥
વસ્ત્ર વણે જ્યાં વણકરો, અનેક ઉદ્યમ થાય;
શાલા બહુ વિશાલ છે, નામે તંતુવાય. ॥ ૫ ॥
માલીકને પૂછે પ્રભુ, નિર્વદ્ય છે આ સ્થાન;
અનુમતિ જો આપો મને, અહિં ધરૂં તો ધ્યાન. ॥ ૬ ॥

## ઢાળ બાવીશમી

(રાગ—મુનિવર શોધે ઇરજા.)

તંતુવાય શાલાતણો, માલીક કહે કરજોડ;
ભલે પધાર્યા સંતજી, ફળશે મનના કોડ. ॥ ૧ ॥
અમે જંજાળી માનવી, બને ન આપની સેવ;
સુખે રહો આ સ્થાનમાં, તમે દયાલુ દેવ. ॥ ૨ ॥
પ્રીય વચનથી વીરનો, કીધો અતિ સત્કાર;
વર્ષાકાલ વીતાવવા, રહીયા તારણહાર. ॥ ૩ ॥
ઉપવાસો એક માસના, કરી સલુણા વીર;
મમતા મુકી દેહની, ધ્યાન ધરે છે ધીર. ॥ ૪ ॥
સ્વરૂપ સર્વે લોકનું, જાણી જ્ઞાનાધાર;
ચિંતવણા પ્રભુજી કરે, ચૌવિધ છે સંસાર. ॥ ૫ ॥
દ્રવ્યે દ્રવ્ય જીવથી મલ્યા, અષ્ટ કર્મના ખંધ;
ભવ ભ્રમણા તેથી થઈ, તીવ્ર કર્મને બંધ. ॥ ૬ ॥
ક્ષેત્ર થકી તો જાણીયે, ચૌદ રાજના સ્થાન;
અનંત વાર તે સર્વને, ફરસ્યા બની બેભાન. ॥ ૭ ॥
અનંત કાલ કર્મે કરી, ભમવું ભવ મોઝાર;
કાલ થકી સંસાર તે, સમજે જ્ઞાની સાર. ॥ ૮ ॥
પર્યાય જીવાજીવની, સમય સમય પલટાય;
તે સ્વરૂપ સમજ્યા વિના, જન્મ મરણ નહિ જાય. ॥ ૯ ॥
અતિગહનતા આત્મની, છે તે સિદ્ધ સ્વરૂપ;
અનંત સૂર્યના તેજથી, આતમ તેજ અનુપ. ॥ ૧૦ ॥
એ સ્વરૂપ સમજ્યા થકા, ધ્યાન ધરે છે વીર;
સ્થિતિ પ્રભુની જાણવા, સુણજો થઇને સ્થિર. ॥ ૧૧ ॥

ઢાળ ભલી બાવીશમી, જુગતે કીધી જોડ;
આંબાજી કહે ધ્યાનથી, ખપે કર્મની કોડ. ॥ ૧૨ ॥

॥ દોહરા ॥

મંખ નામે એક માનવી, ભદ્રા તેની નાર;
ચિત્રામણ દેખાડીને, આજીવિકા કરનાર. ॥ ૧ ॥

ભદ્રા કુખે ઉપન્યો, ગર્ભપણે જીવ એક;
અનુક્રમે એ આવીયા, શરવણ ગામે છેક. ॥ ૨ ॥

ગોબહુલ બ્રાહ્મણ તણી, ગૌશાલા વિશાલ;
ઉતર્યાં દંપતી તેહમાં, કરતા નિજ સંભાલ. ॥ ૩ ॥

ઋદ્ધિ થકી શોભે બહુ, શરવણ સનિવેશ;
ચિત્ર ફલગ લઈ હાથમાં, મંખલી કરે પ્રવેશ. ॥ ૪ ॥

ચિત્ર ફલગ દેખાડતો, પામે કિંચિત્ દામ;
ભિક્ષા તેમજ માગતો, મનમાં ધરીને હામ. ॥ ૫ ॥

નિવાસ કરવા કારણે, પેખ્યા બહુધા ધામ;
ઇચ્છાનુકુલ તેહને, મલ્યું નહિ ત્યાં ઠામ. ॥ ૬ ॥

ગાયોની શાલા વિષે, વસીયા વર્ષાકાલ;
ભદ્રા નામે બાઇને, જન્મ્યો છે ત્યાં બાલ. ॥ ૭ ॥

ગૌશાલામાં જનમીયો, થયું ચિંતવ્યું કામ;
માતપિતાએ અર્પીયું, ગોશાલો તે નામ. ॥ ૮ ॥

અનુક્રમે તે બાળકો, કરતો વિવિધ ખેલ;
તરૂણ વય તે પામીયો, થયો બહુજ છકેલ. ॥ ૯ ॥

કલા શીખીને તાતની, ભટકે અનેક સ્થાન;
વંક સ્વભાવી તેહથી, પામે છે અપમાન. ॥ ૧૦ ॥

માત તાતને પરહરી, ગોશાલોજ ગમાર;
ફરતો ફરતો આવીયો, મગધ દેશ મોઝાર. ॥ ૧૧ ॥

રાજગ્રહી આવી કરી, ગવેષતો બહુ ઠામ;
અનુક્રમે તે આવીયો, વીર વસ્યા તે ધામ. ॥ ૧૨ ॥

શ્રી પ્રભુની સમીપમાં, કીધો છે નિવાસ;
ગોશાલો મન ચિંતવે, ફળશે મનની આશ. ॥ ૧૩ ॥

ઉભા છે આ ધ્યાનમાં, યોગી સરખા એક;
સંભાળ લહે મુજ વસ્તુની, ટળી ચિંતા તે છેક. ॥ ૧૪ ॥

દિસે છે મુજ સરિખા, એ પણ એકાએક;
ભલો જોગ જુગતે મળ્યો, કરતો તર્ક અનેક. ॥ ૧૫ ॥

ફલગ ગ્રહીને હાથમાં, ફરતો ઘરઘર દ્વાર;
રીઝાવી પુર લોકને, આજીવિકા કરનાર. ॥ ૧૬ ॥

માસ ખમણુ પૂરણુ થતાં, વ્હોરણુ કાજે વીર;
ઇરિયાસમિતિ સંચર્યા, તન મન ધરીને ધીર. ॥ ૧૭ ॥

તંતુવાય પાવન કરી, પ્રભુ પ્રવેશે શહેર;
ભાગ્ય યોગ આવી ચઢયા, વિજય શેઠને ઘેર. ॥ ૧૮ ॥

બેઠેલા સુખાસને, ગાથાપતિ ગુણવંત;
તે વેળા ત્યાં આવતાં, દેખ્યા શ્રી ભગવંત. ॥ ૧૯ ॥

ઓચિંતા અવલોકીયા, ત્રણ ભુવનના નાથ;
હર્ષ પુરણુ વ્યાપી રહ્યો, રોમરોમ સંગાથ. ॥ ૨૦ ॥

તુર્ત સિંહાસન છોડીને, કરે ઘણો સત્કાર;
ઉતરાસન કરી વસ્ત્રનું, ત્રિયોગ એકાકાર. ॥ ૨૧ ॥

પડી પ્રભુપદ પંકજે, વાંદે મનને કોડ;
તારક આવ્યા આંગણે, ભાંગી ભવની ખોડ. ॥ ૨૨ ॥

## ઢાળ ત્રેવીશમી

(રાગ-તાર્યે તાર્યે રે મુને શિવપુરીના વાસી.)

પુરણ પુન્યથી મુજ ઘરેરે, પધાર્યા કૃપાવંત;
આહાર વ્હોરીને સુઝતોરે, હાંરે પ્રભુ પુરો મુજની ખંતરે.
શિવપુરીના વાસી, તારો તારો મુને ભગવંત રે;
શિવપુરીના વાસી—એ ટેક. ॥ ૧ ॥
સાર જગતમાં તે ગણુંરે, કરવી સંતની સેવ;
જન્મ લાખેણો તેહથીરે, હાંરે પ્રભુ મળ્યા દયાલુ દેવરે. શિવ. ॥૨॥
વિનંતી સુણી બહુ શેઠનીરે, આવ્યા શ્રી મહાવીર;
પારણું વ્હોરાવ્યું પ્રેમથીરે, હાંરે પ્રભુ ઘૃત મીસરીને ખીરરે.
શિવ. ॥ ૩ ॥
કર પાત્રમાં વ્હોરીનેરે, પારણું કીધું જે વાર;
રીઝયા સ્વર્ગના સુરવરો, હાંરે પ્રભુ પેખી વિજયનો પ્યારરે.
શિવ. ॥ ૪ ॥
પંચ દ્રવ્ય પ્રગટ થયાંરે, વરસ્યું સુગંધી નીર;
પુષ્પો પડયાં પંચ રંગનાંરે, હાંરે પ્રભુ જોતાં જન મન સ્થિરરે.
શિવ. ॥ ૫ ॥
સાડીબાર ક્રોડ સુવર્ણનીરે, વૃષ્ટિ વિજય ઘર થાય;
દુંદુભી વજાડી દેવતારે, હાંરે પ્રભુ શેઠ તણા ગુણ ગાયરે.
શિવ. ॥ ૬ ॥
અહો દાન મહાદાન અર્પીયુંરે, પ્રતિલાભ્યા ભગવંત;
માનવ જન્મ લેખે કર્યોરે, હાંરે પ્રભુ ત્રોડી નાખ્યો ભવતંતરે.
શિવ. ॥ ૭ ॥
સુર આયુષ્ય શેઠે બાંધીયુંરે, દેતાં પ્રભુજીને દાન;
ગોશાલો તિહાં આવીયોરે, હાંરે પ્રભુ તેણે જતા જોયા ભગવાનરે.
શિવ. ॥ ૮ ॥

જન મન વિસ્મય પામીયાંરે, પામ્યો ગોશાલો તેમ;
વિનંતી ધરીને ધ્યાનમાંરે, હાંરે પ્રભુ કીધુ વિજયનું ક્ષેમરે.
શિવ. ॥ ૯ ॥
મહીમા જાણી શ્રી વીરનોરે, ગોશાલો ધરી પ્રીત;
વાંદે આવી ભગવંતનેરે, હાંરે પ્રભુ રાખીને રૂડી રીત રે.
શિવ. ॥ ૧૦ ॥
કર જોડી કહેતો વીરનેરે, તમે છો તારણુહાર;
કૃપાલુ કૃપા કીજીએરે, હાંરે પ્રભુ મારે તમારો આધારરે.
શિવ. ॥ ૧૧ ॥
લઘુતા અતિ દર્શાવતોરે, વસ્યો પ્રભુની સંગ;
માસ ખમણુ બીજું આદર્યુ રે, હાંરે પ્રભુ રાખે વૈરાગે રંગરે.
શિવ. ॥ ૧૨ ॥
ત્રેવીશમી ઢાળે શેઠનોરે, પ્રભુએ કીધો નિસ્તાર;
આંબાજી મુનિ કહે પ્રેમથીરે, હાંરે પ્રભુ તાર્યા તમે નરનારરે.
શિવ. ॥ ૧૩ ॥

## ॥ દોહરા ॥

માસ પર્યંત પ્રભુજીએ, ત્યાગી દીધા આહાર;
ઉપવાસો છે આકરા, ચોકખા ચૌવિહાર. ॥ ૧ ॥
ગોશાલો પ્રભુ આગળે, રજનીમાં રહેનાર;
દિવસે તો ભિક્ષાર્થે, ભમતો ઘરઘર દ્વાર. ॥ ૨ ॥
માસ ખમણુ પુરૂં થયું, થયા પ્રભુ તૈયાર;
ગોચરી કરવા કારણે, આવ્યા પુર મોઝાર. ॥ ૩ ॥
ક્રોડાપતિ લાખોપતિ, અબજોપતિ છે તેમ;
કઈક પૂર્વના પુન્યથી, પામ્યા છે બહુ ક્ષેમ. ॥ ૪ ॥
ગાથાપતિ ત્યાં દીપતો, આણુંદજી છે નામ;
રિદ્ધિસિદ્ધિ પામીયો, સુખદા સર્વે ધામ. ॥ ૫ ॥

આણંદે નિજ આંગણે, ભાળ્યા શ્રી ભગવંત;
સુખાસનેથી ઉતર્યો, હર્ષ ધરી અત્યંત. ॥ ૬ ॥
ઝરણાં ઝરતાં પ્રેમનાં, હૃદયકમલ વિકસંત;
રોમરાજી ઉલ્લસી રહી, વ્યાપ્યો હર્ષ અનંત. ॥ ૭ ॥

## ઢાળ ચોવીશમી

(રાગ–માઢ. તે જયવંતા પ્રભુ વીર.)

ભેટયા તારણહાર, જગતમાં ભેટયા તારણહાર;
પુન્યતણો નહિ પાર, જગતમાં ભેટયા તારણહાર. એ ટેક. ॥ ૧ ॥
પુનિત કીધું આ પુર પ્રભુએ, કૃપા કીધી નિરધાર;
પાવ ધરી પ્રભુ મુજ મંદિરે, વ્હોરો ફાસુક આહાર. જગતમાં. ॥૨॥
આણંદની એહ અર્જ સ્વીકારી, આવ્યા ઘર તણે દ્વાર;
ગાથાપતિ તે વીર પ્રભુને, આહાર વ્હોરાવે સાર. જગતમાં. ॥ ૩ ॥
પ્રતિ લાભતાં પાત્ર પ્રભુનું, છેદી નાખ્યો સંસાર;
પ્રગટ થતાં ત્યાં પાંચે દ્રવ્યો, વર્ત્યો જય જયકાર. જગતમાં. ॥ ૪ ॥
દેવ દુંદુભીના નાદ મધુરે, વિસ્મય નરને નાર;
ગોશાલો ત્યાં તુર્તજ આવ્યો, ધરતો પ્રભુથી પ્યાર. જગતમાં. ॥૫॥
કરજોડી પ્રભુ પાયે નમીયો, સ્તુતિ કરી કહે એમ;
કઇકને તાર્યા તમે કૃપાલુ, કરો મુજનું ક્ષેમ. જગતમાં. ॥ ૬ ॥
એમ કહી આવ્યો વીર સંગાથે, ગોશાલો પૂર્વ સ્થાન;
અડોલ આસને આવી ઉભા, એકાએકી ભગવાન.જગતમાં. ॥ ૭ ॥
ચોવીશમી ઢાળે વીર પ્રભુએ, વ્હોર્યો ફાસુક આહાર;
કહે આંબાજી પારણે કીધો, આણંદ તણો ઉદ્ધાર.જગતમાં. ॥ ૮ ॥

## ॥ દોહરા ॥

માસ ખમણ ત્રીજું કરી, ધ્યાન ધરે જિનરાય;
ગોશાલો શુભ ચિંતવી, ગુણ પ્રભુના ગાય. ॥ ૧ ॥

તમે દયાળુ દેવ છો, તપદુક્કર કરનાર;
કૃપાદૃષ્ટિ કરતા થકાં, ભવના ભય હરનાર. ॥ ૨ ॥

અહો ઉત્તમતા આપની, કથને કહી નવ જાય;
પ્રતિલાભતાં આપને, જન્મ કૃતારથ થાય. ॥ ૩ ॥

અતિ વિષમતા કર્મની, પામ્યો નહિ ઘરબાર;
નહિ તો હું પણ આપને, વ્હોરાવત બહુ સાર. ॥ ૪ ॥

પૂર્વ જન્મના પાપથી, મલ્યા ન સુસંયોગ;
બડ ભાગી હું એટલો, થયો આપનો જોગ. ॥ ૫ ॥

કલ્પદ્રુમ ચિંતામણી, સેવા ફલ દેનાર;
તેમ તમે છો માહરે, દુઃખમાં સુખ કરનાર. ॥ ૬ ॥

બહુવિધે એમ બોલતો, લળી લળી લાગે પાય;
સ્વાર્થ પરાયણ પ્રીતથી, ગુણ પ્રભુના ગાય. ॥ ૭ ॥

તોપણ તેમાં લાભ છે, ભેટયા જિનવર ભાણ;
છતાં ગુણો ગાતાં થકાં, લહે જન્મની લ્હાણ. ॥ ૮ ॥

એકાંતે અરિહંતજી, ધરી રહ્યા છે ધ્યાન;
કર્મતણી ક્રોડો ખપે, એવું જેનું જ્ઞાન. ॥ ૯ ॥

જ્ઞાન થકી ગુણ થાય છે, જ્ઞાને ભવનો નાશ;
જ્ઞાન વગરના માનવી, એને છે બહુ ત્રાસ. ॥ ૧૦ ॥

અનંતકાલ અજ્ઞાનથી, ભરે પાપના ભાર;
ચાર ગતિ સંસારમાં, ખાય અનંતામાર. ॥ ૧૧ ॥

ઉંચી શ્રેણી વીરની, ઉંચું એનું જ્ઞાન;
જન્મ મરણને ટાળશે, ધરતા ઉજ્વલ ધ્યાન. ॥ ૧૨ ॥

ધ્યાન ધરતાં શ્રી વીરને, પૂર્ણ થયો છે માસ;
પ્રભુ ગોચરી સંચર્યા, જીવ જતનથી ખાસ. ॥ ૧૩ ॥

ઉપવાસી અરિહંતજી, રાજગ્રહી મોઝાર;
ફરતા ફરતા આવીયા, સુદર્શનને દ્વાર. ॥ ૧૪ ॥
દુરથી દેખી વીરને, આસન દીધું છોડ;
સનમુખ આવી કરી, વાંદે દ્વિકર જોડ. ॥ ૧૫ ॥

## ઢાળ પચ્ચીશમી

(રાગ–રહી જાવ આજુની રાત હંસારે રાજા.)

પધારો ઘર તણે દ્વાર, પ્રભુજી મારા પધારો ઘર તણે દ્વાર;
વ્હોરો ફાસુક આહાર, પ્રભુજી મારા.
અમેરે નિર્ભાગી જગતના જીવો, દુખી રહ્યા સંસાર;
પ્રભુજી મારા.
કીધોરે કૃતારથ દર્શન આપી, ભવજલ તારણહાર.
પ્રભુજી મારા પધારો ઘર તણે દ્વાર. એ ટેક. ॥ ૧ ॥
ધન્યરે દિવસ ઘડી આજની જાણું, જન્મ લેખે કરનાર; પ્રભુ.
ગાથાપતિ તણી વિનંતી સુણીને, કીધો પ્રભુએ સ્વીકાર.
પ્રભુ પધારો. ॥ ૨ ॥
પરમ પ્રભુજીને આહાર વ્હોરાવે. સુદર્શન ધરીને પ્યાર; પ્રભુ.
અનંત જન્મમાં જોગ ન મલીયો, એવો અવસર આ વાર.
પ્રભુ પધારો. ॥ ૩ ॥
પ્રતિલાભ્યું જ્યારે પાત્ર પ્રભુનું, પ્રેમ તણો નહિ પાર; પ્રભુ.
થયા ન દાવા નરક ગતિના, પરિત કીધો સંસાર.
પ્રભુ પધારો. ॥ ૪ ॥
પાંચે દ્રવ્યો ત્યાં પ્રગટ થયાં છે, વિસ્મય પામ્યા જોનાર; પ્રભુ.
ગગન ગાજી રહ્યું દુંદુભી નાદે, વર્ત્યો જયજયકાર. પ્રભુ પધારો.॥૫॥
પરમ વિભૂતિ એ પ્રભુની જાણી, ગોશાલો આવ્યો તે વાર; પ્રભુ.
સુવર્ણાદિ દ્રવ્યો તેણેરે દીઠાં, પેખ્યા તારણહાર. પ્રભુ પધારો ॥

તુર્ત આવી પ્રભુ પાયેરે નમીયો, ચાલ્યો પ્રભુજીની લાર; પ્રભુ.
ગોશાલો કહે કરજોડી પ્રભુને, કરજો મારો નિસ્તાર.
પ્રભુ પધારો. ॥ ૭ ॥
સમયદક્ષી વીરે ઉત્તર ન વાળ્યો, મૌનપણું ધરનાર; પ્રભુ.
પૂર્વ સ્થળે ત્યાંથી પ્રભુજી આવ્યા, ધ્યાને રહ્યા તેણી વાર.
પ્રભુ પધારો. ॥ ૮ ॥
એહ પ્રભુજીના ગુણ ગ્રામ કરતાં, આવી જશે ભવપાર; પ્રભુ.
પચ્ચીશમી ઢાળે સુદર્શન તાર્યો, કહે મુનિ સહકાર.[1]
પ્રભુ પધારો. ॥ ૯ ॥

## ॥ દોહરા ॥

ભૂત ભવિષ્ય વર્તમાનનું, વર્તે જેને જ્ઞાન;
ચિદાનંદઘન સિદ્ધનું, ધરી રહ્યા છે ધ્યાન. ॥ ૧ ॥
ચોથે મહીને માસના, કીધા છે ઉપવાસ;
તંતુવાય પાવન કરી, કરે કર્મનો નાશ. ॥ ૨ ॥
આસો માસ વીતી જતાં, આવ્યો કાર્તિક માસ;
જિન શાસનના સંતના, પૂર્ણ થયો ચૌમાસ. ॥ ૩ ॥
તેમજ તંતુવાયમાં, વીતાવી ચૌમાસ;
ઉપવાસી અરિહંતજી, ચાલ્યા ત્યાંથી ખાસ. ॥ ૪ ॥
કબજે કરીને ચારને, સંચી રહ્યા છે ચાર;
બે બલીયાને જીતીને, કરતા પ્રભુ વિહાર. ॥ ૫ ॥
ત્રણે તો ત્રણ લોકને, કીધા બુરે હાલ;
તીલાંજલી આપી તેહને, કરતા જ્ઞાને ખ્યાલ. ॥ ૬ ॥
દલી રિપુદલ રાજવી, દીયે વિજયના ડંક;
તેમ અરિદલ અષ્ટને, કરી દીધા છે રંક. ॥ ૭ ॥

1. કર્તાનું અપરનામ છે.

રાજગ્રહીની સમીપમાં, કોલાગસંનિવેશ;
જગનાવંત ભગવંતજી, કરે તેમાં પ્રવેશ. ॥ ૮ ॥

જોતાં તે રળીયામણું, છે રિદ્ધિનું ધામ;
ગોબહુલ નામે કરી, વિપ્ર વસે તે ગામ. ॥ ૯ ॥

પડીવો કાર્તિક માસનો, દિવસ ગણીયે સાર;
સગાં સ્નેહી નોતર્યાં, વિપ્રે ધરીને પ્યાર. ॥ ૧૦ ॥

જમ્યા અતિથિ આંગણે, ધૃત મીસરી ને ખીર;
તે વેળા ત્યાં આવીયા, વિહાર કરીને વીર. ॥ ૧૧ ॥

બડભાગી તે બ્રાહ્મણે, દીઠા શ્રી ભગવંત;
ઉઠયો આસન છોડીને, ગણી પ્રભુને સંત. ॥ ૧૨ ॥

પૂર્વ જન્મના પુન્યથી, છે મોટો શ્રીમાન;
છતાં લઘુતા તેહમાં, મનમાં નહિ અભિમાન. ॥ ૧૩ ॥

કદંબ તરૂનાં ફુલડાં, ખીલે જલદી જેમ;
જોતાં વીરને આંગણે, અંતર વિકસ્યું તેમ. ॥ ૧૪ ॥

કરી ઉતરાસન વસ્ત્રનું, આચ્છાદ્યું નિજ મુખ;
અંજલી ધરીને મસ્તકે, આવ્યો છે સન્મુખ. ॥ ૧૫ ॥

પરમ પ્રમોદે વીરને, કરતો બહુ સત્કાર;
પડી પડી પદ પંકજે, વાંદે વારંવાર. ॥ ૧૬ ॥

આજ પધાર્યા આંગણે, સંત ગુણોની ખાણ;
પ્રતિલાભી તે પાત્રને, લહું જન્મની લ્હાણ. ॥ ૧૭ ॥

ઉત્કૃષ્ટા એ ભાવથી, વ્હોરાવાનો પ્યાર;
ધૃત મીસરી ને ખીરનો, પ્રતિલાભ્યો આહાર. ॥ ૧૮ ॥

દાતા ને દ્રવ્ય પાત્રના, ત્રણે સરખા જોગ;
અનંત પુન્યના ઉદયથી, મલીયા સુસંયોગ. ॥ ૧૯ ॥

ભાવ લાભ ભારે થયો, આવી ગયો ભવ અંત;
દિવ્ય દ્રવ્યો પ્રગટ થતાં, દ્રવ્ય લાભ અત્યંત. ॥ ૨૦ ॥

શૂલપાણી ચંડકોશીને, તારણહારા વીર;
ચાર જીવો તપ પારણે, તારી કીધા તીર. ॥ ૨૧ ॥

સ્થાપી ત્યાં તે વાતને, હવે કહું જે સ્થિત;
ગોશાલાની વાતડી, સુણજો ધરીને પ્રીત. ॥ ૨૨ ॥

ચોમાસું જે સ્થાનમાં, વસ્યા હતા શ્રી વીર;
જોતાં ગોશાલા તણું, થયું મન અસ્થિર. ॥ ૨૩ ॥

દીઠા નહિ અરિહંતને, જોતાં સઘળે ત્યાંય;
છીંક બગાસું વીરનું, ક્યાંય ના સંભળાય. ॥ ૨૪ ॥

વ્યાકુલતા બહુ પામીયો, ગોશાલો તે વાર;
અરે પ્રભુજી ક્યાં ગયા, કરી મારો પરિહાર[1]. ॥ ૨૫ ॥

અંધ જનને ભાંગી પડે, ડંડ તણો આધાર;
તેમ થયો હું આજ તો, એકાકી નિરધાર. ॥ ૨૬ ॥

ગદગદ કંઠે થઇ કરી, નિકલ્યો ત્યાંથી બહાર;
વીરપ્રભુને શોધવા, આવ્યો પુર મોઝાર. ॥ ૨૭ ॥

## ઢાળ છવ્વીશમી

(રાગ—હું તમને પુછું મોરી બાઇ રે સુવાગણ સુંદરી.)

કોઇરે બતાવો મહાવીરને સોભાગી સુંદરૂં કોઇરે બતાવો મહાવીરને;
તરણતારણ એ ધીરને, સોભાગી સુંદરં કોઇરે બતાવો મહાવીરને.
એ ટેક. ॥ ૧ ॥

પુરીજન મળે જે જે પંથમાં, પૂછે તેને વીરની વાત;
કોણેરે દીઠા ગુરુજી માહરા, છે જે જગમાં પ્રખ્યાતરે. સો. કો. ॥૨॥

---

1. ત્યાગ.

નાલંદાપાડામાં તંતુવાય છે, રહિયા તિહાં ચૌમાસ;
માસ માસને પારણે પુરમાં, પુરી જેણે ત્રણેની આશરે. સો. કો.॥૩॥

વારે વારે પુરીજનને પૂછતો, પ્રભુજીના સમાચાર;
ખબર ન મલી પ્રભુ વીરની, ચિતમાં ચિંતા અપારરે. સો. કો. ॥૪॥

રાજધાની છે મગધાધીશની, છે જ્યાં ચૌવટા ને પંથ;
ટોળે ટોળે મળી પનીહારીઉં, નીર ભરતી ધરી ખંતરે. સો. કો. ॥૫॥

તેને પણ પુછે છે કર જોડીને, ક્યાંય દીઠા જિનરાય;
ચિંતીત પ્રત્યુતર ન પામીયો, ગોશાલો વ્યાકુલ થાયરે. સો.કો. ॥૬॥

વિવિધ વિલોકયા છે ચૌવટા, પેખી પુરની બજાર;
ક્યાંય ના દીઠા મહાવીરને, વિષાદનો નહિ પારરે. સો. કો. ॥ ૭ ॥

વિરહ વિયોગે દીનતા પામીયો, ઝંખતો વીરનું નામ;
ફરી ફરી પુરમાં થાકીયો, હણાણી અંતર હામરે. સો. કો. ॥ ૮ ॥

તંતુવાયમાં આવી ઉતરાવીયા, દાઢી મુછના કેશ;
ઉપગરણ સોંપ્યા ત્યાંના વિપ્રને, ઉદાસીનને આવેશરે. સો. કો. ॥૯॥

તંતુવાયથી તુર્તજ નીકલ્યો, કોલાગસનિવેશ જાય;
પંથી જન મલતાં પુછે છે પંથમાં, વીરને વિલોક્યા ક્યાંયરે. સો.કો. ૧૦

અણુવાડે પાય ચાલે જે પંથમાં, હેમવર્ણી છે કાય;
ઉપમા નથી ક્યાંય જેના રૂપની, સૌમ્યતા રહી છવાયરે.
સો. કો. ॥ ૧૧ ॥

સમાચાર આપે પંથી વીરના, વિપ્ર વ્હોરાવ્યો આહાર;
પંચ દ્રવ્ય પ્રગટયા એને આંગણે, વર્ત્યો જયજયકારરે.
સો. કો. ॥ ૧૨ ॥

આંબાજી કહે છવ્વીશમી ઢાળમાં, ગોશાલો વિસ્મય થાય;
પ્રભુજીના સમાચારો સાંભળી, હર્ષે હૈડું ઉભરાયરે.
સો. કો. ॥ ૧૩ ॥

## ॥ દોહરા ॥

પંથી મુખથી સાંભળી, વીર પ્રભુની વાત;
ગોશાલો મન ચિંતવે, હર્ષ તણી સંગાથ. ॥ ૧ ॥
માસ ખમણુ તપ પારણે, પ્રતિલાભ્યા જે સંત;
એજ પ્રભુજી માહરા, છે તે મહિમાવંત. ॥ ૨ ॥
મોદ ધરી મનડા વિષે, વેગે ચાલ્યો પંથ;
કોલાગસનિવેશમાં, આવ્યો ધરીને ખંત. ॥ ૩ ॥
વ્હાલા શ્રી મહાવીરને, જોતો સઘળે ધામ;
પુર બહાર અભ્યંતરે, વિવિધ વિલોક્યા ઠામ. ॥ ૪ ॥
પણ્યભૂમિ[1] પર પેખીયા, વિચરતા ભગવંત;
વાંદે વીરને વિધિએ, હર્ષ ધરી અત્યંત. ॥ ૫ ॥
ગોશાલો કહે વીરને, છો કરૂણા કરનાર;
કહું પ્રકાશી આપને, મુજ અંતરનો પ્યાર. ॥ ૬ ॥

## ઢાળ સત્યાવીશમી

(રાગ—લખમણ જાગને હોજી રે બંધવા.)

એકાએકી પ્રભુ મુજને રે મુકી, કીધો તમે વિહારજી;
જઇ જોયું સ્થલ તંતુવાયનું, ભાસ્યું અતિ શૂન્યકાર.
જિનવર જાણજો, જાણજોરે મારી કૃપા પ્રભુજી આણજો;
જિનવર જાણજો. એ ટેક. ॥ ૧ ॥
કુહાણી દીલની પાંખડીને, ભારે થયો ઉત્પાતજી;
વિષમ થયો બહુ વિયોગ તમારો, કહું શું દુઃખની વાત.
જિનવર. ॥ ૨ ॥

---

૧. કરીયાણું વેચવાની જગ્યા.

હંસ વિનાનાં સરોવર સૂનાં, સુત જતાં ઘર દ્વારજી;
આપ વિના તેમ તંતુવાય તે, ભાસી મને દુઃખકાર.
જિનવર. ॥ ૩ ॥

તુર્ત ચાલ્યો હું ત્યાંથીરે પુરમાં, જોતો સઘળે ઠામજી;
નામ તમારૂં હૃદય રટતો, પુરણ ધરી મન હામ.
જિનવર. ॥ ૪ ॥

પુરી જનોને પુછીરે જોતાં, પામ્યો નહિ સમાચારજી;
દિલ દુહાણું આપ વિયોગે, સૂનો ભાસ્યો સંસાર. જિનવર. ॥૫॥

અતિ ઉદાસી ધરી અંતરમાં, આવ્યો હું તંતુવાયજી;
ત્યાગી દીધા ત્યાં ભંડ ઉપગરણો, ચેન પડયું ના ક્યાંય.
જિનવર. ॥ ૬ ॥

તંતુવાયથી બહારે આવી, વિલોક્યા બહુ સ્થાનજી;
આકુલ વ્યાકુલ બન્યો તદા હું, ભેટયા નહિ ભગવાન. જિનવર. ॥૭॥

એકાએકી ત્યાંથી પંથે રે ચાલ્યો; ધ્યાતો આપનું નામજી;
તરણતારણ પ્રભુ આજે મલીયા, સફલ થઇ છે હામ. જિનવર. ॥૮॥

જગત બધું મને ઝાંખુ રે લાગે, જોતાં દીસે નહિ સારજી;
શિષ્ય કરી મને રાખો સંગાતે, ભૂલું નહિ આભાર.
જિનવર. ॥ ૯ ॥

કહેતાં ગોશાલો પ્રભુ સમીપે, ગદગદ કંઠે થાયજી;
કૃપા કરી તમે તારો રે મુજને, જન્મ લાખેણો થાય.
જિનવર. ॥ ૧૦ ॥

શરણાગતને સહાયજ આપે, મોટા તણી એ રીતજી;
દરિયા સમ દિલ રાખે દયાલુ, ઓછી કરે ના પ્રીત. જિનવર. ॥૧૧॥

કરૂણાભરી વીરે સુણી વિનંતી, કીધો તેનો સ્વીકારજી;
ઢાલ સત્યાવીશમી કહે આંબાજી, સુણતાં લેજો સાર.
જિનવર. ॥ ૧૨ ॥

## ॥ દોહરા ॥

પૂજનિક સુરાસુરના, કૃપા તણા અવતાર;
શિષ્ય કરી ગોશાલને, લીધો નિજની લાર. ॥ ૧ ॥

કોલાગ સન્નિવેશથી, વીરે કર્યો વિહાર;
બહુધા ભેદે શિષ્યને, સમજાવે આચાર. ॥ ૨ ॥

સુવર્ણ ખલ જાતાં થકાં, દીઠા ત્યાં ગોપાલ;
ચડતી ખીર દેખી કરી, પૂછે છે ગોશાલ. ॥ ૩ ॥

ચુલ્લે ચઢેલી હાંડલી, રાંધે તેમાં ખીર;
થાશે કે થાશે નહિ, વાત કહો તે વીર. ॥ ૪ ॥

પ્રત્યુત્તરે પ્રભુજી કહે, નહિ નીપજે એ ખીર;
વાતુ સુણી ગોપાલને, કહે ગોશાલો ધીર. ॥ ૫ ॥

ફૂટી જશે એ હાંડલી, ક્યાંથી ખાશો ખીર;
તંદુલ ફૂલ્યા તેહમાં, હાંડી થઇ અસ્થિર. ॥ ૬ ॥

તુર્ત ગોપાલે દોરથી, બાંધ્યા છે ખૂબ બંધ;
છતાં ફૂટી ગઇ હાંડલી, પેખ્યો એહ પ્રબંધ. ॥ ૭ ॥

જોતાં ખીરના ખ્યાલને, નક્કી ગોશાલે કીધ;
થાવાનું તે થાય છે, વાત થઈ એ સિદ્ધ; ॥ ૮ ॥

નિયત વાદ અંતર ધરી, રહે પ્રભુની સંગ;
અનેક સ્થલમાં વિચરે, જોતાં જગનો રંગ. ॥ ૯ ॥

ગામ નગર પ્રદેશમાં, કરતાં સુખે વિહાર;
બીજું વર્ષ વીતાવીયું, ગોશાલો છે લાર. ॥ ૧૦ ॥

બે બે મહિને પારણું, કરતા શ્રી મહાવીર;
ચંપામાં ત્રીજું કર્યું, ચોમાસું ધરી ધીર. ॥ ૧૧ ॥

કષ્ટ આપે અજ્ઞાનીઓ, સહતાં સઘલા ત્રાસ;
પૃષ્ટ ચંપા ચોથું થયું, વીર તણું ચોમાસ. ॥ ૧૨ ॥

પંચમ ભદ્રિકા કર્યું, ગોશાલાની સાથ;
છઠું પણ એજ પુરમાં, રહિયા ત્રિજગનાથ. ॥ ૧૩ ॥
છ ચોમાસા વિચર્યો, ગોશાલો પ્રભુ સંગ;
અનેક આપદ ભોગવી, કર્મ તણેજ પ્રસંગ. ॥ ૧૪ ॥
કાયર થતાં ઉપસર્ગથી, તજ્યો પ્રભુનો સાથ;
એકાકી વિચરી રહ્યો, આગલ કહીશું વાત. ॥ ૧૫ ॥
આલંભીયામાં સાતમું, વીરે કીધું ચૌમાસ;
રાજગ્રહીમાં અષ્ટમું, રહિયા ચારે માસ. ॥ ૧૬ ॥
ઘન ઘાતીને કાપવા, છે અંતરમાં હામ;
ચોમાસાદી કાલમા, વીર વસ્યા બહુ ઠામ. ॥ ૧૭ ॥
ક્ષમા ધર્મ ધારણ કરી, વિચરતા તપવંત;
નિર્જન સ્થાને ધ્યાનમાં, વસતા શ્રી અરિહંત. ॥ ૧૮ ॥
પ્રભુજી તપને પારણે, ભિક્ષા કાજે જાય;
તાર્યા ત્યાં દાતારને, જયજય જગમાં થાય. ॥ ૧૯ ॥
કર્મ ખપાવા કારણે, કીધો છે નિરધાર;
જગત પ્રભુજી સંચર્યા, લાટ દેશ મોઝાર. ॥ ૨૦ ॥

લાટ દેશમાં પ્રભુએ સહેલા પરિષહા.

## ઢાળ અઠ્યાવીશમી

(રાગ–મન મોહ્યું મહાવીરજી.)

પરિષહા પડીયા બહુ વીરને, લાટદેશ મોઝારજી;
સુણતાં સઘળા એ ત્રાસને, દીલડું દ્રવે નિરધારજી.
ધન્ય ધન્ય વૈરાગી વીરને.–એ ટેક. ॥ ૧ ॥
વજ્ર ભૂમિ છે લાટ દેશની, પડે જ્યાં બહુ તાપજી;
અજ્ઞ જનોની વસ્તી ઘણી, જાણે નહિ પુણ્ય પાપજી. ધન્ય. ॥ ૨ ॥
એવા પ્રદેશે પ્રભુ સંચર્યા, ધરતા આત્મિક ધ્યાનજી;
વસતા કદી વસ્તી વિષે, કદી વસ્યા શ્મશાનજી. ધન્ય. ॥ ૩ ॥

મોહ મમતાને દૂરે કરી, તપથી તાવે છે તનજી;
સુખ દુઃખમાં સમતા ધરી, વાસ્યું વૈરાગે મનજી. ધન્ય. ॥ ૪ ॥

પ્રબલ પાંચને અળગાં કરી, પંચ તણો કરે પોષજી;
ચાર નિવડને નબળાં કર્યાં, જીત્યા રાગને રોષજી. ધન્ય. ॥ ૫ ॥

શિશર ઋતુ તણા સંતાપથી, કંપે જનોની કાયજી;
તદાસહે પરિષહ શિતનો, જયવંતા જિનરાયજી. ધન્ય. ॥ ૬ ॥

શુના ઘરમાં વસતાં થકાં, મૌન રહ્યા મહાવીરજી;
પૂછતાં ઉતર આપે નહિ, ત્રિયોગ વર્તે છે સ્થિરજી. ધન્ય. ॥ ૭ ॥

તસ્કર તણી શંકા કરી, વીરને માર્યા ત્યાં મારજી;
શિર ભેદાતાં ભગવંતનું, એ દુઃખનો નહિ પારજી. ધન્ય. ॥ ૮ ॥

ક્રૂર હૃદયના માનવી, દયા નહિ લવલેશજી;
અંતરથી પ્રભુ આણે નહિ, તે પ્રત્યે પણ દ્વેષજી. ધન્ય. ॥ ૯ ॥

એક એક શ્વાનને સીત્કારીને, ડસાવે વીરને પાયજી;
વીલુર્યું વપુ ભગવંતનું, વ્યથા સહે દુઃખદાયજી. ધન્ય. ॥ ૧૦ ॥

નિષ્ઠુર વચને કઇક કહે, તું તો દીસે છે ચોરજી;
એમ કહેતાં અજ્ઞાનીએ, કીધા ઉપસર્ગો ઘોરજી. ધન્ય. ॥ ૧૧ ॥

દીર્ઘ તપસ્યાને પારણે, નિરસ મલે જ્યાં આહારજી;
ઉપહાસ્ય કરે ભગવંતની, એવા વસે નરનારજી. ધન્ય. ॥ ૧૨ ॥

તાડન કરી જગનાથને, ઉપજાવ્યા બહુ ત્રાસજી;
વિષમ ભૂમિ લાટદેશની, ત્યાં વીર વસ્યા ચોમાસજી. ધન્ય. ॥ ૧૩ ॥

ઉપવાસો કીધા ચારે માસના, કર્મ ખપાવા કાજજી;
સમભાવે સહતાં સંકટો, ધન્ય એવા જિનરાજજી. ધન્ય. ॥ ૧૪ ॥

અઠયાવીશમી ઢાળે કહ્યો, વીર તણો વિસ્તારજી;
આંબાજી મુનિ એમ ઉચ્ચરે, આચારંગ અનુસારજી. ધન્ય. ॥ ૧૫ ॥

## ॥ દોહરા ॥

લાટદેશના લોકથી, સંકટ સહતાં વીર;
છુટકયા નહિ સમભાવથી, સાગર જયું ગંભીર. ॥ ૧ ॥
આર્ય ભૂમિમાં એકદા, આવ્યા શ્રી ભગવંત;
ગોશાલો આવી મલ્યો, મનમાં ધરીને ખંત. ॥ ૨ ॥
માગસિર માસ શરદનો, ચાલે છે જે વાર;
અલ્પ વૃષ્ટિ વરસાદની, થઈ છે ભૂમોઝાર. ॥ ૩ ॥
કુર્મગ્રામ જાતા હતા, વીર ગોશાલા સંગ;
તીલ થંભ દીઠો તેહમાં, પેખ્યા પુષ્પ સરંગ. ॥ ૪ ॥
ગોશાલે પ્રશ્ન કર્યું, વીર પ્રભુની પાસ;
પુષ્પ જીવો ચવી કયાં જશે, કહો કૃપાલુ ખાસ. ॥ ૫ ॥
પ્રત્યુત્તરે પ્રભુજી કહે, સપ્ત પુષ્પના પ્રાણ;
કણપણે તે સ્થંભમાં, નીપજશે સુજાણ. ॥ ૬ ॥
સુણી વચન શ્રધ્ધા નહિ, પાછો વળીયો તેહ;
મિથ્યા વચન કરવા ભણી, છોડ ઉપાડયો તેહ. ॥ ૭ ॥
મૂળ સહિત ઉખોડીને, અલગો નાખ્યો સ્થંભ;
ચાલ્યો પ્રભુની પાછળે, મનમાં થતો અચંબ. ॥ ૮ ॥
કયાંથી થાશે પુષ્પના, જીવો દાણા રૂપ;
થઇ વૃષ્ટિ વરસાદની, વીરનું વચન અનુપ. ॥ ૯ ॥
રોપાયાં મૂળ ભૂતલે, પડતાં વર્ષા ધાર;
સપ્ત પુષ્પના જીવ તે, નીપજ્યા ત્યાં નિરધાર. ॥ ૧૦ ॥
વિહાર કરી મહાવીર તે, આવ્યા કુર્મજગ્રામ;
તપ તપે છે બાહિરે, ઋષિ વેસાયન નામ. ॥ ૧૧ ॥

છઠ છઠનાં કરે પારણું, દયાવંત છે આપ;
વડ ડાળે લટકી કરી, સહે સૂર્યનો તાપ. ॥ ૧૨ ॥

જટા મોટી છે મસ્તકે, તેહમાં ઉપજનાર;
છીપગીઉ પડતી ભૂતલે, નિરખી જેણી વાર. ॥ ૧૩ ॥

પાછી મૂકે મસ્તકે, ગ્રહી પોતાને હાથ;
ગોશાલો ત્યાં નીકળ્યો, વીર પ્રભુની સાથ. ॥ ૧૪ ॥

પેખીને પાછો વળ્યો, ગયો વેસાયન પાસ;
કહે ગોશાલો તેહને, કરતો તે ઉપહાસ. ॥ ૧૫ ॥

સુણતાં ક્રોધજ ઉપજે, રહે નહિ મન ઠોર;
ઉદ્ધતપણું એવું કરી, બોલ્યો વચન કઠોર. ॥ ૧૬ ॥

જટા વધારી જોગટા, લટકે ઉંધે શિર;
જુની પથારી પાથરી, થઈ પડયો શું પીર. ॥ ૧૭ ॥

એક વખત કીધું છતાં, આણી નહિ મન રીસ;
બીજી વેળા ઉચ્ચરે, ગોશાલો કુશીશ. ॥ ૧૮ ॥

છતાં કોપ કીધો નહિ, મનને રાખ્યું શાંત;
ત્રિજીવાર તિરસ્કારથી, બોલ્યો હદ ઉપરાંત. ॥ ૧૯ ॥

સમતાતો છૂટી ગઇ, કીધો ભારે કોપ;
તપસ્વી વડથી ઉતર્યો, કરવા તેનો લોપ. ॥ ૨૦ ॥

સાત આઠ કદમો હઠી, દીધી સન્મુખ દોટ;
કાઢી લેશ્યા ચમકતી, સમજ્યો નહિ એ ખોટ. ॥ ૨૧ ॥

વીજલી સમ છે ઉજલી, ભસ્મ તણી કરનાર;
ચમકયો જોતાં ચિત્તમાં, ગોશાલો તે વાર. ॥ ૨૨ ॥

તુર્ત વિલોકે પાછળે, દયાવંત ભગવંત;
તેજુ લેશ્યા આવતી, પેખી તે જ્વલંત. ॥ ૨૩ ॥

કરૂણા કરી ગોશાલની, પ્રભુએ પારાવાર;
શીત લેશ્યા મુકી કરી, દીધી તુર્તજ ઠાર. ॥ ૨૪ ॥

પેખી શક્તિ વીરની, તપસ્વી બોલ્યો એમ;
આપ પ્રતાપે એહને, મુકું કુશલક્ષેમ. ॥ ૨૫ ॥

નહિતર તેને તુર્તમાં, આપત અહિં છાર;
શઠ પ્રતિ તો શઠપણું; કરવું શ્રેયસ્કાર. ॥ ૨૬ ॥

એમ કહી નિજ આસને, ગયો તપસ્વી બાલ;
લેશ્યા લબ્ધિ પેખીને, પૂછે છે ગોશાલ. ॥ ૨૭ ॥

તેજ પ્રગટ શાથી થયું, શું એનું છે નામ;
કૃપા કરી મુજને કહો, સુણવાની છે હામ. ॥ ૨૮ ॥

વીરે સ્વરૂપ સમજાવીને, શંકા દીધી ટાળ;
તેજુ લેશ્યા જાણીને, ભય પામ્યો તત્કાળ. ॥ ૨૯ ॥

બચ્યો ભયાનક કષ્ટથી, પ્રભુનો એ ઉપકાર;
નમન કરી મહાવીરને, સાથે કરે વિહાર. ॥ ૩૦ ॥

ગોશાલો કહે વીરને, પૂર્વે કહેલી વાત;
પુષ્પ જીવો નિપજ્યા નહિ, તીલપણે સાક્ષાત. ॥ ૩૧ ॥

પ્રત્યુતરે પ્રભુજી કહે, શંકા નહિ મન આણ;
સપ્ત જીવો એક સંકલી, ઉપજ્યા છે તે જાણ. ॥ ૩૨ ॥

અણ શ્રદ્ધાળુ વચનનો, ગયો સ્થંભની પાસ;
તોડી તુર્તજ સંકલી, ફોડી જોયું ખાસ. ॥ ૩૩ ॥

દાણા સાત દેખી કરી, દીલમાં ઠસી એ વાત;
પ્રૌઢ પરિહાર સૌ કરે, કણ જોતાં એ સાત. ॥ ૩૪ ॥

નિશ્ચય કરી એ વાતને, અલગ પ્રભુથી થાય;
ભાગ્ય વગર ભગવંતનો, ક્યાંથી સંગ સુહાય. ॥ ૩૫ ॥

અનુક્રમે એ આવીયો, જ્યાં સાવથીં ગામ;
અનુમત માગી ઉતર્યો, કુંભકારને ધામ. ॥ ૩૬ ॥

તેજુ લેશ્યા કારણે, કરે બબ્બે ઉપવાસ;
તાપ સહે છે સૂર્યનો, જઇ જંગલમાં ખાસ. ॥ ૩૭ ॥

ઉડદ બાકુલા પારણે, ખાય મુષ્ટિ પ્રમાણ;
લેશ્યા લુબ્ધી ઉપની, કરતાં વિધિ પ્રમાણ. ॥ ૩૮ ॥

ત્રેવિશમા જિનરાયના, શિષ્ય તણા જે શિષ્ય;
શુદ્ધ શ્રદ્ધાથી છટકીને, વિચરે છે અહનીંશ. ॥ ૩૯ ॥

અષ્ટ અંગ નિમિત તણા, તેના તે ઉજાણ;
પ્રકાશતા જન આગળે, વૃદ્ધિ તેમજ હાણ. ॥ ૪૦ ॥

આવી મળ્યા તે એકદા, બાંધી પુરણ પ્રીત;
નિમિત જ્ઞાન ગોશાલને, અર્પ્યું રૂડી રીત. ॥ ૪૧ ॥

તેથી શક્તિ પામીને, ગોશાલો પંકાય;
લાભાલાભ કહે લોકને, જેથી જન લલચાય. ॥ ૪૨ ॥

શ્રાવક સંખ્યા બહુ કરી, વિચરે ગામો ગામ;
અજિન છતાં જિનરાયનું, રહ્યો ધરાવી નામ. ॥ ૪૩ ॥

સ્થાપી ત્યાં તે વાતને, હવે કહું જે વાત;
વર્ણન શ્રી મહાવીરનું, પદ્યે કરૂં પ્રખ્યાત. ॥ ૪૪ ॥

## ઢાળ ઓગણત્રીશમી

( રાગ—હુ તુજ આગળ શી કહું કનૈયાલ. )

દશમું ચોમાસું વીરે કર્યુંરે લાલ, સાવરથી પુર મોઝારરે;
સોભાગીલાલ.
દુષ્કર તપસ્યા ત્યાં કરીરે લાલ, ધ્યાન સદા ધરનારરે. સોભાગીલાલ.
દશમું ચોમાસું વીરે કર્યુંરે લાલ. એ ટેક. ॥ ૧ ॥

વર્ષાઋતુ તે વીત્યા પછીરે લાલ, કીધો પ્રભુએ વિહારરે; સો.
પુર બાહેર પાડા વિષેરે લાલ, કીધો જ્યાં આહારરે. સો. દશ. ॥૨॥

પંચ દ્રવ્ય ત્યાં પ્રગટ થયાંરે લાલ, વર્તી રહ્યો જયકારરે; સો.
વીર પ્રભુ ત્યાંથી આવીયારે લાલ, મલેચ્છદેશ મોઝારરે સો. દશ. ॥૩॥

મ્લેચ્છ જનોએ મહાવીરનેરે લાલ, અનેક દીધાં છે દુઃખરે; સો.
કુકર ડસતાં શ્રી વીરનેરે લાલ, કીધું નહિ દીન મુખરે. સો. દશ. ॥૪॥

અડોલ વૃતિ રાખી કરીરે લાલ, વિચરે શ્રી ભગવંતરે; સો.
અનેક આપદ અંગે સહેરે લાલ, ખંતી ધર્મે રાખી ખંતરે.
સો. દશ. ॥ ૫ ॥

એકદા પ્રભુજી આવીયારે લાલ, પેઢાલ ગામની પાસરે; સો.
પુરથી દૂરેવન વિષેરે લાલ, નિર્જન છે જ્યાં આવાસરે. સો. દશ. ॥૬॥

અઠમ તપ ધ્યાને ત્યાં રહ્યારે લાલ, ઉપસર્ગો સહનારરે; સો.
તેણે કાલેને તેણે સમેરે લાલ, સુધર્મા સ્વર્ગ મોઝારરે. સો. દશ. ॥૭॥

સભા ભરી બેઠા સુરપતિરે લાલ, છે સર્વ તણા અધિરાજરે; સો.
વિલોકે અવધિ જ્ઞાનથીરે લાલ, શક્ર ઈંદ્ર મહારાજરે. સો. દશ. ॥૮॥

જંબુદ્વીપે ભરત ક્ષેત્રમાંરે લાલ, ઇંદ્રે ભાળ્યા ભગવંતરે; સો.
તુર્ત સિંહાસનથી ઉતર્યારે લાલ, હર્ષ ધરી અત્યંતરે. સો. દશ. ॥૯॥

વાંદી પ્રભુજીને વિધિએરે લાલ, બેસે સિંહાસને ત્યાંયરે; સો.
પ્રશંશા કરે ઇંદ્ર વીરનીરે લાલ, પ્રભુ સમા નહિ ક્યાંયરે. સો. દશ. ૧૦

ધન્ય ધીરજ મહાવીરનીરે લાલ, ધન્ય પ્રભુજીનું જ્ઞાનરે; સો.
સુરાસુરો ચળાવી ના શકેરે લાલ, એવું વર્તે એનું ધ્યાનરે.
સો. દશ. ॥ ૧૧ ॥

સુણી પ્રશંશા ભગવંતનીરે લાલ, રીઝયા દેવો તણા વૃંદરે; સો.
રીજ્યો નહિ એક સંગમોરે લાલ, અભવી છે મતિમંદરે.
સો. દશ. ॥ ૧૨

પદ પામ્યો સામાનિકનુંરે લાલ, રૂદ્ધિ તણો નહિ પારરે; સો.
છતાં કુબુદ્ધિ તેને ઉપજીરે લાલ, ઇર્ષા અતિ ધરનારરે. સો. દશ. ૧૩

ખ્યાતિ સુણીને ભગવંતનીરે લાલ, અંતર કીધું છે દુષ્ટરે; સો.
સત્ય વચન નહિ ઇંદ્રનારે લાલ, કીધી પ્રશંશા જુઠરે. સો. દશ. ૧૪

સુર સત્તા તણી આગલેરે લાલ, અલ્પ શક્તિનું એ પાત્રરે; સો.
ધ્યાન ચુકાવું તેના વીરનુંરે લાલ, માનવ તે કોણ માત્રરે. સો. દશ. ૧૫

સુરસભાથી તુર્ત ઉઠીયોરે લાલ, નામે સંગમો સુરરે; સો.
ચાલ્યો અતિશે ઉતાવલોરે લાલ, હૃદય તેનું છે ક્રૂરરે. સો. દશ. ૧૬

પ્રભુ ઉપાંતિક આવી કરીરે લાલ, કીધું પિશાચનું રૂપરે; સો.
જોતાં કંપે જગનાં માનવીરે લાલ, એવો બન્યો છે વિરૂપરે.
સો. દશ ॥ ૧૭ ॥

તીખી તલવાર ગ્રહી હાથમાંરે લાલ, કહે સંબોધી એમરે; સો.
અડગપણે આવી એકલોરે લાલ, અહિયાં ઉભો છે કેમરે.
સો. દશ. ॥ ૧૮ ॥

સ્મરણ તજી તારા ઈષ્ટનુંરે લાલ, ચાલ્યો જા વસ્તીની માંહીરે;
નહિ તો તલવારે ટુકડારે લાલ, કરૂં ખરેખર આંહીરે. સો. દશ. ૧૯

એમ કહી સન્મુખ આવીયોરે લાલ, ઉદ્ધતપણાની સાથરે; સો.
ત્રાસ તથાપી ન પામીયારે લાલ, અચલ ઉભા જગનાથરે.
સો. દશ. ॥ ૨૦ ॥

નિર્ભય ભાળી ભગવંતનેરે લાલ, કીધા ખડગ પ્રહારરે; સો.
દેહ ભેદાતાં ભગવંતનોરે લાલ, ચાલી છે રક્તની ધારરે. સો દશ. ૨૧

નિસ્તાર થાય જેના નામથીરે લાલ, ભાંગે ભવોભવ ભીડરે; સો.
તરણ તારણ એવા વીરનેરે લાલ, ગાઢી ઉપજાવી છે પીડરે.
સો. દશ. ॥ ૨૨ ॥

પ્રભુ ઉભા છે કરી સ્થિરતારે લાલ, જેમ ગિરિનો રાયરે; સો.
ત્રણે કાળે વર્ષા નીરથીરે લાલ, સાગર ના છલકાયરે. સો. દશ. ૨૩

હણુતાં તલવારે અંતે થાકીનેરે લાલ, રૂપ સંકેલ્યું તુર્તરે સો.
સિંહને રૂપે સુર પાપીયોરે લાલ, પ્રગટ થયો તે ધૂર્તરે. સો. દશ.૨૪

ગાઢ શબ્દોએ ગજાવતોરે લાલ, વન તણા ત્યાં પ્રદેશરે; સો.
ચોટ મારી પ્રભુને ચોટીયોરે લાલ, ક્રોધી થતો તે વિશેષરે.
સો. દશ. ॥ ૨૫ ॥

વપુવિદાર્યું ભગવંતનુંરે લાલ, કરીને દંત પ્રહારરે સો.
સિંહરૂપે મહાવીરનેરે લાલ, દુઃખ દીધું પારાવારરે. સો. દશ. ॥૨૬॥

ઉજલી વેદન વીર વેદતારે લાલ, મનને રાખ્યું ત્યાં સ્થિરરે; સો.
ખંતી ધર્મ ધારણ કરીરે લાલ, ક્ષમાવંત બન્યા વીરરે.
સો. દશ. ॥ ૨૭ ॥

સિંહરૂપે સંકટ આપતાંરે લાલ, થાકયો તે નિર્દય સુરરે; સો.
રૂપ સંકેલ્યું તેણે સિંહનુંરે લાલ, કર્મ બાંધ્યાં જેણે ક્રૂરરે.
સો. દશ. ॥ ૨૮ ॥

આંબાજી મુનિ કહે સંગમેરે લાલ, દુઃખ દીધાં અત્યંતરે; સો.
ઓગણત્રીશમી એ ઢાળમાંરે લાલ, ડગ્યા નહિ ભગવંતરે.
સો. દશ. ॥ ૨૯ ॥

॥ દોહરા ॥

હસ્તી રૂપ ધારણ કર્યું, જોતાં મહાવિકરાલ;
ચરણે ધરા ધ્રુજાવતો, દીધી પ્રભુપેં ફાલ. ॥ ૧ ॥

સુંઢે ગ્રહી ભગવંતને, ઉછાળ્યા આકાશ;
પડતાં પાછા ભૂતલે, દાંતે ઝીલ્યા ખાસ. ॥ ૨ ॥

ચરણતલે ચાપી કરી, ઉપજાવ્યો બહુ ત્રાસ;
કીધા પ્રહારો દંતના, કરવા વીરનો નાશ. ॥ ૩

સંગમે પ્રભુને કરેલા ઉપસર્ગનું વર્ણન

## ઢાળ ત્રીશમી

( રાગ—મુનિવર શોધે ઇરજા. )

વીણુ અપરાધે વીરને, દીધું ભારે દુઃખ;
વજ્ર હૃદયનો દેવતા, બન્યો ખરે વિમુખ. ॥ ૧ ॥
જોતાં વીરની સ્થિરતા, પામ્યો નહિ એ પાર;
હસ્તી રૂપને પરહરી, થયો સર્પ તૈયાર. ॥ ૨ ॥
લોચન જેનાં લાલ છે, દંત કરવતની ધાર;
વેગે આવ્યો વીરપે, હરવા જીવન સાર. ॥ ૩ ॥
ચડયો શરીરે વીરને, કરડો કાળો નાગ;
વીંટાયો ગ્રીવા વિષે, લઇ અનુકુલ લાગ. ॥ ૪ ॥
મુખથી જ્વાલા છુટથી, બળે સમીપનાં વૃક્ષ;
ડસ્યો પ્રભુની છાતીએ, કરવા તેનો ભક્ષ. ॥ ૫ ॥
છાતી વીદારી વીરની, ચાલ્યો રૂધિર પ્રવાહ;
દારૂણુ દુઃખ ઉપજાવીને, મનમાં માને વાહ. ॥ ૬ ॥
દુઃખ દેખી ભગવંતના, પીગળે હૃદય કઠોર;
પાપી સુર પીગળ્યો નહિ, કરતાં કર્મજ ઘોર. ॥ ૭ ॥
અંગ ઉપાંગે વીરને, દીધા તિક્ષણુ દંશ;
અધમાધમ છે સંગમો, દયા ન દીલમાં અંશ. ॥ ૮ ॥
ધીરજ જોઈ ભગવંતની, સુર બન્યો તે રંક;
વીંછી બહુ વિકૌવીયા, દેવા વીરને ડંખ. ॥ ૯ ॥
દીર્ઘ વીંછીના પુંછ છે, ઉજલી એની આર;
ક્રોધાવેશે વીરને, માર્યા કંટક માર. ॥ ૧૦ ॥
વજ્ર મુખી કરી કીડીયો, ડસવા વીરને અંગ;
સંકટ સહીને આકરાં, રાખ્યો સ્થિરતા રંગ. ॥ ૧૧ ॥

ચટ ચટ ચટકા મારતી, અંદર પેસી જાય;
કીડીયો કાળા નાગથી, થઈ ઘણી દુઃખદાય. ॥ ૧૨ ॥

રક્ત તણા બિંદુ દ્રવે, ડસતી જે જે સ્થાન;
સહી શકે એ વેદના, એકજ શ્રી ભગવાન. ॥ ૧૩ ॥

દુસહ્ય વેદન વેદતા, કંપ્યા નહિ જબ વીર;
ઉપયોગે અવલોકતાં, દ્રઢ જાણ્યા તે ધીર. ॥ ૧૪ ॥

નાના મોટા વીરને, પરિષહ દીધા વીશ;
સહતાં સર્વ સંકટો, ડગ્યા નહિ જગદીશ. ॥ ૧૫ ॥

કનક કસોટી પામતા, ઝળકી ઉઠે જેમ;
પડતાં પરિષહ વીરને, થયું આત્મનું ક્ષેમ. ॥ ૧૬ ॥

ઢાળ ભલી વીર રાસની, જુગતે કીધી જોડ;
આંબાજી કહે સુણતાં, ખપે કર્મની ક્રોડ. ॥ ૧૭ ॥

## ॥ દોહરા ॥

જખમ રૂઝાવી વીરની, સાજી કીધી કાય;
હજી તજી ના દુષ્ટતા, સંગમ છે દુઃખદાય. ॥ ૧ ॥

રજની જતાં રવિ ઉગિયો, વીરે કીધો વિહાર;
સંગમ પોતે ચિંતવે, નિજ અંતર મોઝાર. ॥ ૨ ॥

હજુ ન જાવું સ્વર્ગમાં, લેવો એનો અંત;
પીઠ ન છોડે વીરની, પાપી છે એકાંત. ॥ ૩ ॥

## ઢાળ એકત્રીશમી

(રાગ—અરણિક મુનિવર.)

પ્રભાત થયેથીરે પ્રભુજી સંચર્યા, પંથ કાપે થઇ શૂરજી;
પાછલ ચાલ્યા છે રે સુર જે સંગમો, કરી વજ્ર સમ ઉરજી.
પ્રભાત થયેથીરે પ્રભુજી સંચર્યા—એ ટેક. ॥

ત્રાસાદિ જીવનેરે પંથે નિહાલતાં, સુમતિ ગુપ્તીવંતજી;
પ્રભુ ઉપવાસીરે સમતા સાગરૂ, છે સમદ્રષ્ટિના કાંતજી. પ્રભાત. ॥૨॥

વાલુક નામનારે ગ્રામ જાતાં થકાં, સરિતા આવી વિશાલજી;
વેલુ ઘગાવીરે સંગમે પંથમાં, ચાલ્યા તેમાં કૃપાલજી. પ્રભાત. ॥૩॥

તસ્કર વિકુર્વ્યારે બહુ પંથમાં, વળગ્યા પ્રભુને ખંધજી;
વજન અતિશેરે થયું શ્રી વીરને, દુઃખનો એજ પ્રબંધજી. પ્ર. ॥૪॥

ઉષીણ વેળુમાંરે ચરણો વીરના, ખુંચ્યા જાનું પ્રમાણુજી;
અનહદ જોતાંરે દુઃખ ભગવંતના, પીગળી જાય પાષાણુજી. પ્ર. ૫

આતમ સ્થિરતારે જેણે આદરી, છે છકાયના પીરજી;
અતિ પરિશ્રમેરે પગ ઉપાડતા, આવ્યા નદીને તીરજી. પ્ર. ॥ ૬ ॥

ઘોર પરિષારે સહતા પંથમાં, આવ્યા વાલુક ગામજી;
પારણું વ્હોરાવારે વીર ભગવંતજી, ફરતા ઠામોઠામજી. પ્ર. ॥૭॥

આહાર દાતારોરે દેતા વીરને, સંગમેં કીધો પ્રપંચજી;
અચિત સંગાતેરે સચિત દ્રવ્યનો, કરી દેખાડે સંચજી. પ્ર. ॥૮॥

ઘર ઘર ફરતારે ત્રણ ઉપાસીયા, અલાભ સઘળે થાયજી;
આહાર વિનાનોરે તે દિન વીતીયો, રજની રહિયા ત્યાંયજી. પ્ર. ૯

ત્યાંથી પ્રભાતેરે પ્રભુજી સંચરે, અન્ય પુરપ્રતિ જાયજી;
ગોચરી કરવારે ફરતા ગામમાં, ફાસુક મલે ના કયાંયજી. પ્ર. ૧૦

આહાર વિનાનારે શ્રી મહાવીરને, થયા ઘણા ઉપવાસજી;
દુઃખો અતિશેરે દીધાં સંગમે, થવા આવ્યા છ માસજી. પ્ર. ॥૧૧॥

દુર્બલ દીસેરે વપુ શ્રી વીરનું, જોતાં કરૂણા સ્થાનજી;
મન તથાપિરે દુર્બલ ના થયું, તપસ્વી છે ભગવાનજી. પ્ર. ॥૧૨॥

નિષ્ઠૂર મનનોરે સુર એમ ચિંતવે, દુઃખ દીધાં અનેકજી;
કોઇ ઉપાયેરે કષ્ટો આપતાં, તજે નહિ એ ટેકજી. પ્ર. ॥૧૩॥

દયામણી સ્થિતિરે જોતાં વીરની, પ્રગટ સંગમો થાયજી;
યુગ્મ કર જોડીરે નમ્ર સ્વભાવથી, પડ્યો પ્રભુને પાયજી. પ્ર. ॥૧૪॥

ધન્ય ધૈર્યવંતારે પ્રભુજી આપને, ક્ષમા તણો નહિ અંતજી;
ખ્યાતિ તમારીરે પ્રથમ સ્વર્ગમાં, ઇંદ્રે કીધી અત્યંતજી. પ્ર. ॥૧૫॥

પત્થર દીલનોરે પાપી હું આતમા, સત્ય ન માની વાતજી;
અનહદ દુઃખોરે આપને આપીયાં, કીધો એ ઉત્પાતજી. પ્ર. ॥૧૬॥

આહાર પાણીમાંરે વિઘ્નો મેં કર્યાં, ક્ષમા કરો કરૂણાલજી;
એમ કહી ત્યાંથીરે સંગમો ચાલીયો, રહ્યો અનાદી બાલજી. પ્ર. ૧૭

સંકટ પ્રભુનારે ભવીજન સાંભળી, કરો આત્મ વિકાસજી;
ત્રીશમી કહીરે ઢાળ આંબાજીએ, ચાલતે આસુ માસજી. પ્ર. ૧૮

## ॥ દોહરા ॥

ભક્તિવંત ભગવંતના, સુધર્મા સરદાર;
બેઠા છે સિંહાસને, ભરી સભા મોઝાર. ॥ ૧ ॥

પેખ્યો ત્યાંતો આવતો, પાપી સંગમ સુર;
દુઃખ આપી ભગવંતને, બન્યો અતિ નિષ્ઠૂર. ॥ ૨ ॥

સંગમને ભાલી કરી, મૂકી જોયું જ્ઞાન;
અધમાધમએ સંગમે, ગણ્યા નહિ ભગવાન. ॥ ૩ ॥

ક્ષમાવંત અરિહંતને, માર્યા અનહદ માર;
જુલમ કીધો જઇ જગતમાં, છે તેને ધિક્કાર. ॥ ૪ ॥

સંકટ જાણી વીરના, કરતા હાહાકાર;
શિર ધુણાવી સુરપતિ, ઉચ્ચરે તેણી વાર. ॥ ૫ ॥

## ઢાળ બત્રીશમી

(રાગ—હવે મને હરિ નામશું નેહ લાગ્યો.)

વીર ધીરજની મેં ખ્યાતિરે કીધી, શ્રદ્ધા આણી નહિ ઉરે;
દુઃખ દીધાં અતિ વીર પ્રભુને, પાપી સંગમ સુરરે.
સોભાગી સુણજો પ્રભુ તણી બલીહારી, સહ્યાં છે સંકટ ભારીરે;
સોભાગી સુણજો—એ ટેક. ॥ ૧ ॥

પિશાચને રૂપે નિષ્ઠૂર દેવે, ખડગ તણા માર માર્યા;
શાર્દુલનું રૂપ કરી પ્રભુને, ઉગ્ર નખે વિદાર્યારે. સોભાગી. ॥૨॥

માતંગ બનીને ઉંચે ઉચ્છાળ્યા, દંતુશલે જેણે ઝીલ્યા;
નાખી પૃથ્વીપર વીર પ્રભુને, પગતળે બહુ પીલ્યારે. સો. ॥૩॥

ઝેરી હળાહળ સર્પ બનીને, ડંસ પ્રભુને દીધા;
વિકુર્વ કરી તેમ રૂપ વીંછીના, ઉપસર્ગો અતિ કીધારે. સો. ॥૪॥

કીડીયો કરડાવી નિર્દય રીતે, વજ્ર મુખી પ્રભુ અંગે;
અગણિત કષ્ટો સહીરે લીધા, વીરે વૈરાગને રંગેરે. સો. ॥૫॥

પાંથરી પંથમાં વેલુ ધગાવી, તસ્કર થઈ દુઃખ દીધું;
ક્ષમા સિંધુ શ્રી વીર પ્રભુએ, સમભાવે સહી લીધુંરે. સો. ॥૬॥

છ માસ સુધી દુઃખજ દીધાં, અધમાધમ તે સુરે;
ઘોર પરિષહો પ્રભુના પેખી, ચિંતા હૃદયને ચૂરેરે. સો. ॥૭॥

સુર સભામાં પ્રભુજી માટે, ઇંદ્ર અતિશે ઝૂરે;
શોકાતુર જાણી સુરપતિને, દુઃખ વ્યાપ્યું સર્વ ઉરેરે. સો. ॥૮॥

સામાનિક આદિ મર્ધિક દેવો, દીલાસો ઇંદ્રને આપે;
કાળમુખો સુર સંગમ પાપી, ક્રોધ તે પ્રત્યે વ્યાપેરે. સો. ॥૯॥

વીર પ્રભુ માટે ઇંદ્ર સરિખા, ચિંતાતુર થયા ભારી;
મુનિ આંબાજીએ ઢાળ રચી છે, પોરબંદર મોઝારીરે. સો. ॥૧૦॥

## ॥ દોહરા ॥

સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, કિંમત નહિ અંકાય;
એવા શ્રી ભગવંતને, થયો અતિ દુઃખદાય. ॥ ૧ ॥

સૈન્ય પતિને સુરપતિ, હુકમ કરે તે વાર;
હણી હથિયારે પાપીને, કાઢો સ્વર્ગની બહાર. ॥ ૨ ॥

ઈંદ્ર હુકમ શ્રવણે સુણી, કોપ્યા ત્યાં બહુ સુર;
યષ્ટિમુષ્ટિ મારથી, કરી દીધો ચકચુર. ॥ ૩ ॥

પરીઉં પણુ અમરેશની, દેતી તે ફિટકાર;
કોપ કરી કહે પાપીને, ધિક્ક તારો અવતાર. ॥ ૪ ॥

જે જિનવરના ચરણમાં, ઈંદ્રાદિક નમનાર;
દુઃખ દેતાં તું તેહને, લાજ્યો નહિ લગાર. ॥ ૫ ॥

ફળ્યા કટુફલ આજ તો, અધર્મના કરનાર;
નાશી જા નહિ તો નકી, કુમરણે મરનાર. ॥ ૬ ॥

માનભંગને મારથી, નાઠો સંગમ સુર;
મેરૂ ચુલિકા ઉપરે, વસ્યો સ્વર્ગથી દૂર. ॥ ૭ ॥

અંગનાઉ સંગમ તણી, વિનવે વારંવાર;
કૃપા થતાં સુરરાજની, ગયું પતિની લાર. ॥ ૮ ॥

શેષ રહ્યો સાગર તણો, સંગમ આયુષ કાલ;
થતાં સ્વર્ગથી વેગલો, બની રહ્યો બેહાલ. ॥ ૯ ॥

### વજ્રગામમાં ગોવાલણના હાથથી પ્રભુએ વ્હોરેલું
### છ માસી પારણું.

ભૂખ તૃષાદિ દુઃખથી, શ્રમ પામ્યા જિનરાય;
વિહાર કરીને આવીયા, વજ્રગામ છે ત્યાંય. ॥ ૧૦ ॥

વીર વ્હોરવા જાય;
છમાસીને પારણે, દેખી રંજન થાય. ॥ ૧૧ ॥
વૃદ્ધ વયની ગોપાલીકા, આવ્યા મોટા સંત;
અહો અમારે આંગણે, વ્હોરાવે ધરી ખંત. ॥ ૧૨ ॥
રસદ અશન શ્રી વીરને, વીરે લીધું કર પાત્ર;
અશન ગોવાલણ હાથથી, ફલી જન્મની જાત્ર. ॥ ૧૩ ॥
ભાંગી ભવની ભેખડો, વીર ભગવંતે કીધ;
છમાસીનું પારણું, વૃષ્ટિ થઈ પ્રસિદ્ધ. ॥ ૧૪ ॥
ક્રોડો સોનામહોરની, કરી પુષ્પની ધાર;
વાજાં વજાડી સુરવરે, સફલ થયો અવતાર. ॥ ૧૫ ॥
સ્તુતિ કરી કહે બાઇને, પ્રતિલાભ્યા શ્રી વીર;
ભલે જન્મ લીધો તમે, ભવ જલધીને તીર. ॥ ૧૬ ॥
પહોંચ્યું તમારૂં નાવડું, તેના પણ પુજનિક;
ઇન્દ્રો છે ત્રણ લોકના, મટી મરણુની બીક. ॥ ૧૭ ॥
પ્રતિલાભ્યા છે તેહને, ભવતારૂ ભગવાન;
ભાગ્ય વગર ભેટે નહિ, બેન બન્યાં ધનવાન. ॥ ૧૮ ॥
તે આવ્યા ઘર આંગણે, કીધા બહુ ગુણ ગ્રામ;
પંચ દ્રવ્યો પ્રગટ કરી, સુર ગયા નિજધામ. ॥ ૧૯ ॥
વાંદી વીરને વિધિએ,
તનુજ તનુજા બાઈના, પુત્રવધુના વૃંદ;
દ્રવ્યો દેખી આંગણે, પામ્યા બહુ આનંદ. ॥ ૨૦ ॥
પુરીજનો જોવા મલ્યા, ઉચ્ચરે ઉલટલાય;
દાન દેતાં એ સંતને, ભવની ભાવઠ જાય. ॥ ૨૧ ॥
છમાસીનું પારણું, કરી ત્યાંથી શ્રી વીર;
પુર [illegible]હાર એક સ્થાનમાં, જઈ રહ્યા છે સ્થિર. ॥ ૨૨ ॥

અવધે કરી અવલોકતાં, પ્રથમ સ્વર્ગના રાય;
દીઠા ત્યાં તો દીપતા, ચોવીશમા જિનરાય. ॥ ૨૩ ॥

ઉત્સુક થયું સુરરાજનું, દર્શન કાજે ચિત;
કીધી તૈયારી તુર્તમાં, પૂર્ણ ધરી મન પ્રીત. ॥ ૨૪ ॥

બેસી વિમાને સંચર્યા, કીધો પંથનો અંત;
સ્વપરિવારે આવીયા, વિચરે જીયાં ભગવંત. ॥ ૨૫ ॥

ઝળહળતા વૈમાનને, ઝુકાવી આકાશ;
ઈંદ્ર આવ્યા ભૂમિતળે, વીર પ્રભુની પાસ. ॥ ૨૬ ॥

જાણ થતાં સહુ પુરિજનો, મન મન વિસ્મય થાય;
નરનારી ટોળે મળી, આવ્યા વીર છે ત્યાંય. ॥ ૨૭ ॥

દાન દેનારી વીરને, ગોવાલણ ગુણવંત;
મહીલાઓના વૃંદમાં, નીરખે ધરીને ખંત. ॥ ૨૮ ॥

હજારો સંગે સુરવરો, પરિઓ સહ પરિવાર;
જોતાં વિભૂતિ ઈંદ્રની, માનવ મન હરનાર. ॥ ૨૯ ॥

નીલમને હીરા જડયો, ઝળકે જેનો તાજ;
ઘણાં ઘરેણાં પહેરીયાં, છે સ્વર્ગનો રાજ. ॥ ૩૦ ॥

અતિ ઉત્સાહે વીરને, પડી પડી લાગે પાય;
ભરી સભામાં સુરપતિ, ગુણ પ્રભુના ગાય. ॥ ૩૧ ॥

## ઢાળ તેત્રીશમી

રાગ-સોનાનું સ્વરૂપ જોઈ મન લલચાવેરે

(મુનિનો વિયોગે મિત્ર હરણ.)

ધન્ય ધન્ય વીર પ્રભુ ધીરજ તમે ધારીરે,
ધીરજ તમે ધારી પ્રભુ સહ્યા દુઃખો ભારીરે;
ધન્ય ધન્ય વીર પ્રભુ ધીરજ તમે ધારીરે.—એ ટેક. ॥ ૦ ॥

સંસારનાં સુખો છોડી, ઉગ્ર પંથે ચાલ્યારે;
કર્મ અરિ દૂરે કરવા, મદ આઠે ગાળ્યારે. ધન્ય. ॥ ૨ ॥

ભ્રમરોના વૃંદે આવી, ડંસ બહુ દીધારે;
સુગંધીના લોભે કરી, રક્ત તેણે પીધાંરે. ધન્ય. ॥ ૩ ॥

પુરપ્રતિ જંગલમાંહી, એકાકી વિચરતાંરે;
તિરસ્કાર શબ્દો સુણી, ક્ષમા ઉરે ધરતા રે. ધન્ય. ॥ ૪ ॥

શૂલપાણી દેવે દીધું, દુઃખ અતિ અંગેરે;
પ્રતિબોધ કરી તેને, રંગ્યો દયા રંગેરે. ધન્ય. ॥ ૫

ઉગ્ર ઝેરી ચંડકોશી, ડંખ ભારે દીધારે;
તેમ છતાં તેને તાર્યો, આત્મકાર્ય સિદ્ધાંરે. ધન્ય. ॥ ૬ ॥

લાટ દેશે વજ્ર ભૂમિ, લોક વસે ધીઠારે;
સંતતણા સ્વામી તમે, કર્મે દુઃખ દીઠાંરે. ધન્ય. ॥ ૭ ॥

પેઢાલપુર પાસે જઈ, ધ્યાને રહ્યા સ્વામીરે;
દુઃખ દીધાં સંગમ સુરે, રાખી નહિ ખામીરે. ધન્ય. ॥ ૮ ॥

પાપી સુર પ્રત્યે તમે, રીસ નહિ કીધીરે;
જુલમો જાણી જુલમીતણા, શિક્ષા મેં તો દીધીરે. ધન્ય. ॥ ૯ ॥

છ છ મહીના ભૂખો સહી, ઉગ્ર તપ કીધોરે;
ગોવાલણી ઘરે જઈ, લાભ તેને દીધોરે. ધન્ય. ॥ ૧૦ ॥

વૈરાગની વૃત્તિ રાખી, ખંતી પ્યાલા પીધારે;
દારૂણ દુઃખો સહી અંગે, કર્મ ચૂરા કીધારે. ધન્ય. ॥ ૧૧ ॥

અજ્ઞાની તો ગણે તમને, ભિક્ષુ ભાવે સોંઘારે;
સુરપતિ સર્વને તો, પ્રાણથી છો મોંઘારે. ધન્ય. ॥ ૧૨ ॥

તેત્રીશમી ઢાળમાંહિ, સુર તણો રાયારે;
અરિહંત પ્રભુ તણા, ગુણ તેણે ગાયારે. ધન્ય. ॥ ૧૩ ॥

આંણાજી કહે છે એને, ભક્તિ બહુ ભાવીરે;
વંદન કરૂં વીરને હું, આત્મને નમાવીરે. ધન્ય. ॥ ૧૪ ॥

॥ દોહરા ॥

ચરણ સરોજે વીરને, નમન કરે કર જોડ;
શાતા પૂછે સુરપતિ, નામી મસ્તક મોડ. ॥ ૧ ॥
સઘળા દેવી દેવતા, ઇંદ્ર તણો પરિવાર;
તે પણ વાંદે વીરને, પ્રગટ કરી મન પ્યાર. ॥ ૨ ॥
સુરપતિ ત્યાંથી આવીયા, ગોવાલણની પાસ;
નમન કરી કહે બાઇને, છે તમને શાબાસ. ॥ ૩ ॥
જેનું અનંત જન્મમાં, મોંઘુ દર્શન પાન;
એવા શ્રી અરિહંતને, દીધું આપે દાન. ॥ ૪ ॥

છંદ શિખરિણી

પ્રભાતે દાતાનાં પ્રતિદિન જનો નામ જપશે,
દીધેલાં દાનોથી જગ જન તણા કર્મ ખપશે;
દયાળુ દાતારો અવર સુખને પંથ ચડજો,
હજારો લાખોનાં દિલ કમળમાં કીર્ણ પડજો. ॥ ૧ ॥

જન્મ ધરી આ જગતમાં ગાયા પ્રભુના ગાન;
ધન્ય જીવન છે તેહનું, દીધાં પાત્રે દાન. ॥ ૫ ॥
સ્તુતિ કરી બહુ બાઇની, વલી વાંદ્યા ભગવંત;
બેસી વિમાને સંચર્યા, સ્વર્ગ પ્રત્યે ધીમંત. ॥ ૬ ॥
વજ ગામના માનવી, ગોવાલણ ગુણ ગાય;
નમન કરી મહાવીરને, નિજ નિજ સ્થાને જાય. ॥ ૭ ॥
ગુણવંતી ગોવાલણી, પ્રતિલાભ્યા ભગવાન;
પરિત કર્યો સંસારને, જાશે અમર વિમાન. ॥ ૮ ॥

સુરભવથી ચવી આખરે, મનુષ્ય થશે સુજાણ;
સંયમી થઇ થશે કેવળી, વરશે પદ નિર્વાણ. ॥ ૯ ॥
મીઠાં ફળ છે દાનનાં, દાને દોલત થાય;
દાન વગરના માનવી, જન્મ અલેખે જાય. ॥ ૧૦ ॥
શ્રેષ્ઠ ફળ જાણી દાનના, મન રાખો ઉદાર;
તયતિરે તરશે વળી, દાન તણા દેનાર. ॥ ૧૧ ॥
છમાસીનું પારણું, કર્યા પછી ભગવંત;
આલંભીક પુર આવીયા, વિચરતા એકાંત. ॥ ૧૨ ॥
પુર બાહિર ધ્યાને રહ્યા, ફાસુક છે જ્યાં સ્થાન;
ભુવનપતિના ઇંદ્રમાં, હરિ વસે છે મહાન. ॥ ૧૩ ॥
સભા સુધર્મી તેહની, નહિ શોભાનો પાર;
બેઠા છે જ્યાં સુરવરો, સંખ્યા બહુ વિસ્તાર. ॥ ૧૪ ॥
નાટકના ધમકારથી, જાતો ન જાણે કાળ;
અવધ જ્ઞાનથી તે સમે, નિરખે થઇ ઉજમાળ. ॥ ૧૫ ॥
જોતાં શ્રી મહાવીરને, આસન દીધું છોડ;
હરિ ઇંદ્રે હર્ષે કરી, વીર વાંદ્યા કર જોડ. ॥ ૧૬ ॥
બેસી વિમાને સંચર્યા, સંગે સહુ પરિવાર;
આવ્યા પ્રભુની આગળે, ઉલટ ધરી તે વાર. ॥ ૧૭ ॥
ધરણી તલની ઉપરે, સ્થાપ્યું નિજ વૈમાન;
ઉતર્યા નીચે ઇંદ્રજી, છે મોટા શ્રીમાન. ॥ ૧૮ ॥
ઇંદ્ર વિભૂતિ પેખતાં, આવ્યો પુર નરનાર;
મળી મનુષ્યની મેદની, જોતાં અપરંપાર. ॥ ૧૯ ॥
પરમ પ્રમોદે વીરને, નમન કરી કહે ઇંદ્ર;
અહો ઉત્તમતા આપની, ધીરજવંત મુનીંદ્ર. ॥ ૨૦ ॥

ધર્મધૂરા ધારણ કરી, વિચર્યા
સમતા ગુણના સાગરૂ, ડગ્યા નહિ
પત્થર હૃદયનો સંગમો, બન્યો એ
વિણ વાંકે પ્રભુ આપને, દીધા
સામાનિક એ સંગમે, વાળ્યો
છતાં તમે સમતા ધરી, કરડી ન
એ રીતે અરિહંતના, કીધા ઘણા
વાંદી વીર ભગવંતને, ઇંદ્ર ગયા
પ્રભુ પણ ત્યાંથી સંચર્યા, કરતા
વિશાલાપુરે આવીયા, વસ્યા વ

## ઢાળ ચોત્રીશમી

(રાગ-મુનિવર શોધે ઈર્જા

મંદિર ત્યાં બળદેવનું, જોતાં બ
ધ્યાને રહ્યા તે સ્થાનમાં, જયવં
ઉપવાસો ચઉમાસના, ચોખા
પચ્ચખ્યા છે પ્રભુજીએ, થવા
વિશાલાપુરે વિશાળ છે, સઘળે
પુણ્યવંતા એ પુરમાં, સુખીયાં
ગાથાપતિ એ પુરમાં, જીરણ શે
જન્માંતરના પુન્યથી, પામ્યા છે
પારશ જિનના શાસને, અનરાગી

દેહ ચિંતા નિવારવા, પુરથી જાયે દૂર;
જીરણ શેઠ વળતા વળી, આવ્યા વીર હજુર. ॥ ૭ ॥
મંદિર તણા પ્રદેશમાં, ઉભા છે અરિહંત;
નિશ્ચલ દૃષ્ટિ જેહની, નાસાગ્રે જ રહંત. ॥ ૮ ॥
ભાળી એ ભગવંતને, પડી પડી લાગે પાય;
પાઠ તિખુતો ઉચ્ચરી, ગુણ પ્રભુના ગાય. ॥ ૯ ॥
અંગોપાંગ નીરખી કરી, જાણ્યા એ જિનરાય;
પુનઃ પુનઃ વંદન કરે, હૈયે હર્ષ ન માય. ॥ ૧૦ ॥
અશનાદિ વ્હોરાવવા, અરજ કરે કર જોડ;
પ્રભુ પધારી આંગણે, પુરો મુજના કોડ. ॥ ૧૧ ॥
ઢાળ ચોત્રીશમી તે કહી, ચાલતે આસુ માસ;
આંબાજી કહે જીરણે, ભાવના ભાવી ખાસ. ॥ ૧૨ ॥

## ॥ દોહરા ॥

ફરી વિજ્ઞપ્તિ વીરને, શેઠ જાય નિજ સ્થાન;
અરજ કરી પણ આજ તો, ભેટ્યા નહિ ભગવાન. ॥ ૧ ॥

એમ પ્રતિદિન ભાવના, ભાવે રૂડી રીત;
આશા મેરૂ જેવડી, વ્હોરાવાની પ્રીત. ॥ ૨ ॥

દિન ગણતાં પક્ષો ગયાં, વીત્યા ચારે માસ;
અશનાદિ પ્રતિલાભવા, વધી જીરણને આશ. ॥ ૩ ॥

ભાણે ભોજન ભાવતા, પીરસે પરણી નાર;
શેઠ જુવે છે વાટડી, વીરની વારંવાર. ॥ ૪ ॥

પલકે પાઘડી અંતરે, પધારશે જીન ભાણ;
પ્રતિલાભી ભગવંતને, લહું જન્મની લ્હાણ. ॥ ૫ ॥

પંથ નિહાળી પુરનો, જુવે વીરની વાટ;
આવ્યા નહિ અરિહંતજી, એમ કરે ઉચ્ચાટ. ॥ ૬ ॥

## ઢાળ પાંત્રીશમી

( રાગ—અરણિક મુનિવર. )

પ્રભુજીને પારણું રે છે ચઉમાસનું, આવ્યા નહિ અહીં ધીરજી;
હજુ ઉપવાસોરે હશે શું વીરને, એહ ચિંતા ગંભીરજી.
પ્રભુજીને પારણું રે છે ચઉમાસનું.—એ ટેક. ॥ ૧ ॥

ભાવના અધુરીરે રહેતાં શેઠની, મન રહે નહિ સ્થિરજી;
દીર્ઘ નિસાસારે નિકળે મુખથી, છુટયાં નેત્રથી નીરજી. પ્રભુ. ॥૨॥

કાર્તિક પડવેરે પ્રભુજી સંચર્યા, આવ્યા પુર મોઝારજી,
ચઉમાસ તણારે વીર ઉપવાસીયા, ફરે ઘરઘર દ્વારજી. પ્રભુ. ॥૩॥

વિશાલાપુરમાંરે દીસે દીપતો, પુરણ શેઠ છે નામજી;
પુર મધ્યે ફરતાંરે વીર ભગવંતજી, આવ્યા પુરણને ધામજી. પ્રભુ. ૪

પુરણ મિથ્યાતીરે તેણે ન જાણીયા, દ્વારે ઉભા ભગવાનજી;
પુરણે ન કીધું તપસ્વી વીરનું, યોગ્ય રીતે સન્માનજી. પ્રભુ. ॥૫॥

દાસીને તેડાવીરે કહે તે શાનમાં, ભિક્ષુકે રોકયું છે દ્વારજી;
અશન વધેલુંરે તેને આપજે, પંથે પડે નિરધારજી. પ્રભુ. ॥ ૬ ॥

પુરણ વચનેરે દાસી સંચરી, ગઇ ગેહ મોઝારજી;
તુર્ત બાકુલારે લઇ તે કિંકરી, દ્વારે આવી તે વારજી. પ્રભુ. ॥૭॥

કર પસારીરે લીએ તે બાકુલા, ત્રણ જગતના ઇશજી;
તુચ્છ અન્ન જાણીરે પ્રભુજી તેપ્રત્યે, આણે નહિ મન રીસજી. પ્ર. ૮

કર પાત્રમાંથીરે કરે ત્યાં પારણું, ક્ષમાવંત ભગવંતજી;
અમર ભુવનેરે અમરો તે ક્ષણે, રીઝયા છે અત્યંતજી. પ્રભુ. ॥૯॥

દિનારની વૃષ્ટિરે કીધી પુરણ ઘરે, સાથે સુગંધી નીરજી;
પંચરંગી પુષ્પોરે દેવે વરસાવીયાં, તેમ વર્ષાવ્યાં ચીરજી. પ્રભુ. ૧૦

દિવ્યા દેવ વાજાંરે ગગને વાજીયાં, સુણતાં વિસ્મયકારજી;
અહો દાન દીધુંરે વીર ભગવંતને, ધન્ય શેઠી અવતારજી. પ્રભુ. ૧૧

ગુણગ્રામ કરેરે રહી આકાશમાં, સુરવરો તે વારજી;
પુરપતિ આવ્યોરે પુરણ દ્વારમાં, સંગે લઇ પરિવારજી. પ્રભુ. ૧૨

ભવ્ય રિદ્ધિ દેખીરે કહે નૃપ શેઠને, ભેટયા ખરે ભગવાનજી;
ભક્તિભાવથીરે પ્રભુ પ્રતિલાભીયા, શાનું દીધું તમે દાનજી. પ્રભુ. ૧૩

પુરણે વિચારીરે કરી કુડી કલ્પના, કહે સુણો મહિપાલજી;
ઉપવાસ મારેરે હતો ગતદિનનો, નિપજ્યા ભુક્ત રસાલજી. પ્ર. ૧૪

પારણું કરવારે બેઠો જે સમે, ત્યાંતો પધાર્યા વીરજી;
અતિ ઉત્સાહેરે તપસ્વી વીરને, વ્હોરાવી મેં ખીરજી. પ્રભુ. ॥૧૫॥

તે દાન પુન્યથીરે રીઝયા સુરવરો, વર્તાવ્યો જયકારજી;
પુરણ વચનોરે સુણતાં ભૂપતિ, રીઝયો પારાવારજી. પ્રભુ. ॥૧૬॥

કરતો પ્રશંસારે નૃપતિ શેઠની, નિજ ઘરે તે જાયજી;
આંબાજી મુનિએરે સંખ્યા પાંત્રીશમી, ઢાળ રચી સુખદાયજી. પ્ર. ૧૭

## ॥ દોહરા ॥

ચાર માસને પારણે, પ્રભુ પધાર્યા ઘેર;
પુરણે ન કીધું પારખું, એ મોટી અંધેર. ॥ ૧ ॥
પ્રભુજી આવ્યા આંગણે, કીધું નહિ સન્માન;
કુટલ કર્મની કિંકરી, દીધું ઉડદનું દાન. ॥ ૨ ॥
ચોમાસીનું પારણું, કરી વિશાલાપુર;
વિહાર કરી અરિહંતજી, ગયા અન્યત્ર દૂર. ॥ ૩ ॥
ઉત્કૃષ્ટા ભાવે કરી, જીરણ ઉભો ઘર દ્વાર;
ભાવે પ્રભુની ભાવના, સુશ્રદ્ધા ધરનાર. ॥ ૪ ॥
ત્યાં તો તેણે સાંભળ્યા દુંદુભીના અવાજ;
તપસ્વી વીરનું પારણું, થયું અન્યત્ર આજ. ॥ ૫ ॥

અરર કર્મ કેવાં હશે, ભેટ્યા નહિ ભગવાન;
જિનવર સરખા દેવને, દીધું નહિ મેં દાન. ॥ ૬ ॥
ધરી કપાલે હસ્તને, ગદગદ બોલે વાણ;
પુણ્ય હીણો હું માનવી, મળી ન મુજને લ્હાણ. ॥ ૭ ॥
કર્મહીણો કર્મી થઈ, ભલે જાનમાં જાય;
પંગતમાં બેઠો છતાં, લુખી પીંડજ ખાય. ॥ ૮ ॥
મુજને પણ તેમજ થયું, અશુભ વિધિને યોગ;
ભાગ્ય વગર પામ્યો નહિ, પરમ પાત્રનો જોગ. ॥ ૯ ॥
જીરણ પુરણ દ્વારે ગયો, ભેટ્યા નહિ ભગવંત;
પુર મધ્યેને બાહિરે, ઢુંઢે ધરીને ખંત. ॥ ૧૦ ॥
ખબર મળી પુર લોકથી, વીરે કીધો વિહાર;
જીરણે જાણી વાતને, દિલગીર થાય અપાર. ॥ ૧૧ ॥
આશ તજી અરિહંતની, આવ્યો ગ્રહ મોઝાર;
અશ્રુ વહેતાં આંખથી, પેખે ઘરની નાર. ॥ ૧૨ ॥
દિલાસો દેતી કાંતને, જોડી યુગ્મજ હાથ;
સુખ દુઃખમાં સંવિભાગિણી, હાજર છું હું નાથ. ॥ ૧૩ ॥
હિંમત ધરી હૈડા વિષે, મનને રાખો શાંત;
જોતાં તમારી ભાવના, ધર્મી તમે છો કાંત. ॥ ૧૪ ॥
દાન શીલ તપ ભાવના, એ છે ચાર નિધાન;
ત્રણ કાળમાં જાણજો, અન્ય ન ભાવ સમાન. ॥ ૧૫ ॥
તપ શીયળને દાન છે, જગત મધ્યે પ્રધાન;
ભાવ થકી ત્રણ દીપતા, નહિતર પંગુ સમાન. ॥ ૧૬ ॥
જેણે ભાવી ભાવના, દેવા પ્રભુને દાન;
તરી કરી ભવ ઓઘને, પામ્યા અમર વિમાન. ॥ ૧૭ ॥

તેમ તમારા નાથજી, થશે ક્રોડ કલ્યાણ;
તજી જગતના તાપને, પામો પદ નિર્વાણ. ॥ ૧૮ ॥
ગતદિનનો ઉપવાસ છે, ભુક્ત જમો પ્રાણેશ;
અબળા તો અરજી કરે, શું કહીએ વિશેષ. ॥ ૧૯ ॥
કરગરતી કાંતા તણી, અરજી ઉરમાં ધાર;
જીરણે કીધું પારણું, ધન્ય ધર્મી અવતાર. ॥ ૨૦ ॥

## ઢાળ છત્રીશમી

( રાગ—આદર જીવ ક્ષમા ગુણ )

પારશ પ્રભુના શાસન દીપક, છે મુનિ ગુણે મહંતજી;
ગામ નગર ને પુર સનીવેશે, શિષ્ય સંગે વિચરંતજી;
પારશ પ્રભુના શાસન દીપક. એ ટેક ॥ ૧ ॥
ઉગ્ર પણે જેણે તપ તપીને, ઘનઘાતી દીધાં ટાળીજી
તેથી થયા છે કેવળ જ્ઞાની, રહ્યા લોકાલોક ભાળીજી. પા. ॥૨॥
એકદા સમે તે વિહાર કરીને, વિશાલાપુરની બહારજી;
થયું સમવસરણ સર્વદર્શીનું, ઉપવનની મોઝારજી. પા. ॥૩॥
પુર પ્રજાવૃંદ જાણ થયેથી, દર્શન કરવા જાયજી;
મહિપતિએ આવી સપરિવારે, વાંદ્યા જ્ઞાનીના પાયજી. પા. ॥૪॥
દિદાર કરી નૃપ પ્રસન્ન થયેથી, બેઠો મુનિની હજુરજી;
જીરણ શેઠ પણ આવ્યા બગીચે, છે ધર્મે પ્રીતિ ભરપુરજી. પા ॥૫॥
સકળ સભાને ત્રિકાળ દર્શી, તત્ત્વતણો બોધ આપેજી,
અજ્ઞ જનોને જ્ઞાન કરાવી, ધર્મ ધ્યાનમાં સ્થાપેજી. પા. ॥૬॥
પ્રતિબોધ તે પુરણ થયેથી, પ્રશ્ન કરે મહિપાલજી;
પુરણ શેઠે શ્રેષ્ઠ દાનજ દીધું, તે લાભ કહો કૃપાલજી. પા. ॥૭॥
નૃપતિ તણી તે અરજ સુણીને, વાત કેવળથી જાણીજી,
કેવળી કહે તમે સુણો રાજાજી, સ્થિરતા મનમાં આણીજી. પા. ॥૮॥

ચૌમાસી પારણે આવ્યા આંગણીએ, વિચરતા જીનરાયજી;
પુરણ આદેશે દાનજ દીધું, તુછ બાકુલા લાયજી. પા. ॥૯॥
વ્હોરી પ્રભુએ પારણું કીધું, પ્રગટ થયા દ્રવ્ય પંચજી;
દ્રવ્ય લાભ થયો બાકુલા દેતાં, ભાવ તણો નહિ સંચજી. પા. ॥૧૦॥

દ્રવ્ય થકી ભાવ લાભ અનંતો, જીરણુ શેઠે તે લીધજી;
પુરણુ રીતે જેણે ભાવના ભાવી, જનમ કૃતાર્થ કીધજી પા. ॥૧૧॥
બારમે સ્વર્ગે આયુષ્ય બાંધ્યું, પરિત કર્યો સંસારજી;
વિદેહ ક્ષેત્રમાં ભવ કરીને, પહોંચી જશે ભવપારજી. પા. ॥૧૨॥

હળુકર્મી એવા જીવ રાજાજી, વસે તમારે પુરજી;
એવું સુણી બહુ રીઝયો અંતરમાં, વિશાલાપુર હજૂરજી. પા. ॥૧૪॥
કેવળી પ્રભુને વંદન કરીને, નમે જીરણુને પાયજી;
ધન્યરે સફલજીવી શેઠ તમોને, ભાવનાભાવી સુખદાયજી પા. ॥૧૪॥

જિનવર પ્રભુને વાંદ્યા તમે તો, કીધો સંસારનો અંતજી,
ભરી સભામાં કરી પ્રશંસા, પુરે ગયો પ્રજાકાંતજી. પા. ॥૧૫॥
કેવળી પ્રભુ ત્યાંથી વિહાર કરીને, કરે ધર્મ ઉપકારજી;
આંબાજી મુનિએ છત્રીશમી ઢાળે, શ્રેષ્ઠ કહ્યો અધિકારજી. પા. ॥૧૬

॥ દોહરા ॥

ચોમાસુ અગીયારમું, કીધું વિશાલાપુર;
તાર્યો જીરણુ શેઠને, પ્રભુ ગુણે ભરપુર. ॥ ૧ ॥

વિશાલાપુર મુકયા પછી, ચોવીસમા શ્રી વીર;
કરતા છઠ છઠ પારણે, કરી આતમને સ્થિર. ॥ ૨ ॥

ગામ નગરને ઉપવને, વિચરતા ભગવંત;
સુસુમાર પુરે એકદા, આવ્યા મહિમાવંત. ॥ ૩ ॥

અશોક વન છે જ્યાંકણે, નગરતણી તે બહાર;
અતિ રમ્યતા તેહમાં, જોતાં મન હરનાર. ॥ ૪ ॥

એ ઉપવનના ભાગમાં, પૂઢ વીશીલા સ્થાન;
અશોક તરૂની હેઠળે, જઇ ઉભા ભગવાન. ॥ ૫ ॥

ત્રણ ઉપવાસો આદરી, પ્રભુ પસારી હાથ;
ધ્યાન ધરી ઉભા રહ્યા, ત્રણ જગતના નાથ. ॥ ૬ ॥

એકજ પુદગલ ઉપરે, દ્રગસ્થાપી અરિહંત;
મટકું પણ માર્યા વિના, રહ્યા સ્થિરતાવંત. ॥ ૭ ॥

## ભગવતી સૂત્રમાં ચમર ઇંદ્ર અધિકાર

તે કાળે ને તે સમે, બિભેલ નામે પુર;
ત્યાં છે પુરણ ગૃહસ્થને, સુસંપદ ભરપુર. ॥ ૮ ॥

એકદા તેને અંતરે, ઉપન્યો એ વૈરાગ;
તાપસી દિક્ષા આદરૂં, કરૂં સર્વનો ત્યાગ. ॥ ૯ ॥

પ્રબળ ભાવના ભાવતો, પુરણ થયો તૈયાર;
પ્રાત:કાળે નીકળ્યો, તજી સકળ સંસાર. ॥ ૧૦ ॥

પાત્રુ ચૌખાના તણું, લીધું નિજ સંગાથ;
કરતો છઠ છઠ પારણે, સહે સૂર્યનો તાપ. ॥ ૧૧ ॥

છઠ તણે તે પારણે, બિભેલ સનિવેશ;
ભિક્ષા લેવા કારણે, જઇને કરે પ્રવેશ. ॥ ૧૨ ॥

ત્રણ કુળની ભિક્ષા ગ્રહી, જાય પુરની બહાર;
અશન પ્રથમ ખાના તણું, પંથીને દેનાર. ॥ ૧૩ ॥

અશન બીજા ખાના તણું, પશુ પક્ષીને અર્પંત;
જળચરને ત્રીજા તણું, અશન જળમાં ઠવંત. ॥ ૧૪ ॥

ચોથે આને જે રહ્યું, પડઘાની મોઝાર.
એ અશનનું પારણું, કરતો તે નિરધાર. ॥ ૧૫ ॥
કરતાં કરણી આકરી. થયાં સંવત્સર બાર;
ભાવી અનિત્ય ભાવના, કીધો ત્યાં સંથાર. ॥ ૧૬ ॥
ત્રીશ દિવસ પુરણ થતાં, કીધો ત્યાંથી કાળ;
થયો ચમરચંચ વિષે, અસુર તણો પ્રતિપાળ. ॥ ૧૭ ॥
અસુરાધીશ પદ પામીયો; પામ્યો વંછિત ધામ;
દેવશય્યામાં ઉપન્યો, ચમર ઇંદ્ર છે નામ. ॥ ૧૮ ॥
ચોસઠ હજાર જેહનો, સામાનિક પરિવાર,
ભુવનપતિમાં દીપતો, પામ્યો ચિંતિત સાર. ॥ ૧૯ ॥
જન્મ થતાંની સાથમાં, પેખે ઉર્ધ્વજ લોક;
દીઠા પ્રથમ સ્વર્ગમાં, વૈમાનીકના થોક. ॥ ૨૦ ॥
સુધર્મા સુરલોકમાં, સભા સુધર્મીસાર;
સિંહાસનની ઉપરે, દિવ્યદ્યુતિ ધરનાર. ॥ ૨૧ ॥
શક્ર ઇંદ્ર છે સુરપતિ; સ્વર્ગતણા અધિરાજ;
ઉદ્યોત કરી દશ દિશમાં, શોભે છે સુરરાજ. ॥ ૨૨ ॥
વિલોકીને નિજ ઉપરે, વ્યાપી અંતર રીસ,
કહે સામાનિક સુરને, અસુર તણો એ ઇશ. ॥ ૨૩ ॥
મરણ ઇચ્છક મુજ ઉપરે, થઇ બેઠો સરદાર;
હણી કાઢું હું તેહને, જઇ સ્વર્ગ મોઝાર. ॥ ૨૪ ॥
શું બેઠા બળીયા છતાં, થાઓ તુર્ત તૈયાર;
હણી શક્રને શસ્ત્રથી, કરશું નિરાધાર. ॥ ૨૫ ॥
ક્રોધારુણ કરી આંખડી, દીધો એ આદેશ;
સામાનિક વળતું કહે, કરતાં અરજ વિશેષ. ॥ ૨૬ ॥

આપ અમારા ઈંદ્ર છો, ભુવનપતિમાં જેમ;
સર્વ સત્તાધીશ સ્વર્ગનો, શક્ર ઈંદ્ર છે તેમ. ॥ ૨૭ ॥
અનંત ઈંદ્ર સ્વર્ગે થયા, તેમ થયા આ સ્થાન;
ગયા ન હણવા તેહને, આણી મન અભિમાન. ॥ ૨૮ ॥
અથાગ શક્તિ એહની, છે તે સિંહ સમાન;
જતી કરો એ વાતને, રહે આપનું માન. ॥ ૨૯ ॥
હેતુને ન્યાયે કરી, હિતકર કીધાં વેણ;
છતાં ચમર સમજ્યો નહિ, ઉલટા માન્યા કેણ. ॥ ૩૦ ॥
એ ચમરો બીજા બધા, બેસી રહે બલહીણ;
હું તો તુર્ત જ તેહને, કરીશ જઈને ક્ષીણ. ॥ ૩૧ ॥
એમ કહેતાંની સાથમાં, ગયો આયુધ શાળ;
ફ્લીહ રત્નને હાથમાં, લીધું તે તત્કાળ. ॥ ૩૨ ॥
ચમર વિચારે અંતરે, નિષેધે પરિવાર;
શરણું તો મોટાતણું, લેવું તે હિતકાર. ॥ ૩૩ ॥
નિશ્ચય દિલમાં ધારીને, મુક્યું અવધિજ્ઞાન;
સુસુમારપુરે પેખીયા, ધ્યાનસ્થિત ભગવાન. ॥ ૩૪ ॥
એ મોટા યોગીશરુ, છે બળવંતા વીર;
શરણું લેવા તેહનું, આવ્યો ઈંદ્ર સધીર. ॥ ૩૫ ॥

## ઢાળ સાડત્રીશમી

( રાગ—હું તુજ આગળ શી કહું કનૈયાલાલ )

એકાએકી ત્યાંથી સંચર્યોરે લાલ, હસ્તે ગ્રહી હથિયારરે;
સોભાગીલાલ,
આવ્યો તિગિછકુટ પર્વતેરે લાલ, શિઘ્રગતિ કરનારરે; સો.
એકાએકી ત્યાંથી સંચર્યોરે લાલ—એ ટેક. ॥ ૧ ॥

ત્રિછાલોકે ત્યાંથી આવીયોરે લાલ, અસુર તણો સરદારરે; સો.
અસંખ્ય દ્વીપને સમુદ્રનેરે લાલ, ઉલંઘ્યા તેણી વારરે સો. એકા. ૨
સુસુમાર પુરે આવીયોરે લાલ, બીરાજે જ્યાં ભગવંતરે; સો.
સ્તુતિ કરી મહાવીરનીરે લાલ, વંદન કીધું ખંતરે સો. એકા. ૩
હસ્ત જોડી ભગવંતનેરે લાલ, કહે અસુરનો રાયરે; સો.
પ્રથમ સ્વર્ગના ઈંદ્રનેરે લાલ, હણવા જાવું છે ત્યાંયરે સો. એકા. ૪
શરણું હોજો પ્રભુ આપનુંરે લાલ, વિઘ્નો દૂરે જેથી થાયરે; સો.
એમ કહી શરણું ગ્રહીરે લા. અગ્નિ દિશા પ્રતિજાયરે; સો. એકા. ૫
તણે રૂપ કીધું બિહામણુંરે લાલ, જ્યોતિષી પામ્યા ત્યાં ત્રાસરે; સો.
સિંહનાદે કરતો ગર્જનારે લાલ, ફોડતો જાય આકાશરે;
સો. એકા. ॥ ૬ ॥
ગાજવીજ કરતો થકોરે લાલ, ધરતો દ્વેષ અપારરે; સો.
ફલીહ રત્ન ઉછાળતોરે લાલ, પહોંચ્યો સ્વર્ગ મોઝારરે;
સો. એકા. ॥ ૭ ॥
સુધર્મા સ્વર્ગે પદ્મવેદીકારે લાલ, ઠવ્યા તેના પર પાયરે; સો.
ઈંદ્રસભાના દ્વારે કપાટમાંરે લાલ, કીધા પ્રહરણો ઘાયરે;
સો. એકા. ॥ ૮ ॥
ફલીહ રત્નના પ્રહારથીરે લાલ, ગાજી રહ્યા તે પ્રદેશરે; સો.
નિષ્ઠુર શબ્દે ઈંદ્રને કહેરે લાલ, ધરતો અતિશે દ્વેષરે.
સો. એકા. ॥ ૯ ॥
હણી નાખું શક્ર તુજનેરે લાલ, કરી શસ્ત્રના પ્રહારરે સો.
સ્વાધીન કરૂં સર્વતાહરીરે લાલ, ઈંદ્રાણીઓ આ વારરે;
સો. એકા. ॥ ૧૦ ॥
અંગ રક્ષકને સામાનિકોરે લાલ, સર્વે થશે માન ભંગરે; સો.
શક્રઈંદ્ર જોતાં જ્ઞાનમાંરે લાલ, ક્રોધ વ્યાપો તેને અંગરે;
સો. એકા. ॥ ૧૧ ॥

અસુર જાતિનો એ આવીયોરે લાલ, છે ચમરો બલીહીણરે; સો.
તુર્ત હણું એ દુષ્ટનેરે લાલ, વજ્ર પ્રહારે કરૂં ક્ષીણરે;
સો. એકા. ॥ ૧૨ ॥
પુરંદરે પુરણ કોપથીરે લાલ; વજ્ર છોડયું તેણી વારરે સો.
હજારો અગ્નિ જ્વાલા છોડતુંરે લાલ, વજ્ર આવ્યું ભયંકારરે;
સો. એકા. ॥ ૧૩ ॥
થર થર કંપ્યું જોતાં કાળજુંરે લાલ, નિચે મસ્તક થાયરે; સો.
હાહા હણશે વજ્ર આ ક્ષણેરે લાલ, ભયથી નાઠો નીચે જાયરે;
સો. એકા. ॥ ૧૪
દીર્ઘ દેહને સંકેલતોરે લાલ, કાપી રહ્યો છે પંથરે; સો.
વજ્ર આવે છે પુઠે વેગથીરે લાલ, કરવો ચમરનો અંતરે;
સો. એકા. ॥ ૧૫ ॥
બળહીણો છતાં મુજનેરે લાલ, હણવા આવ્યો આ સ્થાનરે; સો.
એમ વિમાસી પુરંદરે રે લાલ, મુકી જોયું અવધિજ્ઞાનરે;
સો. એકા. ॥ ૧૬ ॥
શરણું લીધું એણે વીરનુંરે લાલ, જઇ છુપાશે પ્રભુ પાસરે; સો;
વજ્ર છુટેલું મમ હસ્તથીરે લાલ, તેથી થશે વીરને ત્રાસરે;
સો. એકા. ॥ ૧૭ ॥
ઇંદ્ર ધાયા ઉર ધારીનેરે લાલ, વજ્ર ગ્રહવાને કાજરે; સો.
ચમર આવી કહે વીરનેરે લાલ, પ્રભુ રાખો મારી લાજરે.
સો. એકા. ॥ ૧૮ ॥
શરણે આવ્યો હું આ ક્ષણેરે લાલ, દેશો મુજને અભય દાનરે; સો.
જીવન આશા હું હારી ગયોરે લાલ, કૃપા કરો ભગવાનરે.
સો. એકા. ॥ ૧૯ ॥
મૃત્યુ ત્રાસે ચમર ધ્રુજતોરે લાલ, છૂપાણો પ્રભુ પગ હેઠરે; સો.
ઇંદ્ર આવ્યા પાછળ વેગથીરે લાલ, છે સર્વ રીતે જે શ્રેષ્ઠરે.
સો. એકા. ॥ ૨૦ ॥

ચાર આંગુલ દૂરે વીરથીરે લાલ, વજ્ર કીધું ઇંદ્રે હાથરે; સો.
અડગપણે અરિહંતજીરે લા. ધ્યાને ઉભા જગનાથરે. સો. એ. ૨૧

વજ્ર સાહતાં મુષ્ટિ વાયુથીરે લાલ, કંપ્યા વીરના કેશરે; સો.
અનંતગુણી ક્ષમા સાગરૂરે લા. છે પ્રભુ વૈરાગી વિશેષરે. સો. એ. ૨૨

પ્રભુ ચરણે શિર નામતોરે લાલ, ક્ષમા માગી સુરરાયરે; સો.
ઈશાન દિશા પ્રતિ સંચરીરે લા. ભૂકંપાવી કહે ત્યાંયરે. સો. એ. ૨૩

હું ભોચમ રાતે તો વીરનુંરે લાલ, શરણું લીધું સુખદાયરે; સો.
તેથી મુકયો તને જીવતોરે લા. એમ કહી સ્વર્ગે જાયરે. સો. એ. ૨૪

ચમરે સુણી વાત ઇંદ્રનીરે લાલ, ચિંતવે ચિત્ત મોઝારરે; સો.
અદ્દભુત શક્તિએ ઇંદ્રનીરે લા. મેંતો કીધો અવિચારરે. સો. એ. ૨૫

પ્રભુ પ્રતાપે કુશળ રહ્યોરે લાલ, વાંક કીધો બક્ષીસરે; સો.
ભવભંજન આજે ભેટીયારે લા. ત્રણ જગતના ઇશરે. સો. એક. ૨૬

ઈંદ્ર સરીખા મહાવીરનેરે લાલ, લળીલળી લાગ્યા પાયરે; સો.
ભાળી વિભૂતિ ભગવંતનીરે લાલ, રીઝયો અસુરનો રાયરે.
સો. એક. ॥ ૨૭ ॥

પ્રભુ પગ તળેથી નીકળીરે લાલ, થયો સુશ્રદ્ધાવંતરે; સો.
મુળગેરૂપે વાંદે વીરનેરે લા. હર્ષ ધરી અત્યંતરે. સો. એ. ૨૮

ઉપકાર જાણી અરિહંતનેરે લાલ, સ્તુતિ કરી ગુણ ગાયરે; સો.
એહ ઢાળ રચી આંબાજીએરે લાલ, સાડત્રીશમી સુખદાયરે.
સો. એક. ॥ ૨૯ ॥

## ઢાળ આડત્રીશમી

રાગ–સિંહાનો કનરો ( તે હંસ તન ધનકી કોન બડાઈ. )

અચિંત્ય વિભૂતિ વીર તમારી, લીધો પ્રભુજી સુજનેરે તારી;
અચિંત્ય વિભૂતિ વીર તમારી. એ ટેક. ॥ ૧ ॥

ચમર ચંચામાં ઇંદ્રપદ પામી, કર્મે કરી મેં સુમતિવામી;
અચિંત્ય. ॥ ૨ ॥
ઇંદ્રને હણવા કુમતિ કીધી, ન સરા પ્રભુજી આપની લીધી;
અચિંત્ય. ॥ ૩ ॥
કમર કસીને સબળ સંગાથે, ફાવ્યો નહિ હું કોઇજ વાત;
અચિંત્ય. ॥ ૪ ॥
કોપ કરી ઇંદ્રે વજ્ર જ છોડયું, આપ અંતે મેં ચિત્ત જ જોડયું;
અચિંત્ય. ॥ ૫ ॥
શરણુ લીધું જો વીર તમારૂં, જીવન રહીયું તેથી જ મારૂં;
અચિંત્ય ॥ ૬ ॥
ઇંદ્ર તણો ભય આપે નિવાર્યો, મિથ્યા મતથી મુજને ઉગાર્યો;
અચિંત્ય. ॥ ૭ ॥
કહે આંબાજી ઢાળ મનહરણી, ચમર શ્રદ્ધા થઇ ભય હરણી;
અચિંત્ય. ॥ ૮ ॥

## ॥ દોહરા ॥

ઉપકારી અરિહંતના, કરતો બહુ ગુણ ગ્રામ;
મૃત્યુલોકથી સંચરી, ચમર ગયો નિજ ધામ. ॥ ૧ ॥

સભાવિષે સિંહાસને, કરી અધોદિશ મુખ;
ચમર બેઠો ત્યાં ઝૂરવા, ઉભરાતાં દિલ દુઃખ. ॥ ૨ ॥

સામાનિક આદે કરી, દેવ તણો પરિવાર;
ધૈર્ય ધરો કહે ઇંદ્રને, કરતા સઉ સત્કાર, ॥ ૩ ॥

બનવાનું તે બની ગયું, અશુભ કર્મને યોગ;
શોક સકળ દુરે કરી, વિલશો વિવિધ ભોગ. ॥ ૪ ॥

અગણીત દેવી દેવતા, હાજર હુકમની સાથ,
છે સામ તમારી ઉપરે; પ્રબલ પૂન્યનો હાથ. ॥ ૫ ॥

દેતાં દિલાસો ઇંદ્રને, ચિત્ત થયું છે શાંત;
રહે વિનોદે સર્વદા, અસુર તણો તે કાંત. ॥ ૬ ॥

સપરિવારે એકદા, ચમર ચંચનો રાજ;
વીર પ્રભુજીની આગળે, આવ્યો દર્શન કાજ. ॥ ૭ ॥

વૈમાનથી ઉતરી કરી, મર્ધિક ઋદ્ધિવંત,
સ્તુતિ કરી ભગવંતની, વાંદે ધરીને ખંત. ॥ ૮ ॥

વંદન કરી મહાવીરને, આવ્યા નિજને સ્થાન;
સમકીત રૂપી રત્નની, પ્રાપ્તિ થઇ પ્રધાન. ॥ ૯ ॥

ચમર ચવી વિદેહમાં, મનુષ્ય થશે ધિમંત;
સંયમી થઇ થશે કેવળી, કરશે ભવનો અંત. ॥ ૧૦ ॥

પંચમ અંગે જાણજો, ચમર ઇંદ્ર અધિકાર;
પદ્ય રચના ત્યાં કરી, કીધો કિંચિત્સાર. ॥ ૧૧ ॥

જીનવર શરણે જે જશે, તે પામે ઉદ્ધાર;
સુસુમાર નામે પુરથી, વીરે કર્યો વિહાર. ॥ ૧૨ ॥

ગામ નગરને પુરપ્રતિ, વિચરતા જિનરાજ;
રહે ઉપવાસી ધ્યાનમાં, કર્મ ખપાવા કાજ. ॥ ૧૩ ॥

## ચંદનબાળાનો અધિકાર

એકદા પ્રભુજી આવીયા, જ્યાં કોશંબીપુર;
સંતાનિક તે પુરનો, છે પ્રતાપી હજુર. ॥ ૧૪ ॥

વિશાલાપુર પ્રજાપતિ, નામે ચેટક ભૂપ;
તાસ સુતા મૃગાવતી, પરણ્યો છે તે નૃપ. ॥ ૧૫ ॥

ધરણી સંતાનિકની, ધર્મે પ્રીતિવંત;
મૃગાવતી ધન્યત સતી, પ્રભુ ભક્તિ અત્યંત. ॥ ૧૬ ॥

છે સુગુપ્ત નામે કરી, તે પુરનો પ્રધાન;
ઘરણી છે તેને ઘરે, નંદા ગુણ નિધાન. ॥ ૧૭ ॥

જૈન ધર્મ અનુરાગિણી, કરે દયાનાં કામ;
દાન પુન્ય કરવા તણી, ધરી રહી છે હામ. ॥ ૧૮ ॥

નંદાને મૃગાવતી, રાખે છે બહુ પ્રેમ;
પાળે જિનવર ધર્મને, રહી પરસ્પર ક્ષેમ. ॥ ૧૯ ॥

યોગ્ય સ્થાન યાચી કરી, ઉતર્યા શ્રી ભગવંત;
વિચરે છે તપ ધ્યાનમાં, સમદૃષ્ટિના સંત. ॥ ૨૦ ॥

પોષ વદી પડવા દિને, ઉગ્ર અભિગ્રહ ધાર;
કર્મ ખપાવા કારણે, ત્યાગી દીધો આહાર. ॥ ૨૧ ॥

તપ સંયમથી જગગુરુ, કરતા આત્મ વિકાસ;
અભિગ્રહ કીધો આકરો, તેર બોલનો ખાસ. ॥ ૨૨ ॥

બે પ્રહર વીત્યા પછી, કાલથી [1]ત્રીજે પોર;
ત્યારે કરવી ગોચરી, ખપશે કર્મ કઠોર. ॥ ૨૩ ॥

[2]કુંવરી હોય રાજા તણી, [3]હરણ થયું વળી તાસ;
[4]વેંચાણી હોય ચૌવટે, સતિ શીલવંતિ ખાસ. ॥ ૨૪ ॥

[5]શિર વેણી સુંડી કરી, [6]ચુંનો અચિંત હોય;
કર [7]ચરણે જડી બેડીયો, [8]ઉંબર બેઠી હોય. ॥ ૨૫ ॥

હોય [9]અઠસનું પારણું, નયને [10]ભરીયાં નીર;
ખોળે [11]ગ્રહીને સુપડું, બેઠી હોય થઇ સ્થિર. ॥ ૨૬ ॥

સુપ ખુણેથી [12]બાકુલા, વ્હોરાવે ધરી [13]પ્યાર;
તે દિન કરવું પારણું, વીરે કીધો નિરધાર. ॥ ૨૭ ॥

આત્મ ધ્યાને ઉજળા, તપથી તાવે તન;
ઘનઘાતીને કાપવા, નિશ્ચલ રાખ્યું મન. ॥ ૨૮ ॥

## ઢાળ ઓગણચાલીશમી

( રાગ—મુનિવર શોધે ઇરજા. )

ત્રિશલાસુત ત્રિજગ ધણી, ચોવિશમા જિનરાય;
પ્રતિદિને તે પુરમાં, વીર વ્હોરવા જાય. ॥ ૧ ॥

અભિગ્રહ છે આકરો, દાયક થાય નિરાશ;
આહાર વિના શ્રી વીરને, વીત્યા છે ચોમાસ. ॥ ૨ ॥

અનુક્રમે વીર એકદા, આવ્યા સચીવને ઘેર;
નંદાએ નિરખી કરી, પામી પુરણ લ્હેર. ॥ ૩ ॥

આજ જન્મ લેખે થયો, આવ્યા તારણહાર;
કર જોડી કરે વંદના, વીરને વારંવાર. ॥ ૪ ॥

શાક પાક પકવાનને, સુખડી વિવિધ જાત;
વ્હોરાવું મુજ હસ્તથી, પય મીસરીને ભાત. ॥ ૫ ॥

આમંત્રણ કીધું છતાં, વીર પાછા વળી જાય;
કરે ઉહાપો કામની, દિલ રહ્યું દુહવાય. ॥ ૬ ॥

અરે અભાગી આતમા, પૂર્વે કીધાં પાપ;
લાભ ગયો છે હાથથી, કરતી બહુ સંતાપ. ॥ ૭ ॥

દીર્ઘ નિશાસા નાખતી, શોચે વારંવાર;
અશ્રુ દેખી આંખમાં, દાસી કહે તે વાર. ॥ ૮ ॥

પ્રબળ પુન્ય છે આપના, જગમાં મેરૂ સમાન;
છતાં દુઃખ શાને થયું, ટાળો શંકા સ્થાન. ॥ ૯ ॥

નંદા અશ્રુ નાખતી, કહે વીરની વાત;
અશન ન લીધું સુઅર્તુ, એજ થાય ઉત્પાત. ॥ ૧૦ ॥

દીલાસો દેતી કિંકરી, કહે નંદાની પાસ;
આહાર વિના શ્રી વીરને, વીત્યા છે બહુ માસ. ॥ ૧૧ ॥
આમંત્રણ કરતાં રહે, દાતારો ધરી પ્યાર;
છતાં પ્રભુ વ્હોરે નહિ, નથી સમજાતો સાર. ॥ ૧૨ ॥
હશે અભિગ્રહ આકરો, સમજાણી એ વાત;
દાસીથી જાણી કરી, પામી બહુ વ્યાઘાત. ॥ ૧૩ ॥
તેજ વેળા પ્રધાનજી, આવ્યા ઘરને દ્વાર;
દિલગીર દેખી નારને, પૂછયો સર્વે સાર. ॥ ૧૪ ॥
નંદા કહે નિજ નાથને, નાખી દીર્ઘ નિશાસ;
આહાર વિણુ અરિહંતને, વીત્યા છે બહુ માસ. ॥ ૧૫ ॥
આજે આ ઘર આંગણે, આવ્યા તપસ્વી વીર;
વ્હોર્યા વીણુ ચાલ્યા ગયા, થઈ તેથી દિલગીર. ॥ ૧૬ ॥
વનિતાને વળતું કહે, વચણો વદી સુખદાય;
થશે પ્રભુને પારણું, કરશું તે ઉપાય. ॥ ૧૭ ॥
નરવરને પ્રધાનજી, વંદન કાજે જાય;
સુખશાતા પુછી કરી, ગુણુ પ્રભુના ગાય. ॥ ૧૮ ॥
નંદા તેમ મૃગાવતી, આવ્યા વંદન કાજ;
કરી વિનંતી થાકીયા, બોલ્યા નહિ જિનરાજ. ॥ ૧૯ ॥
આજીજી અરિહંતને, કરતા રૂડી રીત;
રાજા તેમ દિવાનને, વ્હોરાવવાની પ્રીત. ॥ ૨૦ ॥
વંદન કરી શ્રી વીરને, નિજ સ્થાને સૌ જાય;
અભિગ્રહ જાણી આકરો, ચિંતાતુર બહુ થાય. ॥ ૨૧ ॥

॥ દોહરા ॥

તે કાળે ને તે સમે, કોશંબીનો રાય;
અંગતના વેરે કરી, સંતાનિક સજ્જ થાય. ॥ ૧ ॥

લશ્કર લઇને સામટું, ઘેર્યું ચંપાપુર;
પ્રબળ દળના જોરથી, હાર્યો તે હજુર. ॥ ૨ ॥

દધિવાહન નાસી ગયો, ચંપાનો ઠાકોર;
પાછળથી તે પુરને, લુંટે કરતા શોર. ॥ ૩ ॥

ઉંટો ને ગાડાં ભર્યાં; લુંટી વિવિધ માલ;
રૈયત ચંપાપુરની, થઈ છે બુરે હાલ. ॥ ૪ ॥

કોઈ કેને પડખે નહિ, પડતાં પુરમાં ધાડ;
દધિવાહન દરબારમાં, કીધી બહુ રંજાડ. ॥ ૫ ॥

સુભટો સંતાનિકના, લુંટે અંતઃપુર;
રાણી ચંપાધિશની, રૂપ ગુણે ભરપુર. ॥ ૬ ॥

ધારણી નામ રાણી તણું, તાસ સુતા રૂપવંત;
વસુમતિ તે કુંવરી, ધર્મે પ્રીતિવંત. ॥ ૭ ॥

માત સુતા તે બહુના, નિરખી રૂપ અથાગ;
રથમાં નાખી સુભટે, લઈ અનુકુળ લાગ. ॥ ૮ ॥

સુભટ પામી મોહને, કીધી બુદ્ધ વિપરીત;
જાણે નહિ નિજ નૃપતિ, હરણ કીધું તે રીત. ॥ ૯ ॥

સંતાનિક લઈ ફોજને, પહોંચ્યો નિજને પુર;
હરણ કીધું બે બાઈનું, સુભટ થયો તે ક્રુર. ॥ ૧૦ ॥

બંધને બાંધી બેઉને, રાખી રથ મોઝાર;
કરૂણ સ્વરે રોતી થકી, ચાલી અશ્રુધાર, ॥ ૧૧ ॥

ભીજ્યાં ભૂષણ અંગના સાડી પલળી જાય;
પૂર્વ જન્મના પાપથી, પરવશ થઇ બે બાઇ. ॥ ૧૨ ॥

રાજ ગયું ચંપાતણું, પડયો પીયુ વિયોગ;
રોતી રાણી ધ્રુસકે, કરે અતિશે શોક. ॥ ૧૩ ॥

દિલાસો એવા દુઃખમાં, નથી કોઇ દેનાર;
વસુમતિ પણ વિલપતી, નિજ માજીની લાર. ॥ ૧૪ ॥
સારથીને સુભટ કહે, મોટેરી જે નાર;
ઘરણી તરીકે સ્થાપશું, જઇ સદનને દ્વાર. ॥ ૧૫ ॥
વજ્ર થકી વસમી ઘણી, સુણી સુભટની વાત;
પ્રાણ તજવાને ધારણી, કરી રહી ઉત્પાત. ॥ ૧૬ ॥
બંધનને ત્રોડી કરી, પડી પૈડાની હેઠ;
જીવ જતાં પણ રાણીએ, રાખી શિયલ ટેક. ॥ ૧૭ ॥
રથ થોભાવી સુભટે, જોઇ રાણીની સ્થિત,
મરણ થયું કુવેણુથી, વાત બની વિપરીત. ॥ ૧૮ ॥
હવે વિચારી બોલવું, રાજકન્યાની પાસ;
નહિ તો તે પણ પ્રાણનો, કરશે તુર્ત વિનાશ. ॥ ૧૯ ॥
દીર્ઘદર્શી તે સુભટે, અવધારી તે વાત;
હાંકયો રથને વેગથી, જવા પુર પ્રખ્યાત. ॥ ૨૦ ॥
મરતાં માજી પંથમાં, વસુમતિ તે વાર;
અશ્રુથી ઉર ભીંજવે, કરતી હાહાકાર. ॥ ૨૧ ॥

## ઢાળ ચાલીશમી

( રાગ—ઉભી ઉભી વાટ જુવે મીરાં રાંકડી )

રૂદન કરે બાઈ રાંકડી, બેઠી બેઠી રૂદન કરે બાઇ રાંકડી;
છે એના કર્મ તણી ગત વાંકડી, બેઠી બેઠી રૂદન કરે બાઇ રાંકડી.
એ ટેક. ॥ ૧ ॥
માજીનું મરણ થયું છે આજે, દારૂણ દુઃખથી દીલડું દાઝે;
રોતાં રક્ત બની બેઉ આંખડી. બેઠી. ॥ ૨ ॥

પ્રિયજનનીનો વિરહો પામી, એ દુઃખમાં દીસે નહિ ખામી,
કરમાણી હૃદયકમલની પાંખડી, બેઠી. ॥ ૩ ॥
પ્રલય પામી છે સુખની આશા, મુકી રહી છે દીર્ઘ નિસાસા;
મૃત્યુ શરણુ થઇ છે માવડી, બેઠી. ॥ ૪ ॥
દુઃખ દરિયામાં ડુબી બાળા, એ છે કુટિલ વિધિના ચાળા;
થઇ સુભટતણી મતી વાંકડી, બેઠી. ॥ ૫ ॥
હતી માતપિતાને મોંઘા મુલી, સતી રહી તે દુઃખમાં ડુલી;
આંસુડે ભીંજી એની છાતડી, બેઠી. ॥ ૬ ॥
છુટી થવા આજીજી બહુ કીધી, અરજ સતીની ધ્યાને ના લીધી;
કહે આંબાજી પડી દુઃખની રાતડી, બેઠી. ॥ ૭ ॥

## ॥ દોહરા ॥

રૂદન કરીને રાંકડી, થઇ બેઠી નિરાશ;
કઠણુ હૃદયનો માનવી, બેઠો છે જે પાસ. ॥ ૧ ॥
લોભાયો સતીરૂપમાં, અંતર ધરતો પ્રીત;
ઇષ્ટ વચનને ઉચરી, બોલ્યો રૂડી રીત. ॥ ૨ ॥
માત મરી ગઇ આપની, એજ અતિ અપશોષ
ભાવી મિથ્યા થાય ના, માટે તજીએ શોચ. ॥ ૩ ॥
કોમળ કાયા આપની, પૂર્ણ શશીસમ મુખ;
આવીને ઘર આપણે, વિલસો વિવિધ સુખ. ॥ ૪ ॥
મન ગમતાં સુખ માણુશું, લહીશું જીવન લ્હાણુ;
શોક સકળ દૂરે કરી; સમજો ચતુર સુજાણુ. ॥ ૫ ॥
વચન સુભટના સાંભળી, થઇ મોટી આઘાત;
ઉઠી તજવા પ્રાણુને, કરતી અશ્રુપાત. ॥ ૬ ॥
મરવું માજીની પરે, નહિ જીવનમાં સાર,
સંકટથી છુટી જવા, તુર્ત તજું સંસાર. ॥ ૭ ॥

પ્રાણાંતે પણ પાળવો, મોંઘો શીલાચાર;
અવધારી નિજ અંતરે, થઇ મરવા તૈયાર. ॥ ૮ ॥

સુભટે દોડી તે ક્ષણે, સાહી લીધો હાથ;
ધીરજ દેતો તે કરે, વાત સતીની સાથ. ॥ ૯ ॥

તમે ગુણવંતા ગોરડી, સદ્‌બુદ્ધિ ધરનાર;
સમય પ્રમાણે ચાલવું, ધૈર્ય ધરો આ વાર. ॥ ૧૦ ॥

## ઢાળ એકતાલીસમી

( રાગ–ઇણ સરોવરચારી પાલ )

વસુમતિને તે રીત, દીલાસો આપતો મારા લાલ;
શિઘ્ર જવા નિજ પુર, પંથને કાંપતો મારા લાલ.
ઉલંઘી દીર્ઘ રાહ, રથ આવ્યો પુરમાં મારા લાલ;
રહેશે કેમ મમ ટેક, ચિંતા ધરે ઉરમાં મારા લાલ.–એ ટેક. ॥ ૧ ॥

વસુમતિ મતિવંત, છે ધર્મ સૂર્તિ મારા લાલ;
દેવ કન્યા સમ દીદાર, સોહે ખુબસુરતી; મારા લાલ.
જોતાં સતી તણું રૂપ, સુભટ તે ચિંતવે મારા લાલ;
કન્યા વેંચીને વિત, મેળવશું હવે મારા લાલ. ॥ ૨ ॥

આવી પુરની મોઝાર, સ્યંદનથી[૧] ઉતર્યા મારા લાલ;
સંગાતીને તેણી વાર, સુભટે નોતર્યા મારા લાલ.
આવ્યા સુભટની પાસ, વાત કહી કાનમાં મારા લાલ;
કન્યા વેંચી લાવો દામ, સમજાવ્યા સાનમાં મારા લાલ. ॥ ૩ ॥

વસુમતિને તે વાર, લઈ આવ્યા ચૌવટે મારા લાલ;
સતિ મનનો પરિતાપ, કોઈ રીતે ના મટે મારા લાલ.
ઉભી રાખી રાજપંથ, કહે પુરીજનને મારા લાલ;
કન્યા અર્પીને આજ, ગ્રહીશું ધનને મારા લાલ. ॥ ૪ ॥

ઝુરતી પંથ મોઝાર, બાળા બની રાંકડી મારા લાલ;
ચાલ્યો નહિ ઉપાય, કર્મ ગતિ વાંકડી મારા લાલ.
દાસદાસી તણા વૃંદ, હતા જેની આગળે મારા લાલ;
તેને ન કોઇનો આધાર, વેળા પડી આ પળે મારા લાલ. ॥ ૫ ॥

કન્યા જાણી રૂપવંત, આવી એક ગુણીકા મારા લાલ;
મુખે માગ્યા અર્પી દામ, ખેંચી ચાલી નાયકા મારા લાલ.
સ્થિર થતું નથી ચિત્ત, આંખોથી અશ્રુ ઝરે મારા લાલ;
સતી ગુણીકાની પાસ, અરજ રૂપે ઉચ્ચરે મારા લાલ. ॥ ૬ ॥

કોણ આપનો આચાર, કહો તે કૃપા કરી મારા લાલ;
પ્રત્યુત્તરે તત્કાલ, કહે તે ક્રોધે ભરી મારા લાલ.
તારે તેની શી પંચાત, રહેજે ઘર આપણે મારા લાલ;
મલશે મિષ્ટ આહાર, જમજે તું ત્યાં કણે મારા લાલ. ॥ ૭ ॥

નૂતન સજી શણગાર, બળ બુદ્ધિ કેળવી મારા લાલ;
રીઝાવી કામીના ચિત્ત, દામ દેજે મેળવી મારા લાલ.
તુજ સરિખી બીજી નાર, દીસે નહિ કુટડી મારા લાલ;
ભલે ખરચ્યા બહુ વિત, રૂપવંતી તું જડી મારા લાલ. ॥ ૮ ॥

કીધાં વચન કઠોર, દુઃખ ના સહી શકે મારા લાલ;
થતાં અતિ ઉદાસ, સતી રૂવે ધ્રુશકે મારા લાલ.
થયો છે કર્મનો કોપ, વસમી વેળા પડી મારા લાલ;
ગુણીકા કેરેરે હાથ, આજ તો આવી ચડી મારા લાલ. ॥ ૯ ॥

સુણી સતીનો વિલાપ, પત્થર પણ પીગળે મારા લાલ;
ગુણીકા દિલ કઠોર, તો જરી ના ગળે મારા લાલ.
ક્રૂર કસાય ખેંચી જાય, ગરીબ જેમ ગાયને મારા લાલ;
સાહી હસ્ત તે રીત, ખેંચી ચાલી બાઇને મારા લાલ. ॥૧૦॥

ધનાવો નામે શેઠ, વસે છે એ પુરમાં મારા લાલ;
છે ધર્મ તણો અનુરાગ, અનુકંપા ઉરમાં મારા લાલ.
શેઠ ધનાવે તે વાર, દુઃખી દેખી કુંવરી મારા લાલ;
છોડાવી અર્પી દામ, અમી દૃષ્ટિ કરી મારા લાલ. ॥૧૧॥

લૂંછી નયનનાં નીર, વચણો કહે મીઠડાં મારા લાલ;
ધૈર્ય ધરો સતી બાઈ, કર્મે દુઃખ દીઠડાં મારા લાલ.
ચાલો મમતણે ગેહ, પુત્રી ગણી પાળશું, મારા લાલ;
ઉદ્દભવતા દીલ દુઃખ, ધીરજથી ટાળશું મારા લાલ. ॥૧૨॥

સુખથી વદી મૃદુવેણુ, આસ્વાસન આપીયું મારા લાલ;
દુખણી બાળાનું ચિત્ત, શાંતિપદે સ્થાપીયું મારા લાલ.
આવ્યા શેઠ નિજ ગેહે, તેડી તે બાઇને મારા લાલ;
શેઠાણીને કહે શેઠ, અંગે ઉલ્સાયને મારા લાલ. ॥૧૩॥

દેવ કન્યા અનુહાર, સતી ગુણે શોભતી મારા લાલ;
પડતાં ગુણીકાને હાથ, ગ્રહી જતી લોભથી મારા લાલ.
છોડાવી અબળા આજ, લાવ્યો ઘર આંગણે મારા લાલ;
ધીરજ દેજો ધરી હામ, વચણુ સોહામણે મારા લાલ. ॥૧૪॥

છે દુઃખથી દાજેલું દિલ, કન્યાને સંતોષજો મારા લાલ;
ગણી સ્વપુત્રી સમાન, પૂર્ણ રીતે પોષજો મારા લાલ.
સુલા શેઠાણી એ શીખ, સુણી નિજ સામની મારા લાલ;
કન્યા જાણી પુત્રી રૂપ, રીઝી તે ભામની મારા લાલ. ॥૧૫॥

પુન્યવંત પેખી બાઈ, અહોભાગ્ય માનતી મારા લાલ;
શેઠાણી આણી ખંત, સતીને સત્કારતી મારા લાલ.
જોતાં તે ઘરની રીત, જણાણી કુલીનતા મારા લાલ;
મળતાં અનુકુળ યોગ, સતી પામી સ્થિરતા મારા લાલ. ॥૧૬॥

બેટા બચ્ચાંને બાળ, કહે તેને શેઠજી મારા લાલ;
બાઈ તમે મોંઘેરા પ્રાણુ, છો સર્વથી શ્રેષ્ઠજી મારા લાલ.
જિનવર ધર્મનો રાગ, જાણી તેના ગેહમાં મારા લાલ;
તેથી અધિક આનંદ, વ્યાપ્યો સતી દેહમાં મારા લાલ. ॥૧૭॥

કુંવરી કહે જે જે વાત, શેઠ સુણે પ્રીતથી મારા લાલ;
ચિત્ત થતાં તે પ્રસન્ન, રાખે રૂડી રીતથી મારા લાલ.
બોલે મધુરી જે વાણુ, અમી ઝરણાં ઝરે મારા લાલ;
ચંદ્રસમુ જોતાં મુખ, યુગ્મ નયનો ઠરે મારા લાલ. ॥૧૮॥

ચંદન જેવી ઠંડી વાણુ, અવધારી ઉરમાં મારા લાલ;
શેઠે દીધું ચંદના નામ, પ્રસિદ્ધ થયું પુરમાં મારા લાલ.
મુળ નામ વિસારી સર્વ, કહે ચંદન બાલીકા મારા લાલ;
પ્રતિદિન વધે છે ત્યાંય, અંગે સુકુમારીકા મારા લાલ. ॥૧૯॥

શુક્લ પક્ષે જેમ ચંદ્ર, રૂપે વૃદ્ધિ પામતી મારા લાલ;
જોતાં મુલા અતિ હિણુ, સદ્બુદ્ધિ વામતિ મારા લાલ.
ચંદના જોતા રૂપવંત, શેઠ ચિત્ત ડોલશે મારા લાલ;
થશે મુજની તે શોક્ય, કુળ રીતી તે બોળશે મારા લાલ. ॥૨૦॥

એવા અધમ વિચાર, મુલા કરે અંતરે મારા લાલ;
એક દિન ગયા બહાર, શેઠ શ્રીમંતરે મારા લાલ.
નાપી તલાવી તત્કાલ, આણ્યો અંતર દ્વેષને મારા લાલ;
ચંદન બાળાને શિર, મુંડાવ્યા કેશને મારા લાલ. ॥૨૧॥

ચુનો ચર્ચીને તે વાર, પગ હાથે બેડી જડી મારા લાલ;
સતીને માર્યો દ્વેષ માર, મુલા દુષ્ટ નિવડી મારા લાલ.
સતીને પુરી ગુપ્તાવાસ, રીઝી મુલા પાપણી મારા લાલ;
ક્યાંથી થશે હવે શોક્ય, ટળી એ સંતાપણી મારા લાલ. ॥૨૨॥

રચી એકતાલીશમી ઢાળ, રહી પોરબંદરે મારા લાલ,
કર્મે કરીને તે બાઈ, પુરાણી ગુપ્ત ઘરે મારા લાલ.
આંબાજી મુનિ કહે એમ, શ્રોતાહિત કારણે મારા લાલ;
ચંદનબાળાનું નાવ, આવ્યું ભવ બારણે મારા લાલ. ॥૨૩॥

## ॥ દોહરા ॥

સુલાએ સુળ કાઢવા, લૂંટયો શિર શણગાર;
તાડન કરી સતી બાઇને પુરી ગેહ મોઝાર. ॥ ૧ ॥
પુરીજન ને પાડોશીએ, સ્થિતિ સતીની જોય;
સુલાથી ડરતાં થકાં, રહી શકે ના કોય. ॥ ૨ ॥
સંકટ પામી ચંદ્રના, પડી પરાધિન ગેહ;
અન્ન પાણી લીધા વિના, દુર્બલ દીસે દેહ. ॥ ૩ ॥
દોષ દેતી નિજ કર્મને, સમજાવે નિજ ચિત્ત;
કર્મે દુ:ખ આવી પડે, એજ અનાદિ રીત. ॥ ૪ ॥
રામ લક્ષ્મણની જોડલી, સતી સીતા સુપાત્ર;
ભૂતલમાં ભટકયા બહુ, બીજા તો કોણ માત્ર. ॥ ૫ ॥
કેશવ ને બળદેવજી, બન્ને બંધુ સધિર;
તેને વન વસવું પડયું, દ્રવતા નયને નીર. ॥ ૬ ॥
નૈષધ દેશ નરેશરૂ, નળ નામે ભૂપાળ;
અનહદ આપદ ભોગવી, નડી કર્મની જાળ. ॥ ૭ ॥
અંજનાને અળગી કરી, સામે માર્યો સાર;
સતી એ દુ:ખમાં ઝૂરતા, કાઢયાં વર્ષો બાર. ॥ ૮ ॥
સબળા પણ નબળા બને, પ્રબળ વિધિનું પુર;
દુ:ખમાં ધીરજ રાખવી, સમજે એજ ચતુર. ॥ ૯ ॥
કુટીલ કર્મના યોગથી, સહે ચંદના દુ:ખ;
ત્રણ દિવસ પુરા થતાં, વ્યાપી છે બહુ ભુખ. ॥ ૧૦ ॥

શેઠ આવ્યા ઘર આંગણે, સૂના દીઠા વાસ;
દેખી નહિ ત્યાં ચંદના, ચિત્ત થયું ઉદાસ. ॥ ૧૧ ॥

આવીને અભ્યંતરે, નિરખ્યા ખંડોખંડ;
સલી નહિ ક્યાંય ચંદના, દુઃખ વ્યાપ્યું પ્રચંડ. ॥ ૧૨ ॥

આવ્યા ઘરથી નિકળી, પાડોશણની પાસ;
ક્યાંય દીઠી છે ચંદના, કૃપા કરી કહો ખાસ. ॥ ૧૩ ॥

વયવૃદ્ધા કહે શેઠને, મને મુલાનો ત્રાસ;
છતાં કહું છું શેઠજી, પડી ચંદના પાશ. ॥ ૧૪ ॥

મુંડન કરાવી કેશનું, માર્યો છે બહુ માર;
દૃઢ બંધને બાંધી કરી, પુરી ગ્રહ મોઝાર. ॥ ૧૫ ॥

જુલ્મ કરી ચાલી ગઈ, મુલા પીયરને ઘેર;
ચંદનાને છુટી કરો, આણી અંતર મહેર. ॥ ૧૬ ॥

વિતક સુણીને શેઠજી, ગયા ગુપ્ત આવાસ;
તોડયું તાળું દ્વારનું, છોડાવાને પાશ. ॥ ૧૭ ॥

સંચારવને સાંભળી, ધ્યાન તુર્ત ખેંચાય;
દીઠા ત્યાં તો તાતને, સતી અતિ ઉલ્લસાય. ॥ ૧૮ ॥

અંધારી છે ઓરડી, બેઠી તેમાં બાળ;
સ્થિતિ જોતાં બાઇની, શેઠ બન્યા કરૂણાળ. ॥ ૧૯ ॥

કહે સંબોધી બાઇને, દુર્બલ થઇ છે કાય;
ભોજન લાવું તુર્તમાં, કહી અભ્યંતર જાય. ॥ ૨૦ ॥

આવીને નિજ ગેહમાં, નિરખી જોતાં ઠામ;
અશન સહ્યું નહિ શેઠને, હાર્યા તેથી હામ. ॥ ૨૧ ॥

સુપ ખુણે છે બાકુલા, તે જોતાંની સાથ;
શેઠે ગ્રહીને સુપડું, દીધું ચંદના હાથ. ॥ ૨૨ ॥

કરતી થા તું પારણું, છે ઉડદ બાફેલ;
લુહારને લાવી કરી, તોડાવું આ જેલ. ॥ ૨૩ ॥
એમ કહીને શેઠજી, ગયા પુર મોઝાર;
ઉપવાસી તે બાઇને, ઉપન્યો એ વિચાર. ॥ ૨૪ ॥

ક્યાં નગરી ચંપાપુરી, રાજકુળે અવતાર;
આવી ફસાતાં આ સ્થળે, શેઠે લીધી સાર. ॥ ૨૫ ॥

મુનિરાજ જો આવી મળે, વ્હોરે ફાસુક અન્ન;
પછી કરીશું પારણું, નિશ્ચલ કીધું મન. ॥ ૨૬ ॥

તે વેળા ત્રિજગ ધણી, ચોવિશમા જિનરાય;
ગોચરી માટે સંચર્યા, કોશંબી પુરમાંહી. ॥ ૨૭ ॥

હાટ વાટ ઘર આંગણે, ઉભાં છે નરનાર;
વાટ જુવે શ્રી વીરની, વ્હોરાવાનો પ્યાર. ॥ ૨૮ ॥
પુર પંથે પ્રભુ નિકળ્યા, વાદળથી જેમ ભાણુ;
આમંત્રણ વીરને કરે, નરનારી સુજાણ. ॥ ૨૯ ॥
છમાસી ઉપવાસમાં, ઉણા દિન છે પંચ;
આમંત્રણ કીધા છતાં, અન્ન ન વ્હોર્યું રંચ. ॥ ૩૦ ॥
પુર પંથે નિહાળતી, સતી ચંદના બાઈ;
ફળી અંતરની ભાવના, જોતાં શ્રી જિનરાય. ॥ ૩૧ ॥

## ઢાળ બેતાલીશમી

( રાગ–હવે મને હરિ નામથી નેહ લાગ્યો. )

આતમજી આજે જોગ મળ્યો હિતકારી, ચિંતવે રાજકુમારીરે;
આતમજી, આજે જોગ મળ્યો હિતકારી.–એ ટેક. ॥ ૧ ॥

સુઘડ કન્યા જે ચંદન બાળા, બેઠી ભાવના ભાવે;
અઠમ તપ તણે પારણે ત્યાં તો, શ્રી વીર પ્રભુજી આવેરે.
આતમજી. ॥ ૨ ॥

ગંધ હસ્તી સમ વીર પ્રભુજી, ઉગ્ર અભિગ્રહ કીધો;
ત્રયો દશમાં એક ઉણોરે જાણી, પંથ પાછો તુર્ત લીધોરે. આ. ॥૩॥

હો હતભાગી હુંરે નિર્ભાગી, કોઇ રીતે નવી ફાવી;
ચંદનબાળા બહુ રડવાને લાગી, નેત્ર અંબુ વરસાવીરે. આ. ૪

પૂર્વ ભવાંતરે પાપ કરીને, થઈ હું રાજકુમારીરે;
રિપુદળે તાત પરાભવ પામ્યા, મૃત્યુ પામી માતા મારીરે. આ. ૫

અજ્ઞ જનોએ મારૂં હરણ કરીને, પશુ પરે મને વેંચી;
પુર ગુણિકા મારો હસ્ત ગ્રહીને, લઇ ચાલી તે ખેંચીરે. આ. ૬

સુકર્મ સંજોગે શેઠ ત્યાં મળીયા, નિસ્તાર તેહથી કીધો;
પુત્રી ગણી મને પાળે તે પ્રીતે, દુઃખમાં દિલાસો દીધોરે. આ. ૭

મુલા શેઠાણીએ કોપ જ કીધો, હસ્તે ડસકલા જડીયા;
મસ્તક મુંડાવી ચૂનોરે ચર્ચ્યો, પાપ પુરાણી નડીયાંરે. આ. ॥૮॥

ગુપ્ત આવાસે પુરીરે મુજને, ત્રણ દિવસ થયા જ્યારે;
શેઠે આવી ત્યાંથી બાહિર કાઢી, બાકુલા દીધા ત્યારેરે. આ. ॥૯॥

મુનિને વ્હોરાવા ભાવના ભાવી, તુર્ત આવ્યા ત્યાં તો ચાલી;
આજીજી કરતાં બાકુલા ન લીધા, પાછા વળ્યા મને ભાળીરે.
આતમજી. ॥ ૧૦ ॥

કલ્પ વૃક્ષ ગયું હાથથી મારા, હીરો બેઠી હું તો હારી;
ત્રણ ઉપવાસ તણું પારણું આજે, કરવું હવે શું ધારીરે. આ. ૧૧

કરી ઉહાપો એમ ઉર ભીંજવતી, એકાએકી બેઠી ઝૂરે;
વીર પ્રભુએ આવી બાકુલા વ્હોર્યા, સંકટ સતીનાં ચૂરેરે. આ. ૧૨

છમાસી પારણું પ્રભુએ કીધું, વર્ત્યો ત્યાં જયજયકારી;
કહે આંણાજી પોરબંદરમાં; ચંદનબાળાને તારીરે. આ. ॥૧૩॥

## ॥ દોહરા ॥

ઉગ્ર અભિગ્રહ વીરનો, પુરણ થયો જે વાર;
રહી આકાશે સુરવરો, કરતા જય જયકાર. ॥ ૧ ॥
વાજાં વજાડી હર્ષનાં, છોડે સ્વર મધુર;
ગગનતળું ગાજી રહ્યું, ગાજે છે એ પુર. ॥ ૨ ॥
સાડીબાર ક્રોડ સુવર્ણની, વૃષ્ટિ થઇ તે ઘેર;
ચંદનાના પ્રભાવથી, થઇ છે લીલા લ્હેર. ॥ ૩ ॥
જળની પણ વૃષ્ટિ થઇ, મ્હેકી રહી સુગંધ;
વિસ્મય થાય વિલોકતાં, પડયા પુષ્પના બંધ. ॥ ૪ ॥
દિવ્ય ઘરેણાં દીપતાં, વસ્ત્રો ઝાકઝમાળ;
દેવોએ વૃષ્ટિ કરી, અંગે થઈ ઉજમાળ. ॥ ૫ ॥
નવપલ્લવ વેણી કરી, શોભાવ્યો શિર રંગ;
દિવ્યાંબર દીપી રહ્યાં, સતી ચંદના અંગ. ॥ ૬ ॥
નરનારી જોવા મળ્યા, આવ્યા રાણી રાય;
ચંદનાને નિરખી કરી, વિસ્મય મનમાં થાય. ॥ ૭ ॥
ચંદના પ્રતિ તો જેહનું, હૃદય હતું બહુ ધ્રીઠ;
ઋદ્ધિચંદના પ્રતાપથી, આશ્ચર્ય રૂપે દીઠ. ॥ ૮ ॥
મુલા મુખ મલકાવતી, બોલી મધુરી વાણ;
ધન્ય બેટા તું ચંદના, છો તું ગુણની ખાણ. ॥ ૯ ॥
લુહારને તેડી કરી, શેઠ સદનપેં જાય;
જતા જોયા ત્રિજગધણી, હૈયે હર્ષ ન માય. ॥ ૧૦ ॥
દેખ્યા ઘરને આંગણે, ઢળ્યો રેલમછેલ;
વેણી સહિત છે ચંદના, અંગે ભૂષણ ભરેલ. ॥ ૧૧ ॥
સત્કાર કહી તાતને, જોડી યુગ્મ જ હાથ;
પ્રતિલાભ્યા મેં તાતજી, ત્રણ ભુવનના નાથ. ॥ ૧૨ ॥

જેથી રીઝયા સુરવરો, પ્રગટ થયાં દ્રવ્ય પંચ;
પુર પ્રજા આવી મળી, જોવા પુણ્યનો સંચ. ॥ ૧૩ ॥

સુણી સતીની વાતડી, પ્રમોદનો નહિ પાર;
કરે ખ્યાતિ તે શેઠજી, સફળ થયો અવતાર. ॥ ૧૪ ॥

નૃપ કોશંબીપુરનો, કરી રહ્યો ગુણગ્રામ;
ચંદનાને નમતો થકો, વિસ્મય થયા તમામ. ॥ ૧૫ ॥

શેઠ સેનાપતિ પુરના, રાજકુટુંબી વૃંદ;
ચંદનાને નિરખી કરી, પામ્યા બહુ આનંદ; ॥ ૧૬ ॥

પ્રથમ સ્વર્ગના સુરપતિ, શક્ર ઈંદ્ર છે નામ;
બેઠા છે સિંહાસને, પુરણ ધરી મન હામ. ॥ ૧૭ ॥

અવધિથી અવલોકીયા, ચોવિશમા જિનરાય;
છમાસીનું પારણું, ચંદના હાથે થાય. ॥ ૧૮ ॥

તે જાણીને સુરપતિ, સજ્જ થયા તે વાર;
વંદન કાજે સંચર્યા, સંગે સહુ પરિવાર. ॥ ૧૯ ॥

અવગાહી આકાશને, આવ્યા કોશંબી પુર;
જોતાં જન મન રીઝીયાં, વહે હર્ષનું પુર. ॥ ૨૦ ॥

વિમાનથી સહુ ઉતર્યા, દિવ્ય ભૂષણ ધરનાર;
ઈંદ્ર વાંદે અરિહંતને, પ્રગટ કરી મન પ્યાર. ॥ ૨૧ ॥

ઘોર તપસ્વી પ્રભુ તમે, ભવીજન તારણહાર;
તારી તમે તો ચંદના, કીધો ઘણો ઉપકાર. ॥ ૨૨ ॥

સ્તુતિ કરી ભગવંતની, ગયા ચંદના પાસ;
નમન કરી કહે ઈંદ્રજી, છે તમને શાબાશ. ॥ ૨૩ ॥

જન્મ ધરી ચંપાપુરી, આવ્યા છો આ પુર;
અતિલાભી ભગવંતને, કર્મ કર્યાં ચકચૂર. ॥ ૨૪ ॥

દાને દોલત થાય છે, સુખનું દાન નિધાન;
દાન થકી સહુ જગતમાં, પામ્યા છે સુખ સ્થાન. ॥ ૨૫ ॥
પુરણ પ્રભુતા દાનની, પ્રગટ કરે સુરરાય;
રાજાદિક સહુ સાંભળે, ઈંદ્ર વચન સુખદાય. ॥ ૨૬ ॥

## ઢાળ તેતાલીશમી

(રાગ–માઢ.)

દાન તણા દેનાર, જગતમાં દાન તણા દેનાર;
પામી જશે ભવપાર, જગતમાં દાન તણા દેનાર. એ–ટેક.
ઉગ્ર અભિગ્રહ વીર પ્રભુનો, પુરણ થયો સતી હાથ;
બંધન બેહુ ત્રુટી ગયા છે, ભેટયા ત્રિજગનાથ. જગ. ॥ ૧ ॥
દાન તણો ગુણ સર્વથી મોટો, શાસ્ત્રમાં છે અધિકાર;
યશસંપત્તિ તે દાને મળે છે, દાન તર્યાં નરનાર. જગ. ॥ ૨ ॥
દાન દેનારા જીવો જગતમાં, થાય પોતે જિનરાજ;
ચક્રીપદ પણ દાનથી પામે, મળે ઈંદ્રાસન રાજ. જગ. ॥ ૩ ॥
ગાથાપતિ ભવે રાજરસોડે, દીધાં અઢળક દાન;
ઈંદ્ર થયા તે ત્રીજા સ્વર્ગના, સર્વ રીતે શ્રીમાન. જગ. ॥ ૪ ॥
ધનસારથ વાહે ઘૃત અર્પીને, પ્રતિલાભ્યા મુનિરાય;
થયા આદિનાથ દાન પ્રભાવે, ત્રણે જગત ગુણ ગાય. જગ. ॥ ૫ ॥
જિનવર જેવા દીક્ષાની પૂર્વે, અર્પે અનુપમ દાન;
પછી પ્રભુજી સંયમ ધારી, મેળવે મોક્ષ નિધાન. જગ. ॥ ૬ ॥
માનવ જન્મને સફળ કર્યો છે, દાન દીધું સુખદાય;
યાવતચંદ્ર સતી તમારૂં, નામ રહો જગમાંહી. ॥ ૭ ॥
પ્રથમ શિષ્યણી થશો પ્રભુના, વરશો કેવળ સાર;
જન્મ જરા ને મરણ નિવારી, તરી જશો સંસાર. જગ. ॥ ૮ ॥

ચંદનબાળાની ખ્યાતિ કરીને, ઇંદ્ર ગયા નિજ ધામ;
આંબાજી કહે એ ઢાળ મોઝારી, પુરણુ થઇ સતી હામ. જગ. ॥ ૯ ॥

## ॥ દોહરા ॥

સંકટ થકી છુટી થઈ, ભેટયા શ્રી ભગવાન;
દાન પ્રભાવે ચંદના, પામી બહુ સન્માન. ॥ ૧ ॥
સેવક ચંપાધીશનો, સંપુલ જેનું નામ;
મુક્ત થતાં તે જેલથી, આવ્યો છે આ ઠામ. ॥ ૨ ॥
દેખી કન્યા ચંદના, થયો અચંબાભૂત;
વેળા પ્રથમ દુઃખની પડી, કર્મ ગતિ અદભૂત. ॥ ૩ ॥
દધિવાહન છે તાતજી, રાણી ધારણી માય,
આ પુરમાં કયાંથી તમે, જોતાં વિસ્મય થાય. ॥ ૪ ॥
સંપુલનાં વચનો સુણી, રીઝયો પુરનો રાય,
નૃપ રાણી મૃગાવતી, હર્ષ ધરી કહે ત્યાંય. ॥ ૫ ॥
તું તનુજા મુજ બેનની, સતી ચંદના બાઇ;
આજ અમારા ભાગ્યથી, જોગ મલ્યો સુખદાઈ. ॥ ૬ ॥
પુણ્યવંતા છો ચંદના, પ્રતિલાભ્યા ભગવંત,
ઇંદ્ર સરીખા આપને, નમ્યા ધરીને ખંત. ॥ ૭ ॥
ધન્ય ધનાવા શેઠને, દુઃખમાં દીધી સાજ;
નિકટ સંબંધી ચંદના, જાણી તે તો આજ. ॥ ૮ ॥
ધન રાખ્યું શ્રેષ્ઠીઘરે, દીક્ષા ઉત્સવ કાજ;
ખ્યાતિ કરતાં શેઠની, રીઝયો પુરનો રાજ. ॥ ૯ ॥
કરે સોંધાવટ બાઇની, રાણી તેમ જ રાય;
અનુમત માગી શેઠની, સંગે તેડી જાય; ॥ ૧૦ ॥

કુંવરીઓની સાથમાં, રહ્યા ચંદના બાઇ.
પ્રબળ પુન્યના યોગથી, ખમા ખમા બહુ થાય. ॥ ૧૧ ॥

કેવળ થશે જબ વીરને, દેશે પ્રભુ ઉપદેશ;
સાધવી થશે તે ચંદના, ધરશે ત્યાગી વેશ. ॥ ૧૨ ॥

સ્થાપી ત્યાં તે વાતને, કહું વીર વૃત્તાંત;
વિહાર કરી તે પુરથી, વિચર્યા જઇ એકાંત. ॥ ૧૩ ॥

ગામ નગર પુર પાટણે, કરતા ઉગ્ર વિહાર;
આવ્યા જિનવર એકદા, ચંપાપુર મોઝાર. ॥ ૧૪ ॥

સ્વાતિદત્ત નામે કરી, વિપ્ર વસે તે પુર;
દાન દયાના ગુણથી, શોભે વિપ્ર સનૂર. ॥ ૧૫ ॥

હાટ હવેલી છે ઘણી, વસવા મનહર માળ;
અગ્નિહોત્ર નામે કરી, શાળા છે વિશાળ. ॥ ૧૬ ॥

તે શાળા વિલોકતાં, નિર્વિઘ્ન ભૂમિ ભાગ;
પસંદ પડી ભગવંતને, જોઇ અનુકૂળ લાગ. ॥ ૧૭ ॥

સ્વાતિદત્ત શાળા તણો, માલિક છે મતિવંત;
અનુમતિ માગી તેહની, ઉતર્યા શ્રી અરિહંત. ॥ ૧૮ ॥

ઉપવાસ કીધા આકરા, ચાર માસ પર્યંત;
પરહરવા અરિ અષ્ટને, ધ્યાન ધરે ભગવંત. ॥ ૧૯ ॥

## ઢાળ ચુમાલીશમી

(રાગ-મુનિવર શોધે ઇરિજા.)

અષાડ માસ આવી જતાં, ચાલે વર્ષાકાળ;
આવ્યા શ્રી મહાવીરપેં, બે વ્યંતર સરૂપાળ. ॥ ૧ ॥

નામ ભલું છે એકનું, પૂર્ણભદ્ર અભિરામ;
તેમ જ બીજા દેવનું માણીભદ્ર છે નામ. ॥ ૨ ॥

રૂપે ગુણે શોભે ઘણા, જોતાં ઝાકઝમાળ;
રજની સમયમાં, વીરને, વાંદે થઈ ઉજમાળ. ॥ ૩ ॥

કર જોડી કહે વીરને, ધન્ય આપનું ધ્યાન;
અલ્પ સમયમાં આપને, થાશે કેવળ જ્ઞાન. ॥ ૪ ॥

ત્રિપુટીનાં તાપથી, તપી રહ્યા જગ જંત;
તારી તીર કરશો તમે, થાતાં કેવળવંત. ॥ ૫ ॥

જોતાં વિસ્મય પામીયો, સ્વાતિદત્ત દ્વિજરાજ;
પૂર્ણ પ્રતાપી વીર છે, ત્રિજગના અધિરાજ. ॥ ૬ ॥

ખ્યાતિ કરી ખૂબ વીરવી, દેવ ગયા નિજ સ્થાન;
શ્રદ્ધા બેઠી વિપ્રને, જાણ્યા તે ભગવાન. ॥ ૭ ॥

ત્યાર થકી મહાવીરને, પડી પડી લાગે પાય;
સેવક ભાવ ચિત્તમાં ધરી, ગુણ પ્રભુના ગાય. ॥ ૮ ॥

ભલી ભક્તિ ભગવંતની, કરતો મનવચકાય;
પ્રશ્નો પૂછી વીરને, નિસંશય મન થાય. ॥ ૯ ॥

પ્રાપ્તિ થઈ બોધ બીજની, થતાં પ્રભુને સંગ;
સત્ય તત્ત્વ સ્વીકારીયું, લાગ્યો ધર્મ જ રંગ. ॥ ૧૦ ॥

વર્ષાકાળ વીતી જતાં, વીરે કીધો વિહાર;
ચંપાના પાડા વિષે, વ્હોરી કીધો આહાર. ॥ ૧૧ ॥

દાયકને ઘરે દ્રવ્યની, વૃષ્ટિ થઈ તે વાર;
વાજાં વજાડી સુરવરે, કીધો જયજયકાર. ॥ ૧૨ ॥

પરિત કરી સંસારને, તરી જશે ભવતીર;
તાર્યો ત્યાં દાતારને, ધન્ય શ્રી મહાવીર. ॥ ૧૩ ॥

ચંપાપુર મુકયા પછી, કરતા પ્રભુ વિહાર;
પડયા પરિસહ આકરા, સહીયા તે દુઃખકાર. ॥ ૧૪ ॥

બાર વર્ષની ઉપરે, વીતી ગયા ખટ માસ;
પંદર દિન તે ઉપરે, સમય થયો છે ખાસ. ॥ ૧૫
તે કાળે ને તે સમે, છે જ્યાં જંભીક ગામ;
સરિતા છે તે સમીપમાં, ઉજ્જુવાળુકા નામ. ॥ ૧૬
તે નદીને ઉત્તરતટે, છે સામકનું ક્ષેત્ર;
વીર વિચરતા આવીયા, શાળી તરુ છે તત્ર. ॥ ૧૭
બેઠા તે તરુવરતળે, યુગ્મ કરી ઉપવાસ;
રહીયા ગોદુહ આસને, છુટી જવા ભવ પાશ. ॥ ૧૮
ઢાળ ભલી ચુમાલીશમી, પુરી કીધી કાર્તિક માસ;
આંબાજી કહે પ્રભુ કૃપાથી, સફળ થજો મમ આશ. ॥ ૧૯

## પ્રભુએ કરેલા ઉપવાસની સંખ્યા

## ॥ દોહરા ॥

જે તપસ્યા વીરે કરી, તે સંખ્યાના ભેદ;
કહું છું કવિતા રૂપમાં, સુણજો ધરી ઉમેદ. ॥ ૧
પૂર્ણ છમાસી એક છે, એક ઉણા દિન પંચ;
નવ કીધા ચૌમાસના, ક્ષમ દમનો કરી સંચ. ॥ ૨
ત્રિમાસી તપ બે કર્યાં, બે કીધા અઢિ માસ;
બેમાસી તો છ કર્યાં, બે કીધા દોઢ માસ. ॥ ૩
માસ ખમણ દ્વાદશ કર્યાં, બ્હોંતેરે અર્ધ માસ;
દ્વાદશ તો અઠમ કર્યાં, સહતાં જળની પ્યાસ. ॥ ૪
બસો ઓગણત્રીશ તો, બબે કીધ ઉપવાસ;
ઉગ્ર કરણી વીરે કરી, વસતાં વિષમ નિવાસ. ॥ ૫
બે ઉપવાસો ભદ્રના, મહાભદ્રના ચાર;
દશ તે સર્વતોભદ્રના, નીર ન પીધું લગાર. ॥ ૬

સાડાબારે વર્ષમાં, કીધા એ ઉપવાસ;
ધન્ય તપસ્વી તે વીરને, વાંદુ ધરી ઉલ્લાસ. ॥ ૭ ॥

વૈશાક શુદી દશમી દિને, વર્તે મંગળ યોગ;
છે આજે મહાવીરને, સઘળા સુસંયોગ. ॥ ૮ ॥

સૂર્ય તાપ સહતાં થકાં, ધરતાં શુકલ ધ્યાન;
ઘનઘાતી ક્ષય પામીયા, ઉપન્યું કેવળ જ્ઞાન. ॥ ૯ ॥

પ્રભુજીના કેવળ ઉત્સવે આવેલા ચોસઠ ઇંદ્રો

## ઢાળ પીસ્તાલીશમી

(રાગ-નંદજીના લાલ રસવા આવોનેરે.)

પ્રભુજી થયા જ્યારે કેવળ નાણી, લોકાલોક તણી સ્થિતિરે જાણી;
વિશ્રામ પામ્યા છે પ્રાણી, જિનવર કેવળ પામ્યા.
વર્ત્યો છે જયજયકાર, જિનવર કેવળ પામ્યા.-એ ટેક. ॥ ૧ ॥

ત્રણે કાળ પ્રભુ રહ્યા નિહાળી, જાતિ ગતિ પ્રાણ પર્યાય ભાળી;
ભવ ભ્રમણ, દીધી ટાળી, જિનવર. ॥ ૨ ॥

જે જે ખાધું પૂર્વે પીવાનું પીધું, ગુપ્ત કાય તેમ પ્રગટ જે કીધું;
સર્વ વીરે જાણી લીધું. જિનવર. ॥ ૩ ॥

ત્રસસ્થાવર છે જીવોની રાશી, ભ્રમણા કરી રહ્યા લખ ચોરાશી
જોયા તેના અભ્યંતર આશી. જિનવર. ॥ ૪ ॥

કેવળ પ્રસંગ છે વિસ્મયકારી, ઉદ્યોત થયો ત્રણ લોક મોઝારી;
ઇંદ્રાસન કંપ્યાં તે વારી. જિનવર. ॥ ૫ ॥

પ્રથમ સ્વર્ગતણા ઇંદ્ર મહારાજા, છે રૂપ રંગમાં સર્વથી તાજા;
બંધ કરાવ્યાં તેણે વાજાં. જિનવર. ॥ ૬ ॥

સેવક પ્રત્યે કહે ઇંદ્ર ઉલ્લાસે, ઉત્સવ કાજે જાવું પ્રભુજી પાસે;
જાહેર કરો સર્વ નિવાસે. જિનવર. ॥ ૭ ॥

હરણુગમેષી સુસ્વર ઘંટા બજાવે, સર્વ વૈમાને શબ્દ પ્રસરીરે જાવે;
કેવળ ખુશાલી કહાવે. જિનવર. ॥ ૮ ॥
છદમસ્થપણું જેનું સર્વ ગયું છે, જગત પ્રભુજીને કેવળ થયું છે,
ઇંદ્ર મન રીઝી રહ્યું છે. જિનવર. ॥ ૯ ॥
પુરણુ પ્રમોદ ઇંદ્ર ઉરમાં ધારી, દેવદેવી સંગે કરે તૈયારી;
પ્રભુ પ્રત્યે ભક્તિ છે ભારી. જિનવર. ॥ ૧૦ ॥
દિવ્ય વૈમાને બેસે હર્ષની સાથે, સર્વ રિદ્ધિ લીધી નિજ સંગાથે;
વૈમાન ચલાવ્યું સુરનાથે. જિનવર. ॥ ૧૧ ॥
વૈમાન ગતિ થતાં શીઘ્ર આકાશે, ગગન છાવી રહ્યું દિવ્ય પ્રકાશે;
આવ્યું જંભીક ગામ પાસે. જિનવર. ॥ ૧૨ ॥
પાલક વૈમાન છે વિસ્મયકારી, પ્રસરી પ્રભા દશદિશામાં ભારી;
ઇંદ્ર ઉતર્યા સપરિવારી. જિનવર. ॥ ૧૩ ॥
હજારોગમે સામાનિક છે સંગે, ભવ્ય ભૂષણુ ઝળકે ઇંદ્રને અંગે;
આવી ઇંદ્રાણીઓ ઉમંગે. જિનવર. ॥ ૧૪ ॥
પ્રભુ ગુણો જેના અંતરમાં ભાવ્યા, સર્વ આગળ ચાલી ઇંદ્ર ત્યાં આવ્યા;
નિજ અંગ પ્રભુને નમાવ્યા. જિનવર. ॥ ૧૫ ॥
લળી લળી ઇંદ્ર નમન કરે છે, હૃદયથી હર્ષનાં ઝરણાં ઝરે છે;
દર્શનથી નેત્ર ઠરે છે. જિનવર. ॥ ૧૬ ॥
ઇંદ્ર પરિવાર પ્રભુને નમે છે, જોતાં પ્રભુજીનાં દર્શન ગમે છે;
ભવતાપ જેથી શમે છે. જિનવર. ॥ ૧૭ ॥
સ્તુતિ રૂપે વાણી ઇંદ્રે ઉચ્ચારી, તમે તર્યા લેજો અમનેરે તારી;
જિનવર છો જયકારી. જિનવર. ॥ ૧૮ ॥
અનંતજ્ઞાની તમે અનંતને જાણો, રાગ કે રીસને અંતર ન આણો;
સ્વપરસ્થિતિ પહીચાણો. જિનવર. ॥ ૧૯ ॥

શક્ર ઇંદ્ર એમ ગુણગ્રામ કરતા, ત્રેસઠ ઇંદ્રો આવ્યા હર્ષજ ધરતા;
અન્યોઅન્યના ચિત્ત હરતા. જિનવર. ॥ ૨૦ ॥
સમોસરણ રચ્યું સુરવરે ભારી, દેવદેવી મળ્યા અપરંપારી;
વાંદે વીરને હર્ષ ધારી. જિનવર. ॥ ૨૧ ॥
ચોથો પ્રહર હતો દિવસનો જ્યારે, કેવળ થયું છે પ્રભુજીને ત્યારે;
મનુષ્યો હાજર ન તે વારે. જિનવર. ॥ ૨૨ ॥
સુર પુરંદર અસુરના ઇંદા, આવી બેઠા તિહાં સૂર્યને ચંદા;
બીરાજે જીહાં જીણુંદા. જિનવર. ॥ ૨૩ ॥
પાંત્રિશ વાણીએ દેશના દીધી, સુણતાં થાયે ખરે આત્મની સિદ્ધિ;
અમૃત પ્રસાદી તે પીધી. જિનવર. ॥ ૨૪ ॥
સુરાસુરે સુણી પ્રભુની વાણી, સત્ય ભાવે શ્રદ્ધા ઉરમાં આણી;
થયા ન કોઈ પચ્ચખાણી. જિનવર. ॥ ૨૫ ॥
ઇંદ્રાદિ દેવોએ વંદન કરીને, ઉત્સવ કીધો તિહાં હર્ષ ધરીને;
મળે ન સમય ફરીને. જિનવર. ॥ ૨૬ ॥
સર્વ ઇંદ્રો ત્યાંથી નંદીસર આવ્યા, નિજ પરિવાર સંગે તે લાવ્યા;
ઉત્સવ કરી સધાવ્યા. જિનવર. ॥ ૨૭ ॥
આંબાજી મુનિ કહે ઉલટ આણી, પીશતાલીશમી ઢાળ સુણીને પ્રાણી;
પામજો શિવસુખખાણી. જિનવર. ॥ ૨૮ ॥

## ॥ દોહરા ॥

પ્રભાત થતાં પ્રભુજીએ, કીધો ત્યાંથી વિહાર;
વિચરતા વીર આવીયા, પાવાપુરની બહાર. ॥ ૧ ॥

### અગીયાર ગણધરોનાં નામ

પાવાપુર રળીયામણું, શોભા અપરંપાર;
પૂર્વ પુન્યના યોગથી, સુખીયા છે નરનાર. ॥ ૨ ॥

સોમલ નામે ત્યાં કણે, વિપ્ર વસે ધનવંત;
યજ્ઞારંભ્યો આંગણે, હર્ષ ધરી અત્યંત. ॥ ૩ ॥
આમંત્રણ સોમલતણે, શણુગારી નિજ અંગ;
અનેક વિપ્રો આવીયા, યજ્ઞ તણેજ પ્રસંગ. ॥ ૪ ॥
ગોબર નામે ગામ છે, મગધ દેશ મોઝાર;
વસુભૂતિ ત્યાં વિપ્ર છે, ગુણ સ્તવે નરનાર. ॥ ૫ ॥
સઘળે ખ્યાતિ પામીયો, બળ બુદ્ધિ ભંડાર;
ગૌતમ ગોત્રીને ઘરે, પૃથ્વી નામે નાર. ॥ ૬ ॥
તેને ત્રણ પુત્રો થયા, પામ્યા છે બહુ રૂપ;
[૧]ઇંદ્રભૂતિ [૨]અગ્નિભૂતિ, [૩]વાયુભૂતિ અનુપ. ॥ ૭ ॥
કોલ્લાગ નામે પુરમાં, ધનુર્મિત્ર છે નામ;
તેમ જ વિપ્ર ધમીલ તે, નિવાસી એક જ ગામ. ॥ ૮ ॥
ધનુર્મિત્રને [૪]વ્યક્ત છે, અંગજ એક પ્રધાન;
ધમીલને પણ પુત્ર છે, [૫]સુધર્મ ગુણ નિધાન. ॥ ૯ ॥
મૌર્ય ગામે ધનદેવને, [૬]મંડીક નામે પુત;
તેમ જ ત્યાં મૌર્ય વિપ્રને, મૌર્ય [૭]નામે છે સુત. ॥ ૧૦ ॥
વિસળા નામે પુરમાં, દેવદ્ધિજનું નામ;
તેને સુત છે શોભતો, [૮]અકંપીત અભિરામ. ॥ ૧૧ ॥
તેમ જ કોશલપુરમાં, છે વસુ વિપ્ર વિખ્યાત;
[૯]અચળ ભ્રાત એ વિપ્રનો, છે અંગજ પ્રખ્યાત. ॥ ૧૨ ॥
તુંગિક નામે ગામમાં, દત્ત નામે છે વિપ્ર;
તેનો સુત [૧૦]મેતાર્ય છે, મતિ પામ્યો જે શીઘ્ર. ॥ ૧૩ ॥

રાજગ્રહીમાં વિપ્રતણું, બળ એવું છે નામ;
તેનો સુત પ્રભાસ છે, સ્તુતિપાત્ર [સહુ ઠામ. ॥ ૧૪ ॥
વિપ્ર સુત એકાદશે, ભણ્યા શાસ્ત્રનો સાર;
ચારે વેદાદિ શાસ્ત્રનો, પામ્યા છે જે પાર. ॥ ૧૫ ॥
એકાદશ એ પંડિતો, બીજા વિપ્ર અનેક;
આવ્યા છે પાવાપુરી, સોમલને ત્યાં છેક. ॥ ૧૬ ॥
ઇંદ્રભૂતિ દ્વિજરાજનું, ગૌતમ બીજું નામ;
પ્રસિદ્ધપણે પંકાય છે, ગૌતમ ગામોગામ. ॥ ૧૭ ॥
સોમલઆદિ બ્રાહ્મણો, ગૌતમના ગુણ ગાય;
પૂર્ણ પ્રભુતા સર્વમાં, ગૌતમની જ ગણાય. ॥ ૧૮ ॥
અગ્નિ અને વાયુભૂતિ, છે ગૌતમના ભ્રાત;
હાજર થયા છે યજ્ઞમાં, અષ્ટ પંડિત પ્રખ્યાત. ॥ ૧૯ ॥
સહસ્રગમે ત્યાં બ્રાહ્મણો, આવ્યા ધરી ઉમંગ;
મિષ્ટાન્નાદિ ભોજનો, જમ્યા સોમલની સંગ. ॥ ૨૦ ॥
ફળફુલના ઢગલા કર્યા, રોપ્યા કદલી સ્થંભ;
અગ્નિ પ્રજાળી કુંડમાં, જોતાં થાય અચંબ. ॥ ૨૧ ॥
અશ્વઆદિ જીવો ઘણા, બાંધ્યા છે તે સ્થાન;
હોમીશું એ અગ્નિમાં, એવું જેનું જ્ઞાન. ॥ ૨૨ ॥
કર્મકાંડ છે વેદમાં, કહી ત્યાં યજ્ઞની રીત;
હોમ કરવા ગૌતમ કહે, પુર્ણ ધરીને પ્રીત. ॥ ૨૩ ॥
સંખ્યાબંધ વિપ્રો મળી, ભણે વેદના પાઠ;
બની રહ્યો તે સ્થાનમાં, જોવા જેવો ઠાઠ. ॥ ૨૪ ॥
યજ્ઞ તણા તે કુંડમાં, કિંશુક સમ અંગાર;
જાજ્વલ્યમાન અગ્નિ બની, ભસ્મતણા કરનાર. ॥ ૨૫ ॥

ગૌતમને વચને કરી, વેદવાણી અનુસાર;
હોમી દેવા અશ્વને, થયા વિપ્ર તૈયાર. ॥ ૨૬ ॥

તેજ સમે આકાશમાં, દીઠાં દેવ વિમાન;
પ્રભુ દર્શને સુરવરો, આવે છે શ્રીમાન. ॥ ૨૭ ॥

જ્યોત બધે ઝળકી રહી, દિવ્ય દિસે આકાશ;
વૈમાનો વિલોકતાં, થયો અતિ ઉલ્લાસ. ॥ ૨૮ ॥

પ્રગટપણે ગૌતમ કહે, સુણજો વિપ્ર સમાજ;
દેવો પણ આ યજ્ઞમાં, આવે છે અહિં આજ. ॥ ૨૯ ॥

સફળ યજ્ઞ આજે થયો, આવે દેવ સુજાણ;
અહો પવિત્રતા યજ્ઞની, ઉચ્ચરે ગૌતમ વાણ. ॥ ૩૦ ॥

વૈમાનો તે દેવના, તુર્ત જ થયા પસાર;
ઝુકાવ્યાં આકાશમાં, પાવાપુરની બહાર. ॥ ૩૧ ॥

ગર્વ કરી ગૌતમ કહે, યજ્ઞ તજીને દૂર;
અન્ય સ્થળે ચાલ્યા ગયા, ભૂલ્યા છે એ સુર; ॥ ૩૨ ॥

વૈમાનોથી ઉતર્યા, દેવો થતાં સનૂર;
વંદન કરતાં વીરને, વિકસ્યા જેના ઉર. ॥ ૩૩ ॥

સમોસરણ સુરે રચ્યું, જોતાં વિસ્મયકાર;
ત્રિગડો ગઢ ફરતો રચી, પોલ રચી છે ચાર. ॥ ૩૪ ॥

રત્નજડીત્ર સિંહાસને, બીરાજ્યા શ્રી ભગવંત;
દર્શનાતુર થઈ આવીયા, વિદ્યાધર મતિવંત. ॥ ૩૫ ॥

સ્વર્ગ મૃત્યુ પાતાળના, સુરાસુરોના વૃંદ;
બેઠા પ્રભુની આગળે, વ્યાપ્યો હર્ષ જ કંદ. ॥ ૩૬ ॥

તરૂણ સુંદરીયો પુરની, શોભાવી નિજ કાય;
પુરપંથે ટોળે મળી, જળ ભરવાને જાય. ॥ ૩૭ ॥

આવી જોતાં બાહિરે, ચકીત થયાં છે ચિત્ત;
સમોસરણ શોભી રહ્યું, પેખી અપૂર્વ સ્થિત. ॥ ૩૮ ॥

## ભગવંતના ચોત્રીશ અતિશયો

## ઢાળ છેતાલીશમી

( રાગ–સોનલા ઈંઢાણી રૂપા બેડલુંરે લોલ. )

પંનીહારી કહે છે હર્ષે ભરીરે લોલ, ઇહાં બીરાજ્યા છે ભગવંતજો;
પ્રભું વંદન કાજે સુરો આવીયારે લોલ, તેના વૈમાનો તે ઝળકંતજો.
કહું અતિશયો અરિહંતનારે લોલ. એ–ટેક. ॥ ૧ ॥

પ્રથમ ગઢ દીસે છે રૂપા તણોરે લોલ, સૂવર્ણ કાંગરા શોભે પ્રખ્યાતજો;
બીજો ગઢ દીપે છે સોના તણોરે લોલ, રત્ન કાંગરાં છે વિવિધ જાતજો.
કહું. ॥ ૨ ॥

ત્રીજો રત્ન ગઢ રળીયામણોરે લો. જોતાં ચિત્ત તે સ્થિર થઈ જાયજો;
તેને મણી રત્નનાં છે કાંગરારે લો. જેનો ઉદ્યોત રહીયો છે છવાયજો.
કહું. ॥ ૩ ॥

ચારદિશિ દરવાજા છે દીપતારે લો. શુભ સોપાનતણી ઘણી હારજો;
તેની મધ્યે બીરાજે જિનવરારે લો. અતિશયો ચોત્રીશ ધરનારજો.
કહું. ॥ ૪ ॥

૧ રોગ લેપ રહિત દેહ જીનનોરે લો. પ્રથમ અતિશય મોઝારજો;
૨ લોહી માંસ શ્વેત જિનરાજનારે લો. બીજે જન્મ થકી નિરધારજો;
કહું. ॥ ૫ ॥

૩ નખ રોમ ન વધે અરિહંતનારે લો. એ ત્રીજો અતિશય સુખકારજો;
શ્વાસોશ્વાસ સુગંધી ભગવંતનીરે લો. ચોથો અતિશય મનોહારજો.
કહું. ॥ ૬ ॥

[૫]આહારનિહારદેખેનહિજિનનારેલો. પાંચમોઅતિશયપહીચાણજો;
[૬]છઠ્ઠે ધર્મ ચક્ર ગગને ચળેરે લો. જ્યાં જ્યાં વિચરે જીનેશર ભાણજો.
કહું. ॥ ૭ ॥

[૭]દિવ્ય છત્ર ગગને દિસે સાતમેરે લો. [૮]અષ્ટમે યુગ્મ ચામર વિંજાયજો;
પ્રભુ નવમે બીરાજે [૯]સિંહાસનેરે લો. ઉંચે ધરતી થકી દેખાયજો.
કહું. ॥ ૮ ॥

દશમે [૧૦]ઈંદ્ર ધ્વજ પ્રભુ ઉપરેરે લો. લ્હેકે સહસ્રધ્વજા પરિવારજો;
જોતાં જગત તણા તે માનવીરે લો. કરે મિથ્યા મત પરિહારજો.
કહું. ॥ ૯ ॥

એકાદશમે [૧૧]અશોક તરૂ થાયછેરે લો. પ્રભુ ઉપરે આકાશે છવાયજો;
દ્વાદશમે [૧૨]ભામંડલ દીપતુંરે લો. પ્રકાશનિશા મધ્યે ત્યાં થાયજો.
કહું. ॥ ૧૦ ॥

ત્રયોદશમે રમ્ય થાય [૧૩]ભૂમિકારે લો. ચૌદમે [૧૪]કંટક પડે અધોમુખજો;
પંચ દશમે [૧૫]ઋતુ ભલી ભાતનીરે લો. થતાં પામે જગતજન સુખજો,
કહું. ॥ ૧૧ ॥

સંવર્ત [૧૬]પવન પૂંજે ભૂભાગનેરે લો. સોળમે એક જોજન પ્રમાણજો;
વરસે [૧૭]સુગંધી નીર ત્યાં કણેરે લો. તે સતરમો અતિશય જાણજો.
કહું. ॥ ૧૨ ॥

[૧૮]અચેત પુષ્પો વર્ષે પંચરંગનારે લો. અષ્ટાદશમો અતિશય ધારજો.
અમનોજ્ઞ [૧૯]વર્ણાદિ ક્ષયતા લ્હેરે લો. એ ઓગણીશમો નિરધારજો.
કહું. ॥ ૧૩ ॥

[20] સુગાલ વર્તે અતિશયવિશમેરે લો. [21] વાણી જોજન પ્રમાણે સંભળાયજો;
[22] અર્ધ માગધી વદે બાવિશમેરે લો. [23] પ્રભુ ભાષા સર્વે સમજી જાયજો.
કહું. ॥ ૧૪ ॥

[24] વૈર વિરોધ શમે ચોવિશમેરે લો. [25] પચીશમે આવ્યા નમે સૌ લોકજો;
કોઇ [26] ઉત્તર દેવાને સમર્થ છે નહિરે લો. [27] સો કોસમાં આવે ન ઇતિ
થોકજો. કહું. ॥ ૧૫ ॥

[28] અઠયાવીશમે રોગાદિ સર્વે ટળેરે લો. [29] વળી સ્વચક્ર ભય ટળી જાયજો;
[30] પરચક્ર ભય ટળે ત્રિશમેરે લો. [31] વર્ષા વૃષ્ટિ અતિશે ન થાયજો.
કહું. ॥ ૧૬ ॥

બત્રીશમે [32] અલ્પજળવરસે નહિરે લો. તેત્રીશમે [33] કાળ પડે ન ત્યાંયજો;
[34] જુના રોગો ટળે ચોત્રીશમેરે લો. જઈ વિચરે જિહાં જિનરાયજો.
કહું. ॥ ૧૭ ॥

અતિશયો ભાંખ્યા ભગવંતનારે લો. સમવાયં સૂત્ર તણે અનુસારજો;
જે સુણશે ભણશે ભવી ભાવથીરે લો. તેઉ પામી જશે ભવ પારજો.
કહું. ॥ ૧૮ ॥

ગુરુદેવસી સ્વામીના પ્રતાપથીરે લો. મુનિ આંબાજીએ ધરી પ્રીતજો;
છેતાલીશમી રચી ઢાળ પોરમાંરે લો. જાણી વીર ચરિત્ર રૂડી રીતજો.
કહું. ॥ ૧૯ ॥

## ॥ દોહરા ॥

જળ ભરનારી નારીઓ, ગાતી પ્રભુના ગાન;
સફળ જન્મ ત્યારે થશે, કરશું દર્શન પાન. ॥ ૧ ॥
પરમ ભાવના ભાવતી, નિજ નિજ ગેહે જાય;
વીર વંદનને કારણે, સુંદરીયો સજ્જ થાય. ॥ ૨ ॥

કરે પ્રશંસા વીરની, પાવાપુરીના લોક;
સમોસરણમાં જાય છે, નરનારીના થોક. ॥ ૩ ॥

નદી તણા પુરની પરે, પ્રજા જાય એક દિશ;
જોતાં ગૌતમ ચિત્તમાં, પ્રગટ થઈ છે રીસ. ॥ ૪ ॥

માનવ તો ભૂલી ગયા, બળ બુદ્ધિના હિણ;
સુરો પણ ચાલ્યા ગયા, કરી મમ મહત્તા ક્ષિણ. ॥ ૫ ॥

સબળ કારણ શોધી કરી, જાણું સઘળો સાર;
યજ્ઞ ક્રિયા કરીશું પછી, ગૌતમ કરે વિચાર. ॥ ૬ ॥

ત્યાંતો તેણે સાંભળી, પ્રભુ ખ્યાતિ અત્યંત;
દેવાદિ વૃંદો મળ્યા, જ્યાં વિચરે ભગવંત. ॥ ૭ ॥

ઇંદ્રપુરી ઈંદ્ર જ તણી, લાજી સ્વર્ગે રહી;
સમોસરણ જોતાં થકાં, વિસ્મય રચના થઈ. ॥ ૮ ॥

સ્ફટિકને સિંહાસને, બેઠા થઈ ઉજમાળ;
જોતાં જેના રૂપને, ઝાંખા થાય દિગ્પાળ. ॥ ૯ ॥

અજબ વિભૂતિ વીરની, મનમનની કહેનાર;
એ જ્ઞાનીની આગળે, મલી પરિષદ બાર. ॥ ૧૦ ॥

થયું થશે ને થાય છે, ભૂત ભવિષ્ય વર્તમાન;
જાણી રહ્યા જીનરાજજી, એવું એનું જ્ઞાન. ॥ ૧૧ ॥

અનુભવી જનના મુખથી, ગૌતમ સુણતાં વાત;
વિદ્યા ગર્વ અંતર ધરી, વચણ વદે વિખ્યાત. ॥ ૧૨ ॥

સાગર જળ જોયા વિના, થયા કૂપમાં સ્થિર;
કૂપ તણા દદુરો કહે, કૂવા વિષે બહુ નીર. ॥ ૧૩ ॥

એ ન્યાયે અજ્ઞજ જનો, મિથ્યા કરે વખાણ;
સાગરસમ મુજ જ્ઞાનને, જાણે નહિ એ અજાણ. ॥ ૧૪ ॥

વેદાદિ સર્વ શાસ્ત્રનો, પામી ગયો છું પાર;
જીતું જઇ મહાવીરને, પૂછી પ્રશ્નો સાર. ॥ ૧૫ ॥
મારી વિદ્યા આગળે, મુકે સઘળા માન;
જીત્યા જગના પંડિતો, અચિંત્ય મારૂં જ્ઞાન. ॥ ૧૬ ॥

## शार्दुल

लाटाद्यं तरिता प्रवाद विजीता मौन्या श्रीतामालवाः
मुकत्वंमगधागतागतमदा गर्जंतिनो गुर्जराः
काश्मीराग्रणताः पलायनकराजातास्ति लंगोद्भवाः
सत्यं वच्मिसनास्ति योहि कुरुते वांदमयासांप्रतम. १

## ઉપલા છંદનો અર્થ

લાટદેશના પંડિતો, નાઠા મુજથી દૂર;
મૌન્ય થયા છે મુજથી, માલવ પંડિત પૂર. ॥ ૧૭ ॥
મગધ દેશના પંડિતો, ગાળ્યો તેનો ગર્વ;
ગુજરાતી પણ પંડિતો, ચૂપ થયા છે સર્વ. ॥ ૧૮ ॥
પ્રખર પ્રતાપી કાશીના, હાર્યા પંડિતરાજ;
તેમ જ તિલંગ દેશની, નાઠી પંડિત સમાજ. ॥ ૧૯ ॥
વિવિધ વિદ્યા મેળવી, જાણું શાસ્ત્ર સમસ્ત;
મુજની આગળ સર્વનાં, માન થયાં છે અસ્ત. ॥ ૨૦ ॥
તે રીતે મહાવીરનો, કરૂં પરાજય આજ;
સઘળા વિસ્મય પામશે, થશે ચિંતવ્યું કાજ. ॥ ૨૧ ॥
એમ સમજાવી સર્વને, સજ્જ તુર્ત તે થાય;
પંડિત લઇને પાંચશો, ગૌતમ પંથે જાય. ॥ ૨૨ ॥
આકાશે અવલોકીયા, વૈમાનોના ઠાઠ;
ગૌતમ મનમાં ચિંતવે, જોવા જેવો ઘાટ. ॥ ૨૩ ॥

પરવરીયા સહુ પંથમાં, આવ્યા પુરની બહાર;
દેખ્યું ત્યાં તો દીપતું, સમોસરણ સુખકાર. ॥ ૨૪ ॥

રૂપાગઢ રળીયામણો, જોતાં ઝાકઝમાળ;
સુવર્ણગઢ જોતાં થકાં, થયા અતિ ઉજમાળ. ॥ ૨૫ ॥

ત્રીજો ગઢ રત્ન જ તણો, ઝળકે જેની જ્યોત;
પડે પ્રભા દશ દિશમાં, થઇ રહ્યો ઉદ્યોત. ॥ ૨૬ ॥

પ્રથમ ગઢની પોળમાં, પેઠા ગૌતમરાય;
નજર કરી નિહાળતાં, વિસ્મય મનમાં થાય. ॥ ૨૭ ॥

ત્રિગડો ગઢ ત્રિલોકમાં, હશે નહિ કોઈ ઠામ;
ચશ્મ ઠરે છે દેખતાં, એવું એનું કામ. ॥ ૨૮ ॥

સહસ્ર ધ્વજ પરિવારથી, ઇંદ્ર ધ્વજ આકાશ;
લ્હેકે પ્રભુની ઉપરે, ચક્ર કરે ઉજાસ. ॥ ૨૯ ॥

દેખ્યા દેવી દેવતા, થયા અચંબાભૂત;
તે વેળા ત્યાં ઉતર્યા, ઇંદ્ર રૂપે અદ્દભૂત. ॥ ૩૦ ॥

મધ્યભાગે સિંહાસને, બેઠા છે જગદીશ;
નમન કરે મહાવીરને, પ્રથમ સ્વર્ગનો ઈશ. ॥ ૩૧ ॥

કાને કુંડલ ઝળકતા, કંઠે મુક્તામાળ;
મુગટ થકી અતિ દીપતો, સુર તણો પ્રતિપાળ. ॥ ૩૨ ॥

મુગટ જડ્યા મણીઓ તણી, કાંતિ અપરંપાર;
પ્રસરી છે ચૌદિશમાં, ચકિત થયાં જોનાર. ॥ ૩૩ ॥

હર્ષ ધરી અરિહંતને, પડી પડી લાગે પાય;
ભરી સભામાં સુરપતિ, ગુણ પ્રભુના ગાય. ॥ ૩૪ ॥

## ઢાળ સુડતાલીશમી

( રાગ—જગજીવન જગવાલ હો. )

જગ તજ્યો જિનરાજજી, બન્યા અતિશે શૂર લાલરે;
શમદમ સૈન્ય લઈ સામટું, કર્મ કીધાં ચકચૂર લાલરે.
જગ તજ્યો જિનરાજી.—એ ટેક. ॥ ૧ ॥

દેવ દાનવ તિર્યંચના, સહીયા અતિશે ત્રાસ લાલરે;
આતમ સ્થિરતા આદરી, ઘનઘાતી કીધા નાશ લા. જગત. ॥૨॥

લોકાલોક વિલોકી ગયા, થયા જગતના જાણ લાલરે;
તર્યાં તમે ભવ ઓઘને, વર્યા છો કેવળનાણ લા. જગત. ॥૩॥

ગુણ વર્ણવતા આપના, જુગ અનંતજો જાય લાલરે;
તેમ છતાં પ્રભુ ગુણનો, પાર નહિ જ પમાય લા. જગત. ॥૪॥

અકલકળા પ્રભુ આપની, કળી શકે નહિ કોય લાલરે;
ત્રણે કાળ તણી સ્થિતિને, સર્વ ભાવે રહ્યા જોય લા. જગત. ॥૫॥

સુરાસુરને સર્વે ઇંદ્રો, ઇચ્છે તે આપની સેવ લાલરે;
પરમ પ્રભુતા પામીયા, થયા સર્વોપરિ દેવ લા. જગત. ॥ ૬ ॥

આત્મ વિભૂતિ પ્રભુ આપની, જાણે સમદૃષ્ટિ જીવ લાલરે;
બીજે ત્રીજેને પન્નરે ભવે, આપે બની જાશે શિવ લા. જગત. ॥૭॥

સુડતાલીશમી ઢાળે વીરની, સ્તુતિ કીધી કરજોડ લાલરે;
કહે આંબાજી જોતાં ગૌતમે, અભિમાન દીધું છોડ લા. જગત. ॥૮॥

## ॥ દોહરા ॥

વિમાને ગગને સ્થાપીને, ઇંદ્રે વાંદ્યા વીર;
ગૌતમનું મન દેખતાં, થઇ ગયું છે સ્થિર. ॥ ૧ ॥

વિભૂતિ મહાવીરની, નજરે નિરખી આજ;
ગૌતમ મનમાં ચિંતવે, નમ્યા સ્વર્ગના રાજ. ॥ ૨ ॥

ઈંદ્રે મુખથી ઉચ્ચરી, પ્રગટ કીધા ગુણ ગ્રામ;
દિનકર સમ છે દીપતા, ત્રિજગમાં અભિરામ. ॥ ૩ ॥
ઝળહળતા સિંહાસને, બેઠા એ જિનરાય;
ધરતીથી ઉંચે રહે, આશ્ચર્ય મનમાં થાય. ॥ ૪ ॥
એના રૂપની આગળે, રતિપતિ કોણ માત્ર;
સર્વ થકી છે શોભતું, ધૈર્યવંતનું ગાત્ર. ॥ ૫ ॥
હરિહર કે બ્રહ્મા નથી, નથી દેવકી નંદ;
એનાથી છે શોભતા, મોહ્યા સુર નર વૃંદ. ॥ ૬ ॥
ભારતના ભૂમંડળે, જીતી સર્વ સમાજ;
જીત્યા એ જાશે નહિ, સર્વ તણા શિરતાજ. ॥ ૭ ॥
તેમ છતાં હિંમત ધરી, પૂછું ચિંતિત ભેદ;
જો મુજ શંકા ટાળશે, વાંદુ ધરી ઉમેદ. ॥ ૮ ॥
વેષ્ટિત પંડિત વૃંદથી, ભરી સભા મોઝાર;
આવ્યા વીરની આગળે, ગૌતમ ધરીને પ્યાર. ॥ ૯ ॥
છે ગૌતમને અંતરે, ચિંતિત સર્વ વિચારે;
પૂછ્યાની પહેલાં કહે, ત્રિજગ તારણહાર. ॥ ૧૦ ॥

## ઢાળ અડતાલીશમી

(રાગ—કુંથું જીન મનડું કિમ હિન બાજે.)

પ્રગટપણે વીરે વાણી પ્રકાશી, ગૌતમને જ બોલાવ્યા;
ગૌતમ ગોત્રી તમે અહો ગૌતમજી, અહિં ભલે આજ આવ્યા.
હો ગૌતમ જીવ શંકા મત આણો, શાસ્વત જીવ પ્રમાણો;
હો ગૌતમ જીવ શંકા મત આણો.—એ ટેક. ॥ ૧ ॥

ગૌતમના મનમાં રહેલી શંકા પ્રભુ કહે છે.

॥ श्लोक ॥

विज्ञानघन एवैतेभ्यो, भूतेभ्य समुत्थाय
तान्येवानु विनश्यति, प्रेत संज्ञा नास्तीतिमतः ॥ १ ॥

શંકર બ્રહ્માદિ દેવો જગતના, લીલા રહ્યા વિસ્તારી;
સર્વથી શ્રેષ્ઠ છે પ્રભુ તમારી, ત્યાગ રીતી તે ન્યારી. હો. ગૌ. ૧૧

અનંત જ્ઞાનીનો ભેટો રે થાતાં, તત્ત્વે અભિરૂચી જાગી;
શ્રીવીર સમીપ સંયમ લેવા, લગની ગૌતમને લાગી. હો. ગૌ. ૧૨

હોમી દેશો નહિ યજ્ઞના કુંડે, લેજ્યો પશુડાં ઉગારી;
આજ્ઞા કરી એવી સંબંધી જનને, ગૌતમ થયા વ્રતધારી. હો. ગૌ. ૧૩

પંડિત પાંચસો ગૌતમને રાગે, સંયમ તેઓએ લીધો;
શ્રીવીર પ્રભુજીએ ઈંદ્રભૂતિને, શિષ્ય મોટેરો કીધો. હો. ગૌ. ૧૪

સર્વ સભા સ્થાને વિસ્મય પામ્યા, ત્યાગ ગૌતમનો જાણી;
ઈંદ્ર સરખાએ સર્વ મુનિને, વાંદ્યા ઉલટ આણી. હો. ગૌ. ૧૫

---

ધર્મની નહિ ભુંસાય એવી ઉત્તમ છાપ મારી છે. વૈદિક ધર્મમાં અહિંસાને જે સ્થાન મળ્યું છે તે જૈનોના સંસર્ગને લીધે જ છે. અહિંસા ધર્મના સંપૂર્ણ શ્રેયના હકદાર જૈનો જ છે. અઢી હજાર વર્ષ પહેલાં વેદ વિધાયક યજ્ઞોમાં હજારો પશુઓનો વધ થતો હતો; પરંતુ ચોવિસો વર્ષ પહેલાં જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ જ્યારે જૈન ધર્મનો પુનરોદ્ધાર કર્યો ત્યારે તેના ઉપદેશથી લોકોનાં ચિત્ત અઘોર નિર્દય કર્મથી વિરક્ત થવા માંડયાં અને ધીમે ધીમે લોકોના ચિત્તમાં અહિંસાએ પોતાનો અધિકાર સ્થાપન કર્યો. આ સમયના વિચારશિલ વૈદિક વિદ્વાનોએ ધર્મની રક્ષાને લીધે પશુ હિંસા સર્વ બંધ કરી અને પોતાના ધર્મમાં અહિંસાને આદર પૂર્વક સ્થાન આપ્યું." વગેરે કહી અહિંસા પ્રણેતા જૈન ધર્મને બતાવ્યો છે. તા. ૩૦-૯-૧૯૦૪ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું ત્રીજું અધિવેશન સ્થળ વડોદરા.

* વસંત માસિકના અંકમાં પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ બી.એ. એલ એલ. બી. ના લેખમાંથી.

અડતાલીશમી ઢાળ રસીલી, રચી માગસર માસે;
મુનિ આંબાજી કહે પ્રભુ પ્રતાપે, ગૌતમ કેવળી થાશે. હો. ગૌ. ૧૬

## ॥ દોહરા ॥

શક્ર ઈંદ્ર રીઝયા ઘણું, રીઝી સકળ સમાજ;
ગૌતમ સરખા પંડિતે, સજ્યો ત્યાગી સાજ. ॥ ૧ ॥
યજ્ઞ સ્થાને અગ્નિભૂતિ, જુવે વીરની વાટ;
હજું બંધુ આવ્યા નહિ, તેથી થાય ઉચ્ચાટ. ॥ ૨ ॥
સર્વ જગતના પંડિતો, છે જીતનારા ભ્રાત;
કોઈ થકી જીતાય નહિ, નિશ્ચય છે એ વાત. ॥ ૩ ॥
તેમ છતાં ઈંદ્રજાળીએ, રચી માયાવી જાળ;
રોકી રાખ્યો ભ્રાતને, લહું તુર્ત સંભાળ. ॥ ૪ ॥
ચિંતવતાં ત્યાં આવીયો, વિપ્ર એક વિખ્યાત;
અગ્નિભૂતિ તેને કહે, કહો ભ્રાતની વાત. ॥ ૫ ॥
પ્રત્યુત્તરે વિપ્ર જ કહે, સુણજો પંડિત રાજ;
જીત્યા તમારા ભ્રાતને, ઈંદ્રજાળીએ આજ. ॥ ૬ ॥
દ્વિજ ચિન્હો છોડી કરી, સઘળા પંડિત સાથ;
શિષ્ય થયા મહાવીરના, જયેષ્ઠ તમારા ભ્રાત. ॥ ૭ ॥
સુણતાં ક્રોધે પ્રજવળ્યા, અગ્નિભૂતિ તે વાર;
ભ્રાત ભમાયા તેહથી, કંઈ ન કીધો વિચાર. ॥ ૮ ॥
વાર કરૂં મમ વીરની, મુકાવું તે વેશ;
અગ્નિભૂતિ કહે ગર્વથી, અંતર આણી દ્વેષ. ॥ ૯ ॥
પંડિત લઇને પાંચસો, ચાલ્યા પુરને પંથ;
આવી જોતાં બાહિરે, વિસ્મય થયા ધિમંત. ॥ ૧૦ ॥

અજબ વિભૂતિ આજ તો, વિલોકી એ સ્થાન;
અગ્નિભૂતિ મન ચિંતવે, મુકી સઘળું માન. ॥ ૧૧ ॥
ઝળહળતું આકાશમાં, સ્થાપી દિવ્ય વિમાન;
ઇંદ્ર સરિખા વીરનું, કરી રહ્યા સન્માન. ॥ ૧૨ ॥
લાખો દેવી દેવતા, મળ્યા માનવ વૃંદ;
એ જિનવરની આગળે, હું તો છું મતિમંદ. ॥ ૧૩ ॥
ગૌતમ સરખા ભ્રાતજી, સર્વ શાસ્ત્રના જાણ;
હાજર એની હજુરમાં, શિષ્ય બન્યા સુજાણ. ॥ ૧૪ ॥
ભાનુપેર આ ભૂતળે, તપી રહ્યું છે તેજ;
શોભે છે સિંહાસને, નજરે જોયા એજ. ॥ ૧૫ ॥
જન્મ ધરી મેં જગતમાં, ભાળ્યા નહિ રૂપવંત;
તે જોયા મેં આજ તો, રૂપાળા ભગવંત. ॥ ૧૬ ॥
એના અતિશય આગળે, રીઝી રહિયા સર્વ;
કોણ માત્ર હું માનવી, ગાળી નાખે ગર્વ. ॥ ૧૭ ॥
છે શંકા મુજ અંતરે, પૂછું જઇને પાસ;
શંકા નિવારણ જો કરે, તો વાંદુ હું ખાસ. ॥ ૧૮ ॥
કર્મ કર્મ સર્વે કહે, એ મોટી છે શંક;
જાણું પુછી વીરને, કરવા મન નિઃશંક. ॥ ૧૯ ॥
એમ વિમાસી અંતરે, પંડિતો સંગાથ;
આવ્યા વીરની આગળે, હિંમત ધરી મન સાથ. ॥ ૨૦ ॥
પ્રભુ કહે સંબોધીને, અગ્નિભૂતિ દ્વિજરાજ;
આવ્યા પ્રશ્નો પૂછવા, શંકા નિવારૂં આજ. ॥ ૨૧ ॥
કર્મ વસ્તુ એ કલ્પના, ચૈતન નહિ લેપાય;
અરૂપી સંગે રૂપીનો, સબંધ ક્યાંથી થાય. ॥ ૨૨ ॥

એ શંકા દૂરે તજો, કરીને દીર્ઘ વિચાર;
કર્મ વસ્તુ છે જગતમાં, શિવ સુખને હરનાર. ॥ ૨૩ ॥

અરૂપી આકાશમાં, રૂપી પુદગલ અનંત;
વ્યાપી રહ્યા બ્રહ્માંડમાં, સમજો એ સિદ્ધાંત. ॥ ૨૪ ॥

અનંતકાળથી કર્મમાં, લેપાયો છે જીવ;
રડવડીયો ચારે ગતિ, જીવ થયો નહિ શિવ. ॥ ૨૫ ॥

ગહન વિષય છે કર્મનો, પ્રબળ કર્મનું પુર;
કર્મ થકી હારી ગયા, માનવ તેમ જ સુર. ॥ ૨૬ ॥

અનંત ખજાના સુખના, ભર્યા આત્મની પાસ;
રૂંધ્યા કર્મજ વાદળે, જ્ઞાની જાણે ખાસ. ॥ ૨૭ ॥

અષ્ટાદશ પાપે કરી, અષ્ટ કર્મનો બંધ;
દુઃખનું કારણ એજ છે, જીવને કર્મ સબંધ. ॥ ૨૮ ॥

અનાદિ દુઃખનું મૂળ તે, સંયમથી દૂર થાય;
સતરે ભેદે પાળતાં, જન્મ મરણ ટળી જાય. ॥ ૨૯ ॥

મથન કર્યું મિથ્યાત્વનું, જાણી મનના ભાવ;
અગ્નિભૂતિ બુઝી ગયા, મળતાં ચિંતિત દાવ. ॥ ૩૦ ॥

વિનંતિ કરી વીરને કહે, થઈ મમ શંકા દૂર;
શિષ્યપણે સ્થાપો મને, ઉગે સમકિત સૂર. ॥ ૩૧ ॥

ચિંતામણી પામ્યા પછી, કંકર તજે સુજાણ;
તેમ જ દીક્ષા આદરૂં, ભેટયા જિનવર ભાણ. ॥ ૩૨ ॥

બુઝયા પંડિત પાંચસો, થયા સર્વ તૈયાર;
પ્રભુ પાસે સંયમ ધરી, થયા જૈન અણગાર. ॥ ૩૩ ॥

સુર નરને પુરંદરે, વાંદ્યા ધરીને પ્યાર;
શિષ્ય થતાં શ્રી વીરના, વર્ત્યો જયજયકાર. ॥ ૩૪ ॥

## નવગણધરોની શંકાનું સમાધાન.

## ઢાળ ઓગણપચાશમી

( રાગ-આદર જીવ ક્ષમા ગુણ આદર )

યજ્ઞમંડપમાં વાયુભૂતિ તે, ચિંતવે ચિત્ત મોઝારજી;
વંડીલ વીર તે ગૌતમ સરખા, થયા જૈન અણગારજી.
યજ્ઞમંડપમાં વાયુભૂતિ તે.-એ ટેક. ॥ ૧ ॥

સેની વારે ગયા છે અગ્નિભુતિ તે, હજુ આવ્યા નહિ વીરજી;
મિષ સબળ તેનું તુર્તજ શોધું, થવું નહિ અહિં સ્થિરજી.
યજ્ઞમંડપમાં. ॥ ૨ ॥

તેજ સમય તેણે વાત સુણી ત્યાં, છે મહાવીર મોટા ત્યાગીજી;
અગ્નિભૂતિ થયા મુનિ તે પાસે, અંતર થતાં વૈરાગીજી. યજ્ઞ. ૩

એવું સુણતાં તેણે નિશ્ચય કીધો, મનમાં વિસ્મય પામીજી;
બન્ને બંધવને શિષ્યો બનાવ્યા, સર્વજ્ઞ હશે વીર સ્વામીજી. યજ્ઞ. ૪

એમ અવધારી નિજ અંતરમાં, પંડિત પાંચસો સાથજી;
આવ્યા સમોસરણુ વાયુભૂતિ તે, બીરાજે જયાં જગનાથજી. યજ્ઞ. ૫

સમોસરણની શોભા નિહાળી, મનમાં વિસ્મય પામ્યાજી;
તેમ અતિશય જોતાં પ્રભુના, વીર ચરણે શિર નામ્યાજી. યજ્ઞ. ૬

નિજ અંતરમાં વાયુભૂતિને, શંકા છે એક મોટીજી;
જીવ કાયા તે જુદા ન જાણે, શ્રદ્ધા છે એ ખોટીજી. યજ્ઞ. ॥૭॥

જીવ કાયાને તમે એક ન જાણો, વાયુભૂતિને કહે વીરજી;
અવિનાશી છે જીવ અનાદિ, છે વિનાશવંત શરીરજી. યજ્ઞ. ॥૮॥

ધારણ કરે દેહ કર્મે કરીને, ચારે ગતિ તણા જીવજી;
ત્રોડે બંધન તે તપ સંયમથી, ત્યારે થશે જીવ શિવજી. યજ્ઞ. ॥૯॥

શંકા દૂર થતાં વીર વચનથી, વાયુભુતિ તેણી વારજી;
પાંચસો શિષ્યને લઇ સંગાથે, થયા જૈન અણુગારજી. યજ્ઞ. ॥૧૦॥

વાયુભૂતિ પણ ત્યાગી થયાની, વ્યકતે સુણી તે વાતજી;
પંડિત પાંચસો લઈ સંગાથે, વ્યક્ત આવ્યા સાક્ષાતજી. યજ્ઞ. ૧૧

વંદન કીધું તેણે વીર પ્રભુને, જોડી યુગ્મ જ હાથજી;
કુહે સંબોધી વ્યક્ત પંડિતને, ત્રણ જગતના નાથજી. યજ્ઞ. ॥૧૨॥

પંચ ભૂત તણી છે શંકા તમોને, નાસ્તિકતા એ ભારીજી;
વિજ્ઞાન ભરેલા હેતુ ન્યાયથી, શંકા દીધી નિવારીજી. યજ્ઞ. ॥૧૩॥

વીર વચન પર શ્રદ્ધા આણીને, પંડિત પાંચશો સંગજી;
પ્રભુ પાસે થયા વ્યક્ત મુનિ તે, લાગ્યો વૈરાગે રંગજી. યજ્ઞ. ૧૪

વ્યક્ત ત્યાગી થયાની વાત સુણીને, સુધર્મા થયા તૈયારજી;
પંડિત પાંચસો લઇ તે આવ્યા, સમોસરણુ મોઝારજી. યજ્ઞ ૧૫

શ્રી વીર પ્રભુને વંદન કરીને, ઉભા સન્મુખ ત્યાંયજી;
તેના મનોગત ભાવ નિહાળી, ઉચ્ચરે શ્રી જિનરાયજી. યજ્ઞ. ૧૬

જીવો જે જે વેદાદિ પામ્યા ગતિમાં, પુનઃ પામે તે જ સ્થિતજી;
એવી શંકા છે તુમ અંતરમાં, છે શ્રદ્ધા વિપરીતજી. યજ્ઞ. ॥૧૭॥

સ્પષ્ટીકરણુ તેનું કરી પ્રભુએ, શંકા દીધી તે ટાળીજી;
બુઝયા સુધર્મા પાંચસો સંગે, સંયમી થયા ગર્વ ગાળીજી. યજ્ઞ. ૧૮

તેમ આવ્યા વિપ્ર મંડીક નામે, સાડાત્રણુસો લઈ શિષ્યજી;
બંધ મોક્ષ તણી શંકા રે જાણી, બોલ્યા ત્રિજગ ઇશજી. યજ્ઞ. ૧૯

નિશ્ચય આત્મને બંધ થાય છે, કર્મ સંચે જે રીતજી;
ભવ ભ્રમણા થાય કર્મ કર્ત્તાને, છુટયે મોક્ષ અચિંતજી. યજ્ઞ. ૨૦

સંશય છેદાતાં મંડીકજીનો, ઉપજ્યો મન વૈરાગજી;
સર્વ પંડિતોને લઇ સંગાથે, કીધો સંસારનો ત્યાગજી. યજ્ઞ. ૨૧

મૌર્ય પુત્ર પણ આવ્યા પ્રભુપે, કહે તેને અરિહંતજી;
દેવ શંકા તમે દૂરે તજી દો, છે ઈંદ્રાદિ ઋદ્ધિવંતજી. યજ્ઞ. ॥૨૨॥

સુરાસુરના ઇંદ્ર ચોસઠ છે, અસંખ્ય છે પરિવારજી;
પ્રમાણભૂત છે જ્યોતિષ ચક્રાદિ, શંકા નહિ લગારજી. યજ્ઞ. ૨૩

આસ્તિક થયા તે વીર વચનથી, શંકા દીધી નિવારીજી;
સાડા ત્રણસો તે પંડિત સાથે, થયા પોતે અણગારજી. યજ્ઞ. ૨૪

અકંપીત આવ્યા તેમ પ્રભુ સમીપે, પંડિત ત્રણસો સાથજી;
નાસ્તિકતા તેની દૂરે તજાવા, કહે ત્રિજગનાથજી. યજ્ઞ ॥૨૫॥

સંશય તજી દો નારકી જીવોનો, છે નર્ક વિષે નિરધારજી;
જ્ઞાની વચન પર શ્રદ્ધા આણીને, જાણ્યો તત્વનો સારજી. યજ્ઞ. ૨૬

પ્રવર ત્યાગનો પંથ સ્વીકારી, ગ્રહવો સંયમ ભારજી;
ત્રણસો શિષ્યને લઈ સંગાથે, મુનિ થયા તે વારજી. યજ્ઞ. ૨૭

આવ્યા અચળ ભ્રાત સમોસરણમાં, બીરાજે જ્યાં જગનાથજી;
સંદેહ તજી દો પુણ્ય પાપનો, વીર કહે હિત લાયજી. યજ્ઞ. ૨૮

પ્રવર પ્રભુતા દિસે પુણ્યની, પુણ્યથી સુખીયાં લોકજી.
પુણ્ય વગરના જીવો જગતમાં, પામે દુઃખના થોકજી; યજ્ઞ. ૨૯

દીન બનીને ઘર ઘર ભમતા, સ્થિતિ પામ્યા કંગાલજી;
ફળ પહીચાણો પુણ્ય પાપના, કરી હૃદયમાં ખ્યાલજી. યજ્ઞ. ૩૦

જ્ઞાની પ્રભુના વચન સુણીને, બુઝયા અચળ ભ્રાતજી;
ત્રણસો પંડિતો લઈ સંગાથે, મુનિ થયા સાક્ષાતજી. યજ્ઞ. ૩૧

મેતાર્ય પંડિતે વાત સુણીને, આવ્યા પ્રભુની પાસજી;
પ્રભુ કહે તેના અંગત વિચારો, કરવા શંકાનો નાશજી. યજ્ઞ. ૩૨

જન્મ ધરે દેહ પંચ ભૂતથી, પ્રલય તેમાં થાયજી;
દેહ વિનાશે જીવ વિણશે, પરભવે કોણ જાયજી. યજ્ઞ. ॥૩૩॥

પરભવ છે નહિ તે કારણથી, એ શંકા મત આણોજી;
પ્રત્યક્ષ પણે આ દેવો વસે છે, તેથી સ્વર્ગ પહીચાણોજી. યજ્ઞ. ૩૪
પાપ કર્ત્તાને નરક નિશ્ચય છે, પ્રત્યક્ષ છે પ્રમાણજી;
સંશય છેદાતાં મુનિ થયા તે, ત્રણસો સંગે સુજાણજી. યજ્ઞ. ૩૫
પ્રભાસ પંડિતે તે એકાદશમા, આવ્યા ત્રણસો સાથજી;
ઉભા પ્રભુજીને નમન કરીને, જોડી યુગ્મજ હાથજી. યજ્ઞ. ૩૬
પ્રિય વચનથી કહે પ્રભુજી, મોક્ષ શંકા છે ખોટીજી;
અષ્ટ કર્મના બંધન છુટયેથી, શિવ પદવી છે મોટીજી. યજ્ઞ. ૩૭
જ્ઞાની વીરના વચન સુણીને, આસ્તિકતા ઉર આણીજી;
અણગાર થયા ત્યાં ત્રણસો સંગે, ભેટયા પ્રભુ વિનાણીજી. યજ્ઞ. ૩૮
મહાવ્રત લીધાં મહાવીર પાસે, થયા આરંભના ત્યાગીજી.
એકાદશ છે પંડિત મોટા, લગની વૈરાગે લાગીજી. યજ્ઞ. ॥૩૯॥
શ્રી વીર પ્રભુના શિષ્ય થયા તે, ચુમાલીસો વિપ્ર સંગજી;
દ્વિજ તણા સર્વે સ્વાંગ તજીને, મુનિવેશ સજ્યા સ્વઅંગજી.
યજ્ઞ. ॥૪૦॥

એકાદશે થયા ગૌતમ સરખા, ચૌદ પૂર્વીતે ભારીજી;
ગણધર થયા તે વીર પ્રભુના, એકાદશે જયકારીજી. યજ્ઞ. ૪૧
ઓગણપચાશમી એ ઢાળ સોઝારી, શંકા સર્વની ટાળીજી;
આંબાજી કહે પ્રભુ ભેટયાથી, ભવ બીજ દેશે બાળીજી. યજ્ઞ. ૪૨

## ॥ દોહરા ॥

પાવાપુરી જાતા હતા, દેવ તણા વૈમાન;
કોશંબીપુર ઉપરે, દીઠાં તે આસમાન. ॥ ૧ ॥
વીર પ્રભુ પાવાપુરી, સમોસર્યાં આવાર;
દર્શન કરવા જાય છે, દેવ તણો પરિવાર ॥ ૨ ॥

શ્રવણે સુણતાં વાતને, રીઝયા પુર નરનાર;
ચંદનાએ પણ સાંભળી, હર્ષ તણો નહિ પાર. ॥ ૩ ॥

દર્શનાતુર થઈ તે ક્ષણે, સતી ચંદના બાઇ;
પ્રભુ પાસે સંયમ ધરૂં, ક્ષણ લાખેણી જાય. ॥ ૪ ॥

અંતરની એ ભાવના, જાણી તેણી વાર;
ઇંદ્ર આદેશે દેવતા, આવ્યા પુર મોઝાર. ॥ ૫ ॥

નૃપાદિ પરિવારને, તેમ ચંદના બાળ;
સુરવર તેડી આવીયો, અંગે થઇ ઉજમાળ. ॥ ૬ ॥

નિરખી શ્રી અરિહંતને, રોમરોમ વિકસંત;
ચંદના તે વંદના કરે, વ્યાપ્યો હર્ષ અનંત. ॥ ૭ ॥

આજ જન્મ લેખે થયો, ભેટયા જિનવર ભાણ;
અહો વિભૂતિ વીરની, પામ્યા કેવળનાણ. ॥ ૮ ॥

દર્શનથી પ્રસન્ન થયું, ચંદન બાળા ચિત્ત;
વાણી સુણવા વીરની, ધરી રહ્યા સૌ પ્રીત. ॥ ૯ ॥

ભવભંજન ભગવંતજી, સમય સમયના જાણ;
ભવી જીવ તારણ કારણે, વદે સુધા સમવાણ. ॥ ૧૦ ॥

॥ श्लोक ॥

धर्मः कल्पद्रुमो लोके, धर्मश्चिंतामणी नृणामः
धर्मः कामदुधा धेनुं, धर्मः किंवा क्षयोनिधिः ॥ १ ॥

ધર્મ પરમ છે જગતમાં, ધર્મ સુખોની ખાણ;
ધર્મ થકી ચેતન લહે, પરમ પદ નિર્વાણ. ॥ ૧૧ ॥

ઉભય ભેદ છે ધર્મના, ગૃહસ્થીને અણગાર;
દ્વાદશ વ્રતો આદરે, એ શ્રાવક આચાર. ॥ ૧૨ ॥

પંચવ્રતો અણગારના, મોટા મેરૂ સમાન;
ત્રિયોગ શુદ્ધે પાળતા, મળશે મોક્ષ નિધાન. ॥ ૧૩ ॥

એકએકા મહાવ્રતની, ભલી ભાવના પંચ;
આરાધે તે મુનિવરો, કરી જ્ઞાનનો સંચ. ॥ ૧૪ ॥

બીજી ભાવના બાર છે, ગુણ નિષ્પન છે નામ;
અંતરથી આરાધતાં, મળે અવિચળ ધામ. ॥ ૧૫ ॥

ગત કાળે સંસારમાં, ભાવી ભાવના બાર;
તરી કરી ભવ ઓઘને, અનંત પામ્યા પાર. ॥ ૧૬ ॥

ચક્રવર્તી સમ રાજવી, ખટખંડ અધિરાજ;
સંયમ પંથે સંચર્યા, તજી મનોહર તાજ. ॥ ૧૭ ॥

અરિસાભુવન ભરતેશરૂ, ભાવી અનિત્ય ભાવ;
કેવળ કમળા પામીને, તાર્યા મોટા રાવ. ॥ ૧૮ ॥

કાયા ઉદારીક કામની, વિણસતાં નહિ વાર;
એ બોધે ત્યાગી થયા, ચક્રી સનંતકુમાર. ॥ ૧૯ ॥

## અશુચી ભાવનાથી ચક્રવર્તીને થયેલો વૈરાગ

## ઢાળ પચાશમી

(રાગ—હવે મને હરિ નામશું નેહ લાગ્યો.)

(તે આતમજી આજે જોગ મલ્યો.)

ખ્યાતિ કરી કહે સ્વર્ગનો રાજા, સનંત કુમાર રૂપવંતો;
લાગે અતિશે કંતોરે, સોભાગી સુણજો.
ચક્રીતણી બલીહારી, છે રૂપે રંગે વિસ્મયકારીરે;
સોભાગી સુણજો ચક્રીતણી બલીહારી.—એ ટેક. ॥ ૧ ॥

અરિહંત વિણ અન્ય ન પેખી, રૂપવંત તેવી કાયા;
સુણી પ્રશંસા ઈંદ્રના મુખથી, દેવો અતિ ઉલ્લસાયારે. સો. ૨

પ્રથમ સ્વર્ગથી દેવો બે આવ્યા, જોવા ચક્રી રૂપરિદ્ધિ;
વિપ્ર રૂપે આવ્યા રાજને દ્વારે, પ્રતિહારે વાત કીધીરે. સો. ૩

દીર્ઘ પંથ કાપી વિપ્ર બે આવ્યા, જોવા વપુની વિભૂતિ;
એવું સુણી તુર્ત પાસે બોલાવ્યા, કરતો સ્વરૂપની સ્તુતિરે. સો. ૪

આવી જોતાં દેવો વિસ્મય પામ્યા, લગની અંતરથી લાગી;
અહો અહો રૂપ રાજા તમારૂં, તમે મોટા બડભાગીરે. સો. ૫

આપ રૂપતણી કરે પ્રશંસા, પ્રથમ સ્વર્ગના રાજા;
તેવા તમે છો રાણા રૂપાળા, વાજે કીર્તિ વાજાંરે. સો. ॥૬॥

સુણી પ્રશંસા દેવો સમીપે, ગર્વ કીધો મનમાંહી;
ઈંદ્ર સરખા પણ કરે પ્રશંસા, મુજસમો નહિ ક્યાંયરે. સો. ૭

ગર્વ કરી કહે સુર પ્રત્યે રાજા, મળે ભરી મુજ કાયા;
સુગંધી જળે વિલેપન કરીને, હજુ નથી અમે ન્હાયારે. સો. ૮

સ્નાન કરી જ્યારે શણગાર સજાું, છત્ર ધરાવું હું શિરે;
બેસું સભામાં જઈ સિંહાસને, જોજો રૂપ આવી ત્યારેરે. સો. ૯

એમ કહી નરવર ન્હાવાને બેઠા, દેવો ગયા બેહુ બ્હારે;
મંજન કરી ભારે ભૂષણ પહેર્યા, ગયા સભામાં જ્યારેરે. સો. ૧૦

રૂપતણો નૃપે ગર્વ કરીને, દેવોને તુર્ત તેડાવ્યા;
આવી જોતાં તેઓ ચક્રીની કાયા, શિર ધુણાવી ઝંખવાયારે. સો. ૧૧

ચક્રી કહે ભવ્ય ભાળી વિભૂતી, શોભાતણી નહિ ખામી;
તેમ છતાં શાને શિર ધુણાવો, હર્ષ ઉર્મી સર્વે વામીરે. સો. ૧૨

પ્રત્યુત્તરે કહે નિઃશ્વાસ નાખી, રૂપ રંગ ગયા નાશી;
કાયા ઉદારીક આપની અંતે, વ્યાપી છે રોગ નીરાશીરે, સો. ૧૩

કંચન સ્થાલમાં તંબોળ ચાવી, નખાવ્યું જેણી વારે;
ખદબદ ખદબદ કીટક કરતા, દેખ્યા રાજાએ ત્યારેરે. સો. ૧૪

કાયા ઉદારીક કારમી જાણી, વૈરાગ્ય અંતરે આણ્યો;
સંયમી થયા તુર્ત રાજ તજીને, ખારો સંસારને જાણ્યોરે. સો. ૧૫
ઉગ્ર પંથે ચડી કર્મોને કાપ્યા, ભવ બીજ દીધાં બાળી;
કહે આંબાજી ધન્ય ચક્રવર્તી તે, મોક્ષ પામ્યા દીક્ષા પાળીરે. સો. ૧૬

## ॥ દોહરા ॥

સાર જગતમાં છે નહિ, જોતાં આ સંસાર;
સંયમ સાર સંસારમાં, ભવજળ તારણહાર. ॥ ૧ ॥
તર્યા તરે તરશે વળી, સંયમના ધરનાર;
ત્યાગ ધર્મની મુખ્યતા, કહી સભા મોઝાર. ॥ ૨ ॥
મીસરીથી મીઠી ઘણી, કહે સુરનો રાજ;
એ વાણી શ્રવણે સુણી, રીઝી સર્વ સમાજ. ॥ ૩ ॥
વંદન કરીને ચંદના, કહે પ્રભુજી પાસ;
મહાવ્રત અર્પો મુજને, છુટું ભવનો પાશ. ॥ ૪ ॥
વૈરાગી થઈ ચંદના, જાણી તેણીવાર;
રાજકન્યા સંગે ઘણી, તે પણ થઇ તૈયાર. ॥ ૫ ॥
પ્રધાન શેઠ સેનાપતિ, ગાથાપતિ ગુણવંત;
કન્યાઓ તેઓ તણી, ધરી વૈરાગે ખંત. ॥ ૬ ॥
કરજોડી શિર નામતી, પડી પડી લાગે પાય;
વીર પ્રભુની આગળે, સંયમવંતા થાય. ॥ ૭ ॥
સહુસંગસે સાધુ થયા, થતાં સત્યની શોધ;
થયા હજારો સાધ્વી, સુણી પ્રભુનો બોધ. ॥ ૮ ॥
સાધ્વીઓના વૃંદમાં, રૂપ ગુણે છે શ્રેષ્ઠ;
ચંદનાને પ્રભુજીએ, પદ અર્પ્યું ત્યાં જ્યેષ્ઠ. ॥ ૯ ॥

શ્રાવકપણું સ્વીકારીને, થયા વ્રતો ધરનાર;
ચાર તીર્થ સ્થાપી કરી, કીધો ઘણો ઉપકાર. ॥ ૧૦ ॥

તીર્થ સ્થાપે તીર્થંકરો, કરે જગત ઉદ્ધાર;
તે કારણ જન જાણજો, નામ ગુણાનુસાર. ॥ ૧૧ ॥

ભક્ત ભલો ભગવંતનો, અસંખ્ય સુરનો નાથ;
વંદન કરી કહે વીરને, જોડી યુગ્મ જ હાથ. ॥ ૧૨ ॥

જન્મ જરા ને મરણથી, મુક્ત તમે જિનરાજ;
સંભળાવી સદબોધને, કીધા કૃતાર્થ આજ. ॥ ૧૩ ॥

## ઢાળ એકાવનમી

(રાગ–માઢ.)

લીધી જન્મની લ્હાણ, જગતમાં લીધી જન્મની લ્હાણ;
ભેટયા જિનવર ભાણ, જગતમાં લીધી જન્મની લ્હાણ.
ભેટયા જિનવર ભાણ.–એ ટેક.

અધોમૃત્યુ ને સુરવર ભુવને, મળે નહિ કોઈ સ્થાન;
જડ ચૈતનનું ભાન કરાવે, અર્પ્યું એવું જ્ઞાન. જગત. ॥ ૧ ॥

મેલ અનાદિ મિથ્યામતનો, છુટે નહિ કોઇ રીત;
સુધાવાણીનું સ્નાન કરાવી, નિર્મળ કીધાં ચિત્ત. જગત. ॥૨॥

હોમ હવનની હિંસક ક્રિયા, કરતા ધર્મને કાજ;
ગૌતમ સરખા વિપ્ર હજારો, મુનિ બનાવ્યા આજ. જગત. ॥૩॥

ચંદના સરિખા રાજ કન્યાઓ, તાર્યાં બહુ નરનાર;
તમે ચતુર્વિધ તીર્થો સ્થાપી, વર્તાવ્યો જયકાર. જગત. ॥૪॥

ગુણગ્રામ કરી ત્યાં વીર પ્રભુના, ઈંદ્રાદિક પરિવાર;
વંદન કરી તે સ્વર્ગે ચાલ્યા, વિસ્મય થયા જોનાર. જગત. ॥૫॥

એકાવનમી ઢાળે વીર પ્રભુએ, સ્થાપ્યાં તીર્થો ચાર;
આંબાજી મુનિ કહે પાવાપુરથી, વીરે કીધો વિહાર. જગત. ॥૬॥

## ચાર તીર્થને સ્થાપીને પ્રભુએ કરેલો વિહાર.

### ॥ દોહરા ॥

ગૌતમઆદિ ગણધરો, સંગે બહુ પરિવાર;
વીર પ્રભુજી સંચર્યા, કરતા ઉગ્ર વિહાર. ॥ ૧ ॥

ગામ નગર ને પુરપ્રતિ, જ્યાં જ્યાં જિનવર જાય;
ઉપકાર અતિશે ધર્મનો, મહીમંડળપર થાય. ॥ ૨ ॥

ચંદનબાળા મહા સતી, લઈ શિષ્યા પરિવાર;
વીર વચનને અનુસરી, જન પદ કરે વિહાર. ॥ ૩ ॥

મગધ દેશનો મહીપતિ; નામે શ્રેણીકરાય;
પ્રતાપવંત તે ભૂપતિ, મહીમંડળ પંકાય. ॥ ૪ ॥

અંગ મગધ બે દેશનું, છે શ્રેણીકનું રાજ.
રાજકુટુંબ છે દીપતું, સુખણી પુર સમાજ. ॥ ૫ ॥

રાજગ્રહી નગરી વિષે, ઋદ્ધિ અપરંપાર;
રાણી છે શાણી ઘણી, શ્રેણીકને દરબાર. ॥ ૬ ॥

નંદા મોટી રાણીનો, કુંવર કાન્તિવંત;
અભય કુંવર છે દીપતો, રૂપ ગુણે અત્યંત. ॥ ૭ ॥

ચાર બુદ્ધિ એ સુતની, પામી છે વિસ્તાર;
પ્રધાનપણું તે રાજ્યનું, કરે અભયકુમાર. ॥ ૮ ॥

ચેટક કન્યા ચેલણા, છે શ્રેણીકની નાર;
બે કુંવર છે તેહના, કુરણીકવેલ કુમાર. ॥ ૯ ॥

કાલ્યાદિ દશ રાણીનું, તેના છે દશ પુત;
તેમ જ ધારિણી રાણીનો, મેઘકુંવર છે સુત. ॥ ૧૦ ॥

મગધપતિ શ્રેણીકની, વર્તે સુખકર સ્થિત;
અજ્ઞ દશાથી તેહને, હિંસામાં છે પ્રીત. ॥ ૧૧ ॥

શિકાર કરતાં એકદા, હણ્યા હરણીના પ્રાણ;
આયુષ્ય બંધ તેથી થયો, નરક વિષે નિર્માણ. ॥ ૧૨ ॥

સમદૃષ્ટિ સતી ચેલણા, દેતી બહુ દૃષ્ટાંત;
છતાં શ્રેણીક શ્રદ્ધે નહિ, જિનવરનો સિદ્ધાંત. ॥ ૧૩ ॥

એક દિવસ ભડ ભૂપતિ, હયવર પર થઇ સ્વાર;
પ્રાતઃકાળે નિજ પુરથી, નરવર નિકળ્યો બ્હાર. ॥ ૧૪ ॥

મંડીકુક્ષી નામે કરી, ઉપવન છે સુખકાર;
અતિરમ્ય છે ભૂમિકા, જોતાં મન હરનાર. ॥ ૧૫ ॥

નંદન વનની ઉપમા, બહુ સુંદર છે બાગ;
આવ્યો શ્રેણીક તેહમાં, લઇ અનુકુળ લાગ. ॥ ૧૬ ॥

તરૂવર તળે દીઠા તિહાં, ત્યાગી વેશે સંત;
જોતાં વિભૂતિ અંગની, ચકિત થાય ધિમંત. ॥ ૧૭ ॥

તુર્ત અશ્વથી ઉતર્યો, અંગે થઈ ઉજમાળ;
કરજોડી શિર નામતો, પૂછે છે ભૂપાળ. ॥ ૧૮ ॥

## ઢાળ બાવનમી

( રાગ—ધારણી મનાવેરે મેઘકુમારનેરે. )

અતિશે રૂપાળારે મુનિવર પેખીયારે, જોતાં ન નેત્ર ખેંચાય;
ક્ષિતિતળની માંહીરે હશે ઘણા સુંદરૂ રે, તુમ સમા નહિ ક્યાંય.
અતિશે રૂપાળા મુનિ પેખીયારે.—એ ટેક. ॥ ૧ ॥

સુખાકૃતિ જોતાંરે આનંદ અતિ ઉપજેરે, થયો હું વિસ્મયકાર;
ક્ષમા તણા તમેરે દિસો છો મહોદધિરે, નિર્લોભી અણગાર. અ. ૨

યુવાવયમાંહીરે સંયમ શાને આદર્યોરે, તજીને સર્વ સંયોગ;
કુમળી આ કાયારે દિસે મુનિ આપનીરે, ભોગ તણો છે જોગ. અ. ૩

નૃપ પ્રત્યે કહેરે મુનિવર તે ક્ષણેરે, સાંભળો શ્રેણીકરાય;
અનાથ હતો હું તો રે પૂર્વ સંસારમાંરે, કોઇ થયું નહિ સ્હાય. અ. ૪

એવું સુણી રાજારે મુનિ પ્રત્યે ઉચ્ચરેરે, થાઉં તમારો નાથ;
ઋતુ ઋતુ તણારે સુખો સંસારનારે, વિલશો બની સનાથ. અ. ૫

પ્રત્યુત્તરે કહેરે સુણી ભડ ભૂપતિરે, તમે પોતે છો અનાથ;
કેમ કરી થાશોરે નાથ તમે માહરારે, કહું સત્ય તણી સાથ. અ. ૬

અનાથપણું મારૂંરે સુણો તમે રાજવીરે, શંકા થાશે જેથી દૂર;
રિદ્ધિસિદ્ધિ ઘણીરે હતી મુજ મંદિરેરે, ભોગ હતા પરિપૂર. અ. ૭

એક દિન રાજારે આંખે વ્યથા ઉપનીરે, દુઃખ સહ્યું ના જાય;
રાજવૈદો આવીરે ઉપાયો કીધા ઘણારે, ઉપશાંતિ ના થાય. અ. ૮

માતપિતા મારાંરે ઝૂરતા ભ્રાત બેનડીરે, સગા સ્નેહી વૃંદ;
મુંજ સંગે પરણીરે તરૂણ જે સુંદરીરે, કરતી હતી આક્રંદ. અ. ૯

લઇ શકયા નહિરે દુઃખ તેઓ માહરૂંરે, હતો હું તેથી અનાથ;
શાંતિ પામ્યો હું તો રે જિનવર ધર્મથીરે, લીધો મેં સંયમ સાથ.
અતિશે. ॥ ૧૦ ॥

જૈન ધર્મ વિનારે રાજન સંસારમાંરે, કોઇ નહિરે આધાર;
પરભવે પંથેરે શરણું એક જીવનેરે, ધર્મ તણું નિરધાર. અ. ૧૧

પ્રતિબોધ સુણીરે અનાથી મુનિ આગળેરે, થયો તે શ્રદ્ધાવંત;
તીર્થંકર ગોત્રરે તેણે ઉપરાજીયુંરે, દયા ધર્મે રાખી ખંત. અ. ૧૨

જૈન ધર્મ પામ્યોરે નૃપ મુનિ આગળેરે, અંતઃપુર પરિવાર;
બાવનમી ઢાળરે રચી છે આંબાજીએ, સૂત્ર તણે અનુસાર; આ. ૧૩

## ॥ દોહરા ॥

મગધપતિ શ્રેણીકને, ભેટયા જે નિગ્રંથ;
સર્વજ્ઞ પદ પામી કરી, પામ્યા ભવનો અંત. ॥ ૧ ॥
મુનિ અનાથી આગળે, સમકિત પામ્યો રાય;
રાણી કુંવર કુંવરી, સહુને ધર્મ સુહાય. ॥ ૨ ॥

## મેઘકુંવરનો અધિકાર

તે કાળે ને તે સમે, કરતા પ્રભુ વિહાર;
રાજ ગ્રહી બિરાજ્યા, ઉપવનની મોઝાર. ॥ ૩ ॥
ખબર પડી પુર લોકને, આવ્યા શ્રી અરિહંત;
વીર વંદનને કારણે, જાય ધરી મન ખંત. ॥ ૪ ॥
શ્રેણીક શ્રદ્ધાવંતને, ખબર મળી તે ખાસ;
દળબળ લઇને સંચર્યો, જાય પ્રભુજી પાસ. ॥ ૫ ॥
હાથી ને ઘોડા ઘણા, સહસગમે છે સ્વાર;
ફોજ ચાલી પુર પંથમાં, પ્રજા અપરંપાર. ॥ ૬ ॥
મોટા મોટા શબ્દથી, ગાજે છે એ પુર;
મેઘકુંવર વિનોદમાં, રહે સ્વ અંતઃપુર. ॥ ૭ ॥
રાજકન્યા રળીયામણી, એ પરણ્યો છે આઠ;
સર્વ સંયોગો સુખના, પૂર્વ પુણ્યના ઠાઠ. ॥ ૮ ॥
સ્વર્ગ ભુવનની ઉપમા, એવા છે આવાસ;
મેઘકુંવરના માળીયા, છે રસ્તાની પાસ. ॥ ૯ ॥
અંગજ ધારણી રાણીનો, કુંવર કાંતિવંત;
શબ્દ સુણીને પંથમાં, નિરખે ધરીને ખંત. ॥ ૧૦ ॥
કુંવર કહે સેવક ભણી, મળી મોટો સમુદાય;
એક દિશિ સહુ સંચર્યા, શું કારણ તે જાય. ॥ ૧૧ ॥

પ્રત્યુત્તરે વળતો કહે, અલ્પ કરી વિસ્તાર;
વીર વંદન સહુ જાય છે, સજીને શણગાર. ॥ ૧૨ ॥

તે જાણીને તુર્તમાં, સજ્જ થયા કુમાર;
રથપર બેસી જાય છે, સમોસરણ મોઝાર. ॥ ૧૩ ॥

સહસ્ત્ર ધ્વજા પરિવારથી, ઇંદ્ર ધ્વજ આકાશ;
લ્હેકે પ્રભુની ઉપરે, ચક્ર કરે ઉજાસ. ॥ ૧૪ ॥

અતિશયો અરિહંતના, જોતાં વિસ્મયકાર;
રથથી નીચે ઉતર્યા, તુર્તજ રાજ કુમાર. ॥ ૧૫ ॥

પંચ અભિગ્રહ સાંચવી, જઈ વાંદ્યા ભગવંત;
બેઠા પ્રભુની આગળે, હર્ષ ધરી અત્યંત. ॥ ૧૬ ॥

સુરાસુરો વિદ્યાધરો, મળ્યા માનવ વૃંદ;
સમોસરણ નિહાળતાં, વ્યાપે હર્ષજ કંદ. ॥ ૧૭ ॥

સ્ફાટિકને સિંહાસને, બેઠા છે જિનરાય;
વાણી સુણવા તેહની, તલપી રહ્યાં સૌ ત્યાંય. ॥ ૧૮ ॥

જે જાણે ત્રણ કાળને, નિરખે સર્વ ભાવ;
આપે પ્રભુજી દેશના, જેમાં અનિત્ય ભાવ. ॥ ૧૯ ॥

## ઢાળ ત્રેપનમી

(રાગ–કુંથુંજી મનડું કિમહિ ન બાજે.)

મળ્યો માનવ ભવ મોંઘામૂલનો, વળતાં પુણ્યના ઓઘો;
ઇંદ્ર સરિખા ઇચ્છે અંતરમાં, ક્યારે મળે જન્મ સોંઘો.
હો ભવીજન અવસર મળે નહિ આવો, લીજે માનવ ભવ લ્હાવો;
લીજે માનવભવ લ્હાવો, હો ભવીજન અવસર મળે નહિ આવો.
એ ટેક. ॥ ૧ ॥

પંચ સ્થાવરમાં ભ્રમણ કરતાં કાળ અનંત વિતાવ્યો;
અનંત ચોવિશી મુગતિ સિધાવ્યા, ત્રસપણે ત્યારે આવ્યો;
હો ભવી. ॥ ૨ ॥

અનંતકાળે દેહ મળ્યો મનુષ્યનો, ઉલંઘતાં નવ આંટી;
તિર્યંચમાં સહીયાં અચિંત્ય દુઃખો, ગાઢી છે કર્મની આંટી.
હો ભવી. ॥ ૩ ॥

અનહદ દુઃખો પરવશે સહતાં, શુદ્ધ થયો જીવ જ્યારે;
મળ્યો માનવ દેહ આર્ય ભુમિમાં, સંયમ ભવજળ તારે.
હો ભવી. ॥ ૪ ॥

એવું ધારી દશ ચક્રી રાજાએ, રાજપાટને ત્યાગ્યા;
ઉગી ઉગીને ઉગ્યા અવનિમાં, જૈન દિવાકર જાગ્યા. હો ભવી. ૫

ભરત નરેશ પ્રથમ ચક્રી, અનિત્ય ભાવના ભાવી;
કેવળી થઇ દશ હજાર રાજા, બુઝવ્યા બાહિર આવી. હો ભવી. ૬

સગર નામે થયા બીજારે ચક્રી, કીધું ખટખંડનું રાજ;
થતાં વૈરાગી તેણે સંયમ લીધો, તજી રાજ્યનો તાજ. હો ભવી. ૭

તેમ મઘવ નામે ત્રીજારે ચક્રી, પામ્યા મોટી ઠકુરાઇ;
ખટખંડ સાહેબી તેણે તજીને, દીક્ષા ગ્રહી સુખદાઇ. હો ભવી. ૮

સનંત કુમાર નામે ચોથારે ચક્રી, ઇંદ્રે રૂપ વખાણ્યું;
ખટખંડ રાજ્ય સોંપી કુંવરને, વૈરાગે મન આણ્યું. હો ભવી. ૯

સોળમા તીર્થંકર પંચમા ચક્રી, શાંતિ શાંતિ કરનારા;
સંયમ ગ્રહી તેણે કર્મજ કાપ્યા, શિવપુરી વસનારા. હો ભવી. ૧૦

કુંથું અરનાથ ઉભય અરિહંતો, તજી ખટખંડની ઋદ્ધિ;
ધર્મરૂપણી તેણે ધોંસરી ધારી, સંયમે પામ્યા સિદ્ધિ. હો ભવી. ૧૧

મહાપદ્મ નામે નવમારે ચક્રી, થયા તે સંયમ ધારી;
મુર્છા ઉતારી નિજ શરીરપરથી, તપ કીધો તેણે ભારી.
હો ભવી. ॥ ૧૨ ॥

ચક્રવર્તી દશમા હરિષેણુ તેણે, મર્દ્યું મહીપોનું માન;
સત્તરે ભેદે શુદ્ધ સંયમ પાળી, પામ્યા મોક્ષ નિધાન. હો ભવી. ૧૩
જયનામે એકાદશમારે ચક્રી, રાજા હજારની સંગે;
ઈંદ્ર સરખા રાજ વૈભવ છોડી, મોક્ષ વર્યા મન રંગે. હો ભવી. ૧૪
એવા એવા રાજા મુગતિના રસીયા, રાણી હજારોને ત્યાગી;
હસ્તી ઘોડા તેમ મુકી ખજાના, ત્યાગ ધર્મે ધૂન લાગી. હો ભવી. ૧૫
એવું ધારી જૈન ધર્મ આરાધે, સુખ શાશ્વતા તે પામે;
કહે આંબાજી મેઘકુંવરનું, ધર્મે મન વિરામે. હો ભવી. ૧૬

## ॥ દોહરા ॥

બોધ સુણી વૈરાગનો, રીઝી સર્વ સમાજ;
અંતરમાં રીઝયો ઘણું, શ્રેણીક સરખો રાજ. ॥ ૧ ॥

વંદન કીધું શ્રી વીરને, જોડી યુગ્મજ હાથ;
નિજ પુર પ્રતિ સંચર્યા, મગધ દેશનો નાથ. ॥ ૨ ॥

વાણી સુણી વીરની, બુઝયા મેઘકુમાર;
કરજોડી કરે વંદના, વીરને વારંવાર. ॥ ૩ ॥

ભલે પધાર્યા આ સ્થળે, ભવજળ તારણહાર;
પ્રભુ તમારા બોધથી, જાણ્યું સર્વ અસાર. ॥ ૪ ॥

રોગ ભરેલા ભોગ છે, દારૂણ દુઃખ દેનાર;
તજી સકળ સંસારને, લેવો સંયમ ભાર. ॥ ૫ ॥

પ્રભુ કહે પ્રત્યુત્તરે, સુણજો રાજકુમાર;
પ્રમાદ કદિ કરશો નહિ, સમજી સંયમ સાર. ॥ ૬ ॥

વાંદી વીરને વિધિએ, ગયા પુર મોઝાર;
નમન કરી કહે માતને, છું સંયમ ધરનાર. ॥ ૭ ॥

વચન સુણી સ્વપુત્રના, મૂર્છા પામ્યા માય;
પડયા પૃથ્વી તળ ઉપરે, દીલ રહ્યું દુહવાય. ॥ ૮ ॥
દાસી વૃંદ દોડી કરી, કરે ઘણા ઉપચાર;
કર ગ્રહી બેઠાં કર્યાં, કરતા સહુ સત્કાર. ॥ ૯ ॥
માળાસર ત્રુટી જતાં, પડે મોતીની હાર;
તેમ જ માજી આંખથી, થઇ અશ્રુની ધાર. ॥ ૧૦ ॥
ગદગદ કંઠે ઉચ્ચરે, જોતાં કરૂણા સ્થાન;
તું તનુજ મુજ વાલહો, મોંઘો પ્રાણ સમાન. ॥ ૧૧ ॥
પુત્ર વિરહ ક્ષણ એકનો, ખમ્યો કદિ ના જાય;
ઉંબર ફુલની ઉપમા, કહી ગયા જિનરાય. ॥ ૧૨ ॥
સુંદર સઘળી સુંદરી, પરણાવી છે આઠ;
છતાં તજો શું તેહને, થાય મને ઉચ્ચાટ. ॥ ૧૩ ॥
દિવસ ને રજની વિષે, ઘડી ઘડી પળવાર;
વદન વિલોકું તાહરૂં, ત્યારે સુખ થાનાર. ॥ ૧૪ ॥
જે પંથે જાવા તણી, પુત્ર કહો છો વાત;
કષ્ટ ઘણા છે ત્યાગમાં, કહું છું સાચી વાત. ॥ ૧૫ ॥
જન્મ ધરી જોયા નથી, જે જંગલના પંથ;
તે રસ્તે કેમ ચાલશો, પુત્ર બની નિગ્રંથ. ॥ ૧૬ ॥
રસબસતા ભોજન અહીં, જમતાં રીઝે મન;
પરઘર ભિક્ષા માગતાં, મળશે નહિ કદિ અન્ન. ॥ ૧૭ ॥
કોમળ કમળની પાંખડી, તેવી છે તુજ કાય,
ખાંડા ધારે ચાલવું, સુવું ભૂતળમાંહી. ॥ ૧૮ ॥
માટે રહી સંસારમાં, વિલશો વિવિધ ભોગ;
ભુક્ત ભોગી થઈ આખરે, લેજ્યો ત્યાગી જોગ. ॥ ૧૯ ॥

માતાને કુંવર કહે, વચનો વદી રસાળ;
જ્ઞાન વિના મુજ આતમા, રહ્યો અનાદિ કાળ. ॥ ૨૦ ॥

## ઢાળ ચોપનમી

( રાગ–મહેતાજીરે શું મહીમૂલ બતાવું. )

મુજ માજીરે આજ્ઞા આપો આવારે, મારે નથી રહેવું સંસારે–
એ ટેક.

મેં વીર પ્રભુની સુણી વાણીરે, જેથી જુઠી જગત રીત જાણીરે;
હું છું કાળ અનંતનો પ્રાણીરે, રડવડીયો ચારે ગતિ સંસારે. મારે. ૧

મારો આતમ છે અવિનાશીરે, ફસ્યો મોહ મમતની ફાંસીરે;
તેથી થયો ન શિવપુર વાસીરે, પરવશેરે કષ્ટ સહ્યાં બહુ વારે.
મારે. ॥ ૨ ॥

શ્વાસોશ્વાસ રૂંધાઈ રહ્યાંરે, મેં નરકની ગોદે દુઃખ સહ્યાંરે;
જાય ન મુખ થકી તે કહ્યાંરે, પરવશેરે બળ્યો અગ્નિ સંસ્કારે.
મારે. ॥ ૩ ॥

માવિત્ર ઘર તે સ્થાવર જાણોરે, મોશાળ વિગ્લેંદ્રી પહીચાણોરે;
નિગોદે કાળ અનંત ફસાણોરે, એહ દુઃખથીરે કોણ કહો ઉગારે.
મારે. ॥ ૪

નિજ સ્વભાવને ના જોયોરે, માડી મેં તો કાળ અનંતો ખોયોરે;
પરાધિન બની બહુ રોયોરે, દુઃખ દરિયેરે ડુબ્યો અનંતીવારે.
મારે. ॥ ૫ ॥

હવે સંયમ તપોચિત્ત સ્થાપુંરે, નિર્ભય દાન છકાયોને આપુંરે;
જેથી પૂર્વ સંચિત કર્મ કાપુંરે, નિર્ભયદાન છકાયોને આપુંરે.
મારે. ॥ ૬ ॥

માડી મને ત્યાગવૃત્તિ બહુ ભાવેરે, આવો સમય ફરી નહિ આવેરે;
મારી ક્ષણ લાખેણી જાવેરે, ભેટયા પ્રભુજીરે પોતે તર્યા પરતારે.
મારે. ॥ ૭ ॥

નમ્ર વિનંતી અતિશે કીધીરે, માતપિતાએ અનુજ્ઞા દીધીરે;
કરશે સ્વઆત્મની સિદ્ધિરે, ઉચ્ચરે આંબાજીરે કહ્યું મેઘકુમારે.
મારે. ॥ ૮ ॥

## ॥ દોહરા ॥

આજીને વચને કરી, રાજ કરૂં દિન એક;
ઉર અવધારી કુંવરે, વાત સ્વીકારી છેક. ॥ ૧ ॥
શ્રેણીકને હુકમે કરી, કીધી તૈયારી સાર;
રાજ તખ્ત બીરાજીયા, નૃપપણે કુમાર. ॥ ૨ ॥
મેઘ થતાં ગાદી પતિ, ભૂપ કહે કરજોડ;
આદેશ આપો પુત્રજી, પુરશું મનના કોડ. ॥ ૩ ॥
મેઘરાજા સુખથી વદે, ઓઘો પાત્રાં સાર;
કુતિયાચણુ દુકાનથી, મંગાવો આ વાર. ॥ ૪ ॥
સોનામ્હોર બે લાખથી, તુર્ત મંગાવે રાય;
નાપીતને એક લાખથી, તેડાવ્યો છે ત્યાંય. ॥ ૫ ॥
સકળપુર શણગારીયું, તોરણ બાંધ્યાં દ્વાર;
રાજ રિયાસત સજ્જ કરી, વર્તાવ્યો જયકાર. ॥ ૬ ॥
મનગમતાં ભોજન જમી, મેઘ થયા તૈયાર;
ઝળહળતા આભૂષણો, સજ્યા બહુ શણગાર. ॥ ૭ ॥
સહસવાહિણી ઉપરે, બેઠા રાજકુમાર;
ચામર વીંજે તેહને, બે તરૂણી ધરી પ્યાર. ॥ ૮ ॥
ગડગડ નોબત ગાજતી, થતી નગારા ઠોર;
પડઘમ વાજાં નવનવાં, ગર્જે જયું ઘનઘોર. ॥ ૯ ॥
ગજ રથ ઘોડા પાલખી, શિબિકાને વળી વેલ;
રાજ રિયાસત નિકળી, જોતાં રેલમ છેલ. ॥ ૧૦ ॥

જયજય મંગળ બોલતા, ચાલ્યા ચારણ ભાટ;
મળી મનુષ્યની મેદની, જોવા સઘળો ઠાઠ. ॥ ૧૧ ॥

અતિ ઉત્સાહે આવીયા, પુર તણી તે બહાર;
અતિશયો છે વીરના, જોતાં વિસ્મયકાર; ॥ ૧૨ ॥

તુર્ત વાહનથી ઉતર્યા, મેઘ મહા મતિવંત;
આવી વાંદ્યા વીરને, હર્ષ ધરી અત્યંત. ॥ ૧૩ ॥

માતા કહે કુમારની, પ્રભુને કરી પ્રણામ;
શિષ્ય ભિક્ષા સ્વીકારીને, પુરો પુત્રની હામ. ॥ ૧૪ ॥

સંબોધી કહે સુતને, તું મોંઘેરાં પ્રાણ;
પુત્ર કર્મ કાપી કરી, વરજો પદ નિર્વાણ. ॥ ૧૫ ॥

એમ કહેતી તે ધારણી, ગદગદ કંઠે થાય;
અશ્રુ છુટયાં આંખથી, સાડી પલળી જાય. ॥ ૧૬ ॥

નમ્રપણે નિજ માતને, કહે મેઘકુમાર;
પ્રભુ પ્રતાપે માતજી, તરી જઈશ સંસાર. ॥ ૧૭ ॥

## શિખરિણી છંદ.

ફરી ફેરો નર્કે જનક જનની હું નહિ કરૂં,
વળી માને પેટે ફરી જનમ હું તો નહિ ધરૂં;
તજી કાયામાયા તપ નિયમથી આતમ દમું,
અવિનાશી થાતાં ભવભ્રમણ પાછો નહિ ભમું. ॥ ૧ ॥

## ॥ દોહરા ॥

એમ કહી નિજ અંગથી, ઉતાર્યા શણગાર;
ઝીલે માતા ધારણી, વસ્ત્ર તણી મોઝાર. ॥ ૧૮ ॥

ભ્રમર સરીખા કેશને, ઉતરાવ્યા તે વાર;
સજયો ત્યાગી વેશને, થયા તુર્ત અણગાર. ॥ ૧૯ ॥

માતપિતાશ્રી મેઘના, વાંદી વીરના પાય;
દિલગીર થઇને અંતરે, સ્વસ્થાને તે જાય. ॥ ૨૦ ॥

પ્રભુ પાસે સંયમ ધરી, મેઘ થયા મુનિરાય;
સાંજે પથારી પાથરી, દ્વાર ભાગ છે ત્યાંય. ॥ ૨૧ ॥

કોમળ કાયા મેઘની, સુનારા સુખ સેજ;
તૃણશય્યાની ઉપરે, ભૂતળ સુતા તેજ. ॥ ૨૨ ॥

શરીર ચિંતા કારણે, મુનિઓ નીકળે બહાર;
સ્પર્શે ચરણે મેઘને, નિશાસમય નિરધાર. ॥ ૨૩ ॥

પડયો પરિષહ આકરો, મુનિયોથી આવાર;
મેઘમુનિ મન ચિંતવે, આ દુઃખનો નહિ પાર. ॥ ૨૪ ॥

પ્રથમ નિશામાં આટલું, દુઃખ ખમ્યું ના જાય;
જાવું નક્કી સંસારમાં, નિશાપૂર્ણ જબ થાય. ॥ ૨૫ ॥

પ્રભાત સમે પ્રભુ વીરને, સોંપી સાધુ વેશ;
વસવું જઇ ગૃહવાસમાં, વર્ત્યો એ આવેશ. ॥ ૨૬ ॥

## ઢાળ પંચાવનમી

(રાગ—મુનિવર શોધે ઇરજા.)

ઝૂરી ઝૂરી મેઘ મુનિયે, વીતાવી તે રાત;
પ્રભુ સમીપે આવીયા, પુરણ થતાં પ્રભાત. ॥ ૧ ॥

લજ્જા ધરતાં અંતરે, વાંદે વીરના પાય;
કહે પ્રભુજી તે ક્ષણે, અહો મેઘ મુનિરાય. ॥ ૨ ॥

શરીર ચિંતા કારણે, મુનિયો જાતાં બહાર;
પડયો પરિષહ તેહથી, ગંજાયા અણુગાર. ॥ ૩ ॥

પાત્રાં ઓઘો ને વળી, ત્યાગી વેશ તમામ;
સુપ્રત કરવા કારણે, આવ્યા છો આ ઠામ. ॥ ૪ ॥

તજી ધર્મ અણગારનો, જઈ વસવું સંસાર;
રડી ગયા શું રાજવી, અલ્પ દુઃખે આ વાર. ॥ ૫ ॥

દારૂણ દુઃખ પૂર્વે ખમ્યા, હસ્તી ભવ મોઝાર;
અંતરથી એ દુઃખનો, કરો કંઈક વિચાર. ॥ ૬ ॥

ગ્રીષ્મ ઋતુમાં એકદા, ફરતા વન મોઝાર;
વ્યાપી તૃષા ત્યાં કણે, સહતાં તે દુઃખકાર. ॥ ૭ ॥

જળ પીવાને કારણે, ગયા તમે કાસાર;
ખૂંચી જાતાં કર્દમે, હિંમત ગયા ત્યાં હાર. ॥ ૮ ॥

શત્રુ હસ્તી આવીયો, દીધા દંત પ્રહાર;
રક્ત તણી ધારા વહી, પડતાં તિક્ષણ માર. ॥ ૯ ॥

દુઃખથી કાયા કંપતી, થયો ત્યાં મૃત્યુકાળ;
વિંધ્યાચળના વન વિષે, જન્મ્યો કરિણી બાળ. ॥ ૧૦ ॥

ઢાળ પંચાવનમી તેહમાં, પૂર્વભવ વિસ્તાર;
મેઘ મુનિ તે સાંભળે, કહે મુનિ સહકાર. ॥ ૧૧ ॥

## ॥ દોહરા ॥

વનચર ભીલે અર્પીયું, સુમેરૂપ્રભ નામ;
તરૂણપણું ત્યાં પામીયો, ફરતો બહુ વિધ ઠામ. ॥ ૧ ॥

હાથણીઓ પરિવારથી, કરતો વિવિધ કેલ;
અધિપતિ થયો યુથનો, ચરતો વનની વેલ. ॥ ૨ ॥

એ અરણ્યમાં એકદા, ગ્રીષ્મ સમય મોઝાર;
દાવાનળ દેખી કરી, કીધો તમે વિચાર. ॥ ૩ ॥

તરુપત્ર વન વેલડી, ઝાડોઝાડ તમામ;
ઉખેડી તે મૂળથી, દૂર નાખું ધરી હામ. ॥ ૪ ॥

એમ વિમાસી અંતરે, યત્ન કીધા પરિપૂર;
સંગે લઇ પરિવારને, નાખ્યાં તરુવર દૂર. ॥ ૫ ॥
બહુ વિસ્તારે મંડળું, સ્વચ્છ કીધું તે ઠામ;
વૃક્ષાદિક દૂરે થતાં, થયું ચિંતવ્યું કામ. ॥ ૬ ॥
થતાં હુતાશન એકદા, વ્યાપી અગ્નિ જાળ;
પશુ મળ્યાં બહુ એકઠાં, લઇ પોતાનાં બાળ. ॥ ૭ ॥
બળતું વન વિલોકીને, તું પામ્યો ત્યાં ત્રાસ;
વેગે ચાલી મંડળે, જઈ કીધો નિવાસ. ॥ ૮ ॥
ભીડ ઘણી પશુડા તણી, ઉભાં પાસોપાસ;
તે વેળા તુજ દેહમાં, ચર વ્યાપી ત્યાં ખાસ. ॥ ૯ ॥
ખરજ ખાણુવા દેહની, ઉપાડયો તેં પાય;
ભયથી સસલો ધ્રુજતો, આવી પેઠો ત્યાંય. ॥ ૧૦ ॥
ખંજોરી તે ખરજને, પગ ઠવતાં ભૂભાગ;
સસલો પેખી પગ તળે, આણ્યો કરૂણા રાગ. ॥ ૧૧ ॥
ઉંચે રાખ્યો ચરણને, અનુકંપા કરનાર;
અતિ દયા પરભાવથી, પરિત કર્યો સંસાર. ॥ ૧૨ ॥
અઢી દિવસ પુરા થયા, બુઝયો વનનો દાહ;
લાગ્યાં પશુઓ નાસવા, લઈ અનુકુળ રાહ. ॥ ૧૩ ॥
એક સસકને કારણે, ઉંચે રાખ્યો પાય;
અઢી દિવસના દુઃખથી, ગાઢી વેદન થાય. ॥ ૧૪ ॥
ઢળી પડયો તું ભૂતળે, પામ્યો દુઃખ અથાગ;
અંતર કરૂણા આવતાં, આવી ગયો ભવ તાગ. ॥ ૧૫ ॥
વિણ સમકિત કારૂણ્યથી, ગયવર ભવ મોઝાર;
નરભવ આયુષ બાંધીયું, સફળ જન્મ કરનાર. ॥ ૧૬

ઉજળી વેદન વેદતાં, મરણુ થયું નિરધાર;
હસ્તી ભવથી રાજવી, થયા મેઘ કુમાર. ॥ ૧૭ ॥

મેરૂ સરિખા દુઃખથી, ડગ્યા નહિ તે સ્થાન;
મુનિવર કાં કાયર થયા, અહિં પામ્યા વિજ્ઞાન. ॥ ૧૮ ॥

વચણો સુણુતાં વીરનાં, અંતર ઉજ્વળ થાય;
જાતિ સ્મરણુ ઉપન્યું, સ્થિરતા થઇ બહુ ત્યાંય. ॥ ૧૯ ॥

ભવ પેખીને પાછલા, અતિ થયો વૈરાગ;
શિર નામી વીર ચરણુમાં, તજે શરીરનો રાગ. ॥ ૨૦ ॥

સંયમ પુનરપિ આદરી, કહે પ્રભુની પાસ;
સેવા કરવા સંતની, દેહ અર્પું છું ખાસ. ॥ ૨૧ ॥

એમ કહી ભગવંતને, વાંદે વારંવાર;
ઠરી ગયા તે ત્યાગમાં, મળતાં તારણુહાર. ॥ ૨૨ ॥

## કવિ ખોડાજી મુનિના ઉદગાર

(રાગ-ઠુમરી.)

સતી સુકુમાલા ચંદનબાળા, પગમેં જડ દીયા તાળારે;
દીન દયાળા સંકટ ટાળ્યા, કર દીયા ઝાકઝમાળારે.
બિગરી કોન સુધારે, નાથ બિના બિગરી કોન સુધારે.–એ ટેક. ૧

ઇંદ્રભૂતિ અન્ય મત મેલીને, જીનશે બાદ મચાયારે;
મનકો શંસય મેટ દીયો તબ, ગણુધર પદવી પાયારે. બિગરી. ૨

સંયમસે ચલચિત્ત ભયો તબ, પર ભવ બાત સુનાઇરે;
મેઘ કુંવરકો મન સ્થિર કીનો, જાતિ સ્મરણુ ઉપજાઇરે. બિગરી. ૩

॥ દોહરા ॥

સાધુ સેવા બહુ કરી, તપસ્યા કીધી ઘોર;
જૈનશાસન દીપાવ્યું, ચડી આતમ ગુણુ દોર. ॥ ૨૩ ॥

વૈભાર ગિરિની ઉપરે, જઈ કીધો સંથાર;
વિજય વિમાને ઉપન્યા, ચવિ જશે ભવ પાર. ॥ ૨૪ ॥
જ્ઞાતા છઠ્ઠા અંગમાં, પ્રથમાધ્યયને સાર;
પદ્ય રચના તેની કરી, કહે મુનિ સહકાર. ॥ ૨૫ ॥

દેવાનંદા અધિકાર

અનુક્રમે વીર આવીયા, લઈ સાધુ પરિવાર;
સમોસર્યા ભગવંતજી, મહાણકુંડની બહાર. ॥ ૨૬ ॥
સમોસરણ સુરે રચ્યું, એક જોજન પ્રમાણ;
ત્રિગડો ગઢ દીપી રહ્યો, જેમ ઝળકતો ભાણ. ॥ ૨૭ ॥
ખબર પડી પુર લોકને, આવ્યા શ્રી અરિહંત;
સુરવર દર્શને આવીયા, વૈમાનો ઝળકંત. ॥ ૨૮ ॥
જાણ થતાં જન પુરના, ધરી ઉમદા શણગાર;
ચાલ્યા દર્શન કારણે, અંતર આણી પ્યાર. ॥ ૨૯ ॥
બ્રાહ્મણ રૂષભદત્તને, દેવાનંદા નાર;
જાણ થતાં તે દંપતી, તુર્ત થયા તૈયાર. ॥ ૩૦ ॥
રથ શણગાર્યો સેવકે, શોભા રેલમછેલ;
સમ ખુરી સમ શિંગડાં, જોડ્યા સુંદર બેલ. ॥ ૩૧ ॥
દાસી દેશ અનેકની, લઇ પોતાની સાથ;
બેઠા રથની ઉપરે, સંગે છે નિજ નાથ. ॥ ૩૨ ॥
પુર મધ્યે રથ ચાલતાં, આવ્યા નગરી દ્વાર;
પ્રભુ અતિશય પેખીયા, જોતાં વિસ્મયકાર. ॥ ૩૩ ॥

## ઢાળ છપનમી

(રાગ—જગજીવન જગવાલ હો.)

વીર વંદન આવે દંપતી, લેવા જન્મની લ્હાણ લાલરે;
દેવાનંદા એમ ઉચ્ચરે, પિયુને કરી પ્રણામ લાલરે.
વીર વંદન આવે દંપતી.—એ ટેક. ॥ ૧ ॥

દેવ વિમાનો ઝુકાવીયાં, દેવોએ આકાશ લાલરે;
ઉભા પાડી દશ દિશમાં, જઇ બેઠા પ્રભુ પાસ લા. વીર. ॥૨॥
રૂપાગઢ સુવર્ણ કાંગરા, કરી રહ્યા ચળકાટ લાલરે;
સુવર્ણગઢ રત્ન કાંગરા, જોવા જેવો બહુ ઠાઠ લા. વીર. ॥૩॥
રત્નગઢ મણી રત્નના, કાંગરા છે મનોહાર લાલરે;
જોતાં તો તૃપ્તિ ન પામીએ, રીઝયા સુર નરનાર લા. વીર. ॥૪॥
સહસ ધ્વજા પરિવારથી, ઇંદ્ર ધ્વજા લ્હેકંત લાલરે;
તેમ પ્રભુજીની ઉપરે, ચક્ર તેજ ઝળકંત લા. વીર. ॥૫॥
ભવ્ય વિભૂતિ અરિહંતની, નિરખી મેં તો આજ લાલરે;
વીર પ્રભુજીને વાંદતાં, સિદ્ધ થશે સહુ કાજ લા. વીર. ॥૬॥
એમ કહી રથથી ઉતર્યો, જોડીને ઉભય હાથ લાલરે;
સમોસરણે ચાલી આવીયાં, બીરાજે જ્યાં જગનાથ. લા. વીર. ૭
દેવાનંદા વાંદે વીરને, હર્ષ તણો નહિ પાર લાલરે;
પુનઃ પુનઃ કરે વંદના, વિસ્મય થયા જોનાર લા. વીર. ॥૮॥
ચંદ્ર કિર્ણ પંકજ પાંખડી, ખીલ્લે છે જળ મોઝાર લાલરે;
દેવાનંદાની રોમાવળી, વિકસી તેણીવાર લા. વીર. ॥ ૯ ॥
વીર વદન વિલોકતાં, તૃપ્તિ ન પામે ત્યાંહી લાલરે;
પાનો વછૂટયો તે બાઇને, કંચુકી પલળી જાય. લા. વીર. ૧૦
આંબાજી કહે અવલોકતાં, શંકા ગૌતમને થાય લાલરે;
પુછતાં કહે પ્રત્યુત્તરે, ચોવિશમા જિનરાય લા. વીર. ૧૧

## ઢાળ સતાવનમી

( રાગ–કુંથુંજીન મનડું કિમહિન બાજે. )

એ છે મારાં માજી, હો ગૌતમ એ છે મારાં માજી;
દેખી દેખી થાય રાજી, હો ગૌતમ એ છે મારાં માજી. એ ટેક.

ઘણા ભવોની પૂર્વે એક પુરમાં, રહેતા હતા બે ભાઈ;
બંને બંધુની એક એક નારી, રહેતી સંગે સદાઈ. હો ગૌતમ. ૧

ત્રિશલાજીનો જીવ હતી દેરાણી, ઘણાં ઘરેણાં પામી;
મળ્યા માવિત્રથી રત્ને જડેલા, કોઈ વાતે નહિ ખામી. હો ગૌ. ૨

શુભ પ્રસંગે તે નિજને અંગે, પહેરતી ભૂષણ ભારી;
જોતાં જેઠાણીનું મન લલચાયું, ગુપ્ત કર્યાં નિરધારી. હો ગૌ. ૩

જઈ જોવા લાગી દેરાણી ડાબલો મળ્યો નહિ કોઇ રીતે;
કરતી બળાપો અતિશે બાળા, ચેન પામી નહિ ચિત્તે. હો ગૌ. ૪

એ જ ચિંતામાં ભોળીરે ભામની, મૃત્યુકાળને પામી;
અનેક જાતિમાં જન્મ લઇને, ત્રિશલાપણે વિરામી. હો ગૌ. ૫

કઠણ કીધું દિલ જેઠાણી તેણે, દયા ન આણી લગારે;
એજ કર્મથી દુઃખદ ભવમાં, કષ્ટ સહ્યાં બહુ વારે. હો ગૌ. ૬

ચારે ગતિમાં અતિ આથડતાં, અશુભ કર્મ ખપાવે;
તે જ જીવ થયો દેવાનંદા, પરણી વિપ્ર ઘેર આવે. હો ગૌ. ૭

ચક્રી પુત્રમેં મર્ચિચ ભવમાં, ગોત્ર કર્મ ઉપરાજીર્યું;
તેથી આવ્યો હું બ્રાહ્મણી કુખે, કર્મ ઉદય તે આવ્યું. હો ગૌ. ૮

સાડી બ્યાસીમી ચાલતી રયણી, હરણગમેષી આવ્યા;
દેવાનંદા કુખથી ગર્ભ હરીને, ત્રિશલા કુખે લાવ્યા. હો ગૌ. ૯

સતાવનમી ઢાળે કહે આંબાજી, સુણતાં વીરની વાણી;
વીર પ્રભુ જેવા પુત્રને જાણી, દેવાનંદા હરખાણી. હો ગૌ. ૧૦

## ॥ દોહરા ॥

વીર વચન શ્રવણે સુણ્યા, વિજ્ઞાને ભરપુર;
મનંમન વિસ્મય પામીયા, માનવ તેમજ સુર. ॥ ૧ ॥

ગૌતમ આદિ ગણધરો, સાધવીઓ પરિવાર;
શંકા નિવારી સર્વની, જાણી જ્ઞાનાધાર. ॥ ૨ ॥

સમય વિમાસી તે ક્ષણે, મળી સભા ભરપુર;
દીધી પ્રભુએ દેશના, જાણ્યું સર્વ આ સાર. ॥ ૩ ॥

રૂષભદત્ત વિપ્ર જ તણું, વૈરાગી મન થાય;
પ્રભુ સમીપે આદર્યો, સંયમ તે સુખદાય. ॥ ૪ ॥

આચારંગ આદે કરી, ભણ્યા અગીયારે અંગ;
અંતે અનશન આદરી, કીધો શિવપુર સંગ. ॥ ૫ ॥

તેમ જ માજી વીરના, બુઝયા પ્રભુજી પાસ;
ચંદનાજીને સોંપીયા, સંયમ અર્પી ખાસ. ॥ ૬ ॥

તપ સંયમ આરાધતાં, કર્મ કીધાં ચકચૂર;
દેવાનંદા સાધ્વી, પહોંચી ગયા શિવપુર. ॥ ૭ ॥

મહાણકુંડ એ પુરમાં, કરી ઘણો ઉપકાર;
ત્યાંથી પ્રભુ પધારીયા, અન્ય દેશ મોઝાર. ॥ ૮ ॥

ગામ નગર ને પુર પ્રતિ, સમોસરણમાં જાય;
દેતાં પ્રભુજી દેશના, ધર્મ બીજ રોપાય. ॥ ૯ ॥

કોશંબીનો ભૂપતિ, શંતાનિક જે રાય;
મરણ થતાં તે નૃપનું, શોકાકુલ સહુ થાય. ॥ ૧૦ ॥

અલ્પ માસને અંતરે, કોશંબી ઉદ્યાન;
સમોસર્યા ત્યાં બાગમાં, ચોવિશમા ભગવાન. ॥ ૧૧ ॥

પતિ જતાં પરલોકમાં, દુઃખ ધરતી દિનરાત;
મૃગાવતી એ સાંભળી, વીર પ્રભુની વાત. ॥ ૧૨ ॥

શોક તજી સંસારનો, લઇ કુટુંબ પરિવાર;
વાંદે આવી વીરને, મૃગાવંતી તે વાર. ॥ ૧૩ ॥

વીર વાણી શ્રવણે સુણી, જાણ્યું સર્વ અસાર;
રાજ સોંપી સ્વ પુત્રને, લીધો સંયમ ભાર. ॥ ૧૪ ॥

મૃગાવતી મોટા સતી, મળતાં ત્રિજગનાથ;
વિચરે તે તપ ધ્યાનમાં, ચંદનબાળા સાથ. ॥ ૧૫ ॥

એ આદિ નરનારને, તારણહારા વીર;
વાણીજ ગ્રામ ઉદ્યાનમાં, સમોસર્યા ત્યાં વીર. ॥ ૧૬ ॥

ગાથાપતિ આણંદને, શિવાનંદા નાર;
બાર ક્રોડ દિનાર છે, વિચરે સુખ મોઝાર. ॥ ૧૭ ॥

ખબર થતાં ભગવંતની, સમોસરણમાં જાય;
વાણી સુણી આણંદજી, શુદ્ધ સમકિતિ થાય. ॥ ૧૮ ॥

દ્વાદશ વ્રતો આદરી, આવ્યા નિજ આવાસ;
વનિતાને પણ પાઠવે, વીર પ્રભુની પાસ. ॥ ૧૯ ॥

પતિ ધર્મ સ્વીકારીને, વાંદ્યા શ્રી મહાવીર;
પુરમાં જઈ તે દંપતી, થયા ધર્મમાં સ્થિર. ॥ ૨૦ ॥

કરતાં કરણી આકરી, ઉપન્યું અવધિ જ્ઞાન;
આણંદજી અણશણ કરી, પામ્યા દેવ વિમાન. ॥ ૨૧ ॥

પ્રથમ સ્વર્ગથી ઓખરે, ચવિ વિદેહે જાય;
આણંદજીનો આતમા, ચરમ શરીરી થાય. ॥ ૨૨ ॥

ચંપામાં બીજા થયા, શ્રાવકજી કામદેવ;
દેવ ડગાવી ના શક્યો, કરે પ્રભુની સેવ. ॥ ૨૩ ॥

એ આદિ અષ્ટ શ્રાવકો, પામ્યા પ્રભુથી બોધ;
પ્રથમ સ્વર્ગમાં ઉપન્યા, કરી સત્યની શોધ. ॥ ૨૪ ॥

ત્યાંથી ચવિ વિદેહમાં, ધરશે નર અવતાર;
સંયમી થઇ થશે કેવળી, પામી જશે ભવપાર. ॥ ૨૫ ॥

## જમાલીનો અધિકાર

એક દિવસ અરિહંતજી, કરતા સુખે વિહાર;
સમોસર્યા બહુ સાલમાં, મહાણુ કુંડની બહાર. ॥ ૨૬ ॥
તે ઉપવનથી પશ્ચિમે, ક્ષત્રિકુંડ છે ગામ;
ત્યાં નરવરના પાટવી, વસે મનોહર ધામ. ॥ ૨૭ ॥
ભગિની સુત ભગવંતના, છે જમાલી નામ;
વીર સુતા પ્રિયદર્શના, પરણ્યા એ શ્રીમાન. ॥ ૨૮ ॥
સુરસંપદ બહુ પામીયા, ઋદ્ધિ રેલમછેલ;
ઝળહળતા આકાશમાં, જમાલીના મહેલ. ॥ ૨૯ ॥
સહસગમે નર નારીયો, રાજકુટંબ પરિવાર;
વીર વંદન જાતાં થકાં, નિરખે રાજકુમાર. ॥ ૩૦ ॥
જાણુ થતાં તે પાટવી, આવ્યા વીર હજુર;
વાણી સુણી વીતરાગની, ભીંજી ગયું ત્યાં ઉર. ॥ ૩૧ ॥
વંદન કરી મહાવીરને, કહે રાજકુમાર;
તારક તમારી આગળે, છું સંયમ ધરનાર. ॥ ૩૨ ॥
જિનવર કહે કુમારજી, સુખે કરો કલ્યાણ;
ઢીલ કદી કરશો નહિ, બની ધર્મના જાણ. ॥ ૩૩ ॥
વીર વચન શિરપર ધરી, થયા રથારૂઢ ખાસ;
તુર્ત જ પુરમાં આવીયા, માતપિતાની પાસ. ॥ ૩૪ ॥

## ઢાળ અઠાવનમી

(રાગ—શી કહું કથની મારા.)

અવસર ફરી નહિ આવે, માત અવસર ફરી નહિ આવે;
મારી ક્ષણ લાખેણી જાવે, માત અવસર ફરી નહિ આવે. એ ટેક.
વાણી સુણી શ્રી વીર પ્રભુની, મોહ મમતા મેં ત્યાગી;
બળતા પુળાસમ સંસાર જાણી, લગની ત્યાગમાં લાગી. માત અવ. ૧

કાળ અનંતો કાઢયો પ્રમાદે, પરવશે દુઃખ દીઠાં;
જન્મ મરણનાં સંકટ ટાળે, સંયમનાં ફળ મીઠાં. માત અવ. ૨

મૃગજળ જેવા ક્ષણિક સુખો, રહું તેમાં કેમ રાચી;
જળ પરપોટો પ્રલય પામે, એવી કાયા છે કાચી. માત અવ. ૩

ઇંદ્રજાળોપમ બાજી જગતની, તેમાં શું લલચાવું;
પંખી મેળાસમ ભેળા થઇને, અંતે જુદા પડી જાવું. માત અવ. ૪

માતપિતાએ રહેવા સંસારે, આમંત્રણ બહુ કીધાં;
પ્રત્યુત્તરમાં તેને ત્યાગ ધર્મના, ભવ્ય દૃષ્ટાંતો દીધાં. માત અવ. ૫

ભવસાગરનો તારૂ પ્રભુજી, ભેટયા મને આ વારે;
કોટી ઉપાયે માતપિતાજી, હું રહું નહિ સંસારે. માત અવ. ૬

અઠાવનમી ઢાળે કહે આંબાજી, જમાલી આજ્ઞા માગે;
અનુમતિ લઇ મહાવીર પાસે, રજ ઋદ્ધિ તે ત્યાગે. માત અવ. ૭

## ॥ દોહરા ॥

ગજ રથ ઘોડા પાલખી, વીત ભર્યા ભંડાર;
તે ત્યાગીને નિકળ્યા, થયા જેને અણુગાર. ॥ ૧ ॥

હીરા ને રત્ને જડયા, ઝળહળતા શણુગાર;
તે ભૂષણને પરહરી, થયા જૈન અણુગાર. ॥ ૨ ॥

જમાલી જેવા રાજવી, લેતાં ત્યાગનો પંથ;
તેની સંગે પાંચસો, તે પણ થયા નિગ્રંથ. ॥ ૩ ॥

પુત્રી પનોતા વીરના, પ્રિયદર્શનાબાઈ;
વીરપેં વ્રતો આદર્યા, ગણી સંયમ સુખદાઈ. ॥ ૪ ॥

રાજવંશની ભામની, વણીક કુળ શણુગાર;
એવી નારી નીકળી, સંગે એક હજાર. ॥ ૫ ॥

પાળે સંયમ પ્રેમથી, પ્રિયદર્શના સંગ;
મૂકી મમતા દેહની, લાગ્યો ધર્મે રંગ. ॥ ૬ ॥

ચંદનાજીની આગળે, વીર વચન અનુસાર;
સાધવીઓ વિચરી રહી, આતમ તારણહાર. ॥ ૭ ॥

અગીયા બહુ સાલથી, વીરે કીધો વિહાર;
પ્રભુ સંગાતે વિચરે, જમાલી અણગાર. ॥ ૮ ॥

છઠ અઠમને માસના, કરતા બહુ ઉપવાસ;
ગામ નગર પુર વિચરે, વીર પ્રભુની પાસ. ॥ ૯ ॥

મુનિ જમાલી એકદા, લઇ પોતાના શિષ્ય;
વીરથી જુદા વિચરે, નિજ છંદે અહર્નીશ. ॥ ૧૦ ॥

લુક્ષાદિ તુચ્છ આહારથી, ઉપન્યો અંગે રોગ;
સાવરથી પુર આવીયા, શુદ્ધ રાખી ત્રિયોગ. ॥ ૧૧ ॥

કોષ્ટક એ ઉદ્યાનમાં, ઉતર્યા ફાસુક સ્થાન;
કહે પથારી પાથરો, શિષ્ય તમે સુજાન. ॥ ૧૨ ॥

કરતાં પથારી તૃણની, કહે જમાલી એમ;
વ્યથા પીડે મુજ અંગને, ઢીલ થઇ છે કેમ. ॥ ૧૩ ॥

શિષ્ય કહે પ્રત્યુત્તરે, પથારી થઇ તૈયાર;
અપૂર્ણ પથારી પેખતાં, પ્રગટ કરે વિચાર. ॥ ૧૪ ॥

## ઢાળ ઓગણસાઠમી

(રાગ—આદર જીવ ક્ષમા ગુણ આદર.)

કહે જમાલી શિષ્યો સમીપે, વિપરીત શ્રદ્ધા આણીજી;
થતાં અનુભવ પ્રત્યક્ષ જાણો, શંકા ભરી વીર વાણીજી.
કહે જમાલી શિષ્યો સમીપે.—એ ટેક. ॥ ૧ ॥

ચાલુક્રિયાને થયું એમ કહેવું, ભૂલ દિસે એ મોટીજી;
કરવા માંડયું તે કીધુંજ કહીએ, વીર વાણી છે ખોટીજી. કહે. ૨
ચલમાણે તે ચાલ્યું જ કહીએ, નિઝર માણે તે નિઝર્યું જી;
વાત યથાર્થ નહિ તે વીરની, નિશ્ચય સિદ્ધ મેં કર્યું જી. કહે. ૩
જમાલી તણા તે વચન સુણીને, કઈકે વાત સ્વીકારીજી;
તે રહિયા ત્યાં જમાલી પાસે, વર્તે ઈચ્છાનુસારીજી. કહે. ૪
અનંત જ્ઞાનીના વચન ઉથાપે, એજ દિસે અજ્ઞાનીજી;
એમ અવધારી બીજા શિષ્યો, આવ્યા જ્યાં વીર જ્ઞાનીજી. કહે. ૫
હતું સમોસરણ વીર પ્રભુનું, ચંપાપુરની બ્હારેજી;
વાંદી પ્રભુને વર્તે મુનિયો, વીર આજ્ઞાનુસારેજી. કહે. ૬
ઉપશમ્યો રોગ જમાલી અંગે, ઔષધને ઉપચારેજી;
પ્રભુ સમીપે આવ્યા જમાલી, વાણી પ્રગટ ઉચ્ચારેજી. કહે. ૭
આપ સમીપથી શિષ્યો તમારા, છદ્મસ્થ જે જે જાવેજી;
ગામ નગર તે વિચરી પાછા, છદ્મસ્થપણે સૌ આવેજી. કહે. ૮
દેશ નગરને પુર વિચરતાં, હું તો અતિશે ફાવ્યોજી;
તપ સંયમને શુદ્ધ આરાધી, સર્વજ્ઞ થઇ હું આવ્યોજી. કહે. ૯
માન ભર્યાં તેના વચન સુણીને, પૂછે ગૌતમ સ્વામીજી;
કહો પ્રત્યુત્તર એ પ્રશ્નોના, ગર્વ વૃત્તિને વામીજી. કહે. ॥૧૦॥
લોક અને આ જીવો જગતના, શાસ્વત કે નાશવંતજી;
કહી દો જમાલી એના અર્થો, જો હો કેવળવંતજી. કહે. ॥૧૧॥
વચન સુણીને મૌન્ય રહે ત્યાં, અર્થ કશો ના લાધ્યોજી;
જમાલી દંભીના મનમાં તેથી, મિથ્યા કદાગ્રહ વાધ્યોજી. કહે. ૧૨
અરે જમાલી અર્થ ન જાણો, કહે પ્રભુ પ્રકાશીજી;
લઘુ શિષ્યો પણ ઉત્તર આપે, તુજ પ્રજ્ઞા કયાં નાશીજી. કહે. ૧૩

ઉભય પ્રશ્નોના અર્થ પ્રકાશ્યા, જિનવરે સવિસ્તારેજી;
જમાલીએ તો શ્રદ્ધ્યા નહિ તે, મિથ્યા મતને ધારેજી. કહે. ૧૪
નિરાભીમાન પણું મુકી અળગું, માન માતંગે ચડીયાજી;
ફરી ઉથાપન વીર વચનનું, ન્યાય માર્ગથી પડીયાજી. કહે. ૧૫
જિનવર પ્રભુનો સંગ તજીને, અન્ય પુરનો પંથ લીધોજી;
સરળ જીવોને મિથ્યા ભ્રમાવી, કર્મ સંચ બહુ કીધોજી. કહે. ૧૬
જ્ઞાની પ્રભુની હિલના કરતો, જમાલી અણુગારજી;
બહુ વર્ષો તેણે દીક્ષારે પાળી, અંતે કીધો સંથારજી. કહે. ૧૭
ખબર થતાં તે જમાલીની, ગૌતમ પૂછે વાતજી;
કુશિષ્ય જમાલી કાળ કરીને, કઇ પામ્યો છે જાતજી. કહે. ૧૮
પ્રત્યુત્તરમાં પ્રભુ પ્રકાશે, સુણજો સૌ અણગારજી;
પામ્યો જમાલી લાંતક સ્વર્ગે, કિલમષી અવતારજી. કહે. ૧૯
દેવ મનુષ્ય ને તિર્યંચ ભવમાં, લેશે નવ અવતારજી;
પછી પરિક્ષીણ કરી કર્મનો, પામી જશે ભવપારજી. કહે. ૨૦
કરે ઉથાપન જ્ઞાની વચનનું, તે ફરશે સંસારજી;
પંચમ અંગથી કહે આંબાજી, જમાલી અધિકારજી. કહે. ૨૧

## ફરી ગોશાલાનો ચાલુ થયેલો અધિકાર

કઠણ હૃદય પીગળી જશે, એવો છે અધિકાર;
ભવીજન ભાવે સાંભળો, ગોશાલાનો સાર. ॥ ૧ ॥

પૂરણ કીધો મેં પદ્યમાં, જમાલી અધિકાર;
હવે કહું ગોશાલાનો, સિદ્ધાંતાનુસાર. ॥ ૨ ॥

શિષ્યાદિ પરિવારથી, ગોશાલો વિચરંત;
સાવરથી પુર એકદા, આવ્યો ધરીને ખંત. ॥૩॥

કુંભારણુ તે પુરમાં, હાલાહલી છે નામ;
ગોશાળાની શ્રાવિકા, પામી છે ધન ધામ. ॥ ૪ ॥

તેની શાળા યાચીને, ઉતર્યો ત્યાં ગોશાલ;
ચોવિસ વર્ષ ગોશાલને, થયો દીક્ષાનો કાલ. ॥ ૫ ॥

નામ ધરાવે જીનનું, મેળવવા બહુ માન;
નિમિત્તના ઉપદેશથી, પામી રહ્યો સન્માન. ॥ ૬ ॥

તે કાળે ને તે સમે, ચોવિશમા ભગવાન;
સપરિવારે સંચર્યા, સાવરથી ઉદ્યાન. ॥ ૭ ॥

ખબર થતાં પુર લોકને, જઈ વાંદ્યા જિનરાય;
બોધ સુણી વીતરાગનો, પરિષદ પાછી જાય. ॥ ૮ ॥

વડીલ શિષ્ય છે વીરના, લબ્ધિ તણા ભંડાર;
છઠ છઠનાં કરે પારણાં, પ્રભુ પાસે રહેનાર. ॥ ૯ ॥

કંચન કસોટી પામતાં, કાંતિ રહે છવાય;
સુવર્ણ રંગે શોભતી, છે ગૌતમની કાય. ॥ ૧૦ ॥

છઠ તપને તે પારણે, વાંદે વીરના પાય;
અનુમત માગી સંચર્યા, સાવરથીમાં જાય. ॥ ૧૧ ॥

ગૃહસ્થી ઘરથી વ્હોરીને, આવ્યા મધ્ય બઝાર;
સુણ્યો ગૌતમ સ્વામીએ, મંખલી પુત્ર વિસ્તાર. ॥ ૧૨ ॥

નામ ધરાવી જિનનું, પ્રભુપણે પંકાય;
સ્થિતિ જાણી ગોશાલની, શંકા મનમાં થાય. ॥ ૧૩ ॥

ગૌતમ પૂછે વીરને, ગોશાલાની સ્થિત;
કૃપા કરી કહેશો પ્રભુ, વાત બની શી રીત. ॥ ૧૪ ॥

ગૌતમ આદિ સાધુને, બોલાવે ભગવંત;
ગોશાલાની વાત ત્યાં, વીરે કહી અથ અંત. ॥ ૧૫ ॥

ત્રેવિશમા જિનરાયના, શિષ્ય તણા જે શિષ્ય;
સુશ્રદ્ધાથી છટકીને, વિચરતા અહર્નીશ. ॥ ૧૬ ॥
અષ્ટ અંગ નિમિત્ત તણા, તેના છે એ જાણ;
પ્રકાશતા જન આગળે, વૃદ્ધિ તેમ જ હાણ. ॥ ૧૭ ॥
આવી મળ્યા તે એકદા, બાંધી પૂરણ પ્રીત;
નિમિત્ત જ્ઞાન ગોશાલને, અર્પ્યું રૂડી રીત. ॥ ૧૮ ॥
તેથી શક્તિ પામીને, ગોશાલો પંકાય.
લાભાલાભ કહે લોકને, જેથી જન લલચાય. ॥ ૧૯ ॥
શ્રાવક સંખ્યા બહુ કરી, વિચરે ગામોગામ;
અજિન છતાં જિનરાયનું, રહ્યો ધરાવી નામ. ॥ ૨૦ ॥
તેને જિન ના જાણવો, પ્રથમ હતો મુજ શિષ્ય;
મિથ્યાપણું પામી કરી, વિચરી રહ્યો કુશિષ્ય. ॥ ૨૧ ॥
પ્રભુના મુખથી સાંભળી, ગોશાલાની સ્થિત;
ગૌતમ આદિ સર્વની, શંકા ટળી ખચિત. ॥ ૨૨ ॥
સાવરથીપુર પંથમાં, કરે પરસ્પર વાત;
સંખલી પુત્ર તે જાણીએ, છે નહિ જિન વિખ્યાત. ॥ ૨૩ ॥
ગોશાલે તે સાંભળ્યું, નિજનું પૂર્વ વૃત્તાંત;
પ્રભુ પ્રત્યે કોપ્યો ઘણું, ક્રોધે થયો કૃત્તાંત. ॥ ૨૪ ॥
શિષ્ય છે ભગવંતના, આણંદજી અણગાર;
છઠ છઠનાં કરે પારણાં, જાવ જીવ નિરધાર. ॥ ૨૫ ॥
તે વેળા છઠ પારણે, પ્રભુને કરી પ્રણામ;
ઇરિયાસમિતિ સંચર્યા, ગયા સાવરથી ગામ. ॥ ૨૬ ॥
ગોશાલો જ્યાં ઉતર્યો, કુંભકારી આવાસ;
આણંદ મુનિ ત્યાં નિકળ્યા, દેખ્યા તેણે પાસ. ॥ ૨૭ ॥

નિજ પાસે બોલાવીને, કહે ગોશાલો એમ;
આજે નક્કી મહાવીરને, મુજથી છે નહિ ક્ષેમ. ॥ ૨૮ ॥

તારા ધર્મ આચાર્યનો, આજ થવાનો અંત;
મુનિ આણંદજી સાંભળો, આપું એક દૃષ્ટાંત. ॥ ૨૯ ॥

એક પુરથી વેપારીઓ, પરદેશ નીકળ્યા પંચ;
વ્યાપી તૃષા ત્યાં કણે, જળ રહ્યું નહિ રંચ. ॥ ૩૦ ॥

અટવીમાંહી આવતાં, પંચ શિખરી વાલ્મિક;
દેખી શિખર ત્રોડીયું, ચારે બની નિર્ભિક. ॥ ૩૧ ॥

પ્રથમ શિખર ભેદતાં, પામ્યા શિતળ નીર;
તૃષા ટળી જળપાનથી, જેથી થયાં મન સ્થિર. ॥ ૩૨ ॥

ત્રણે શિખરો ત્રોડતાં, પામ્યા પુષ્કળ દ્રવ્ય;
પંચમ શિખર ભેદવા, સજ્જ થયા મતિમંદ. ॥ ૩૩ ॥

પ્રથમ પુરુષ અવસરે, નિષેધ્યું તે કામ;
એ શિખર ભેદો નહિ, વિઘ્ન તણું છે ઠામ. ॥ ૩૪ ॥

શિખ દેતાં સમજ્યા નહિ, ભેદ્યું તે તત્કાળ;
હળાહળ ઝેરી નીકળ્યો, સર્પ મહા વિકરાળ. ॥ ૩૫ ॥

ઝેરી જ્વાળા છોડતાં, સર્પે બાળ્યા ચાર;
અવસરને બાળ્યો નહિ, આણી અંતર પ્યાર. ॥ ૩૬ ॥

એ દૃષ્ટાંતે જાણજે, આણંદજી અણગાર;
તુજ વિના હું સર્વને, ભસ્મીભૂત કરનાર. ॥ ૩૭ ॥

મુજને દંભી માનતો, મૃષા ચડાવે આળ;
તુજ ગુરુ મહાવીરનો, આવી ખૂટયો કાળ. ॥ ૩૮ ॥

ભયપ્રદ વચનો સાંભળી, ધ્રુજ્યા તે અણગાર;
અશનાદિ વ્હોરી કરી, આવ્યા ઉપવન દ્વાર. ॥ ૩૯ ॥

વંદન કરી મહાવીરને, કીધું પૂર્વ વૃત્તાંત;
ગોશાલો પ્રભુ આજ તો, રૂષ્ટ થયો અત્યંત. ॥ ૪૦ ॥

શંકા પૂછી વીરને, કરશે શું એ ઘાત;
સુણી વચન આનંદના, પ્રભુ પ્રકાશે વાત. ॥ ૪૧ ॥

અરિહંત વિના અન્યને, બાળી ખાખ કરનાર;
જિનવરને તપ તેજથી, ઉપસર્ગ તો કરનાર. ॥ ૪૨ ॥

માટે મુનિ આણંદજી, કરો સર્વને જાણ;
અવર્ણવાદ નહિ બોલશો, બની સમય સુજાણ. ॥ ૪૩ ॥

અનુમતિ શિરપર ધરી, આણંદજી અણગાર;
ગોતમઆદિ સાધુ સાધુને, જઇ સમજાવે સાર. ॥ ૪૪ ॥

## ઢાળ સાઠમી

(રાગ—હું તુજ આગળ શી કહું કનૈયાલાલ)

તેણે કાળે ને તેણે સમેરે લાલ, ગોશાલો સજ્જ થાયરે સોભાગીલાલ;
લઈ સમુદાય સામટોરે લાલ, પુર પંથે તે જાયરે સોભાગીલાલ.
તે કાળે ને તેણે સમેરે લાલ.—એ ટેક. ॥ ૧ ॥

સાવરથી નામે પુરમાંરે લાલ, કરે પુરી જનો વાતરે; સો.
ચાલ્યો ગોશાલો આજે ક્રોધથીરે લા. કરતો અતિ ઉત્પાતરે.
સો. તેણે. ॥ ૨ ॥

મિષ સબળ તે જાણવારે લાલ, પુંઠે ચાલ્યા કૈક લોકરે; સો.
મંખલી પુત્ર કોપ્યો ઘણુંરે લા. વીર પ્રભુને વિલોકરે. સો. તેણે. ૩

મુકી મર્યાદા મુખથી કહેરે લાલ, પ્રભુ પ્રત્યે ગોશાલરે; સો.
તારો શિષ્ય હું ક્યાંથી થયોરે લા. મૃષા ચડાવે શું આળરે.
સો. તેણે. ॥ ૪ ॥

મંખલી પુત્ર મુજને કહેરે લાલ, એજ મોટી દીસે ભૂલરે; સો.
કાશવા કહું તે તું સુણજેરે લા. મુજ સ્થિતિ છે જે મૂળરે.
સો. તેણે. ॥ ૫ ॥

પોઢ પરિહારો મેં કર્યારે લાલ, જ્ઞાન ગર્ભિત છે એહરે; સો.
છ પરિહારો પૂર્વે કર્યારે લા. એ છે સાતમો દેહરે. સો. તેણે. ૬

એણેક આદિ અનુક્રમેરે લાલ, શરીર દીધાં મેં છોડરે; સો.
ગોશાલો મરી સ્વર્ગે ગયોરે, રહેતો જે તાહરી જોડ. સો. તેણે. ૭

સમરથ જાણી દેહ તેહનોરે લાલ, પેઠો હું તેહની માંહીરે; સો.
પ્રતિ શત્રુ જાણી તુજનેરે લા. તુર્ત આવ્યો છું આંહીરે. સો. તેણે. ૮

મિથ્યા વચનો સુણી કરીરે લાલ, આપે પ્રભુજી દૃષ્ટાંતરે; સો.
કોઇ ચોર છુપાવા કારણેરે લા. સ્વ આડે તૃણ ધરંતરે. સો. તેણે. ૯

ગુપ્ત માને નિજ જાતનેરે લાલ, તેમ માને છે તું આપરે; સો.
બીજો ન નિશ્ચે જાણશુંરે લા. ગોશાલો છો આપોઆપરે.
સો. તેણે. ॥ ૧૦ ॥

વચનો સુણી એવાં વીરનારે લાલ, ગોશાલે કોપજ કીધરે; સો.
કાળ ખૂટયો તારો કાશવારે લાલ, કહે વચનો પ્રસિદ્ધરે.
સો. તેણે. ॥ ૧૧ ॥

ઉદ્ધતપણું એવું જાણીનેરે લાલ, સર્વાનુભૂતિ અણગારરે; સો.
પ્રભુ પ્રત્યેના અનુરાગથીરે લા. ઉઠયા તેણી વારરે. સો. તેણે. ૧૨

ગોશાલા પાસે જઇ કહેરે લાલ, શાને ભૂલ્યો ઉપકારરે; સો.
ધર્મ જ્ઞાન તુંને અર્પીયુરે લા. દીક્ષા દીધી સુખકારરે. સો. તેણે. ૧૩

બહુ સૂત્રી તુંજને કર્યોરે લાલ, રાખ્યો તુને રૂડી રીતરે; સો.
વેસાયનના તપ તેજથીરે લાલ, તુંને બચાવ્યો ખચિતરે.
સો. તેણે. ॥ ૧૪ ॥

એ ઉપકારો ભુલી કરીરે લાલ, આજે થયો અવનિતરે; સો.
આવું કરવું તુંને ના ઘટેરે લાલ, વિસારી પૂર્વની પ્રીતરે.
સો. તેણે. ॥ ૧૫ ॥

સુણી વચન મુનિરાયનારે, ગોશાલો ક્રોધે ભરાયરે; સો.
તેજુલેસ્યાએ મુનિ બાળીયારે લા. ભસ્મ કીધા તુર્ત ત્યાંહીરે.
સો. તેણે. ॥ ૧૬ ॥

કાળ કરીને સ્વર્ગ આઠમેરે લાલ, પામ્યા સુર અવતારરે; સો.
ચરમ શરીરી મુગતિ જશેરે લાલ, વિદેહ ક્ષેત્ર મોઝારરે.
સો. તેણે. ॥ ૧૭ ॥

બીજી વેળા પ્રભુ વીરનોરે લાલ, કરે ઘણો તિરસ્કારરે; સો.
તે સુણીને કહી ના શક્યારે લાલ, સુનક્ષત્ર અણગારરે.
સો. તેણે. ॥ ૧૮ ॥

પ્રભુ પ્રત્યેના અતિરાગથીરે લાલ, દેતાં ગોશાલાને શિખરે; સો.
તે મુનિને તેણે બાળીયારે, ક્રોધ રૂપી આણી વિખરે.
સો. તેણે. ॥ ૧૯ ॥

થતાં પરિતાપ તે ક્ષણેરે લાલ, સુનક્ષત્ર મુનિરાયરે; સો.
કીધા સર્વથી તુર્ત ખામણારે લાલ, કાળ કરી સ્વર્ગે જાયરે.
સો. તેણે. ॥ ૨૦ ॥

ત્રીજી વેળા ભગવંતથીરે લાલ, કીધો ગોશાલે કોપરે; સો.
છુકી ગયો શાને કાશવારે લાલ, તુર્ત કરૂં તારો લોપરે.
સો. તેણે. ॥ ૨૧ ॥

પ્રભુ પ્રકાશી તેને કહેરે લાલ, ભૂલ્યો સર્વ ઉપકારરે; સો.
ગોશાલા આવું શું કહેરે લાલ, સમજી શાસ્ત્રનો સારરે.
સો. તેણે. ॥ ૨૨ ॥

વચનો સુણી મહાવીરનારે લાલ, કોપ કીધા પારાવારરે; સો.
સાત આઠ કદમો હઠીરે લાલ, લેસ્યા કાઢી તેણીવારરે.
સો. તેણે. ॥ ૨૩ ॥

પ્રભુ સન્મુખે ચોટ મારીનેરે લાલ, લેસ્યા છોડી તત્કાળરે; સો.
ભસ્મ કરવા ભગવંતનેરે લાલ, આવી અગ્નિ તણી જાળરે.
સો. તેણે. ॥ ૨૪ ॥
શીઘ્ર સ્પર્શી ભગવંતનેરે લાલ, તેજુલેસ્યા ભયંકારરે; સો.
ઉંચે ચડી આકાશમાંરે લાલ, ભસ્મ તણી કરનારરે.
સો. તેણે. ॥ ૨૫ ॥
લેસ્યા હણાણી ભગવંતથીરે લાલ, ઉપજાવી પરિતાપરે; સો.
પેઠી ગોશાલામાં તે ક્ષણેરે લાલ, ભય પામ્યા આપોઆપરે.
સો. તેણે. ॥ ૨૬ ॥
ઘાયલ કીધું તેનું કાળજુંરે લાલ, કંપ્યા કાયા તણા તારરે; સો.
નિજ પાપે શિક્ષા પામીયોરે લાલ, કુબુદ્ધિ તણો ભંડારરે.
સો. તેણે. ॥ ૨૭ ॥
ક્રોધાવેશે કહે વીરનેરે લાલ, ગોશાલો મતિહિણરે; સો.
મુજ લેસ્યાએ તું કાશવારે લાલ, થશે છ માસમાં ક્ષીણરે.
સો. તેણે. ॥ ૨૮ ॥
પીતજ્વરાદિ મહા રોગથીરે લાલ, થશે છદ્મસ્થ કાળરે; સો.
વીર કહે વળતું તેહનેરે લાલ, સાંભળ તું ગોશાલરે.
સો. તેણે. ॥ ૨૯ ॥
સોળ વર્ષો હજુ માહરેરે લાલ, છે આયુષ્યબંધ અખંડરે; સો.
તારાં કીધાં તુજને નડયાંરે લાલ, તુજ લેસ્યાએ પામ્યો દંડરે.
સો. તેણે. ॥ ૩૦ ॥
સાતમા દિન તણી રાતમાંરે લાલ, નિશ્ચે થશે તારો કાળરે; સો.
હજુ ચેતી લે હિત કારણેરે લાલ, કુબુદ્ધિ દિલથી ટાળરે.
સો. તેણે. ॥ ૩૧ ॥
વીર વચન શ્રવણે સુણ્યાંરે લાલ, છતાં મુક્યું નહિ માનરે; સો.
તનુ તેજ ઝાંખું થયુંરે લાલ, ક્ષીણતા પામ્યું છે જ્ઞાનરે.
સો. તેણે. ॥ ૩૨ ॥

પ્રશ્નો પૂછયા ગૌતમ સ્વામીએરે લા. પામ્યો નહિ તેનો ભેદરે; સો.
મલી સભામાં ગર્વ ગાળીયોરે લા. પૂર્ણ પામ્યો જેથી ખેદરે.
સો. તેણે. ॥ ૩૩ ॥

ક્રોધાવેશે યત્નો બહુ કર્યારે લાલ, બાળી દેવા મુનિ વૃંદરે;
તેજુલેસ્યા નીકળે નહિરે લાલ, તેથી થયો મતિમંદરે;
સો. તેણે. ॥ ૩૪ ॥

સુજ્ઞ જનો મુખથી કહેરે લાલ, જાણ્યો ગોશાલાને જુઠરે; સો.
બે સાધુને તેણે બાળીયારે લાલ, દિલનો દીસે છે ધ્રીઠરે;
સો. તેણે. ॥ ૩૫ ॥

લેસ્યા તણા તપ તેજથીરે લાલ, ઉદરે વધી છે પીડરે; સો.
હાય બળું કહેતો મુખથીરે લાલ, કરડે ચિંતારૂપી કીડરે.
સો. તેણે. ॥ ૩૬ ॥

મારે પછાડા મહી ઉપરેરે લાલ, પંપાળે શિરના કેશરે; સો.
શાણા સાધુ ગોશાલનારે લાલ, તેને શ્રદ્ધા રહી ન લેશરે.
સો. તેણે. ॥ ૩૭ ॥

ગોશાલા મત છાંડી કરીરે લાલ, નમ્યા પ્રભુજીને પાયરે; સો.
તમે સાચા ભગવંતજીરે લાલ, દર્શને પાતક જાયરે.
સો. તેણે. ॥ ૩૮ ॥

ભસ્મ કરવા ભગવંતનેરે લાલ, આવ્યો હતો ગોશાલરે; સો.
એ ઇચ્છા નિષ્ફળ નિવડીરે લાલ, પાપી બન્યો પોતે બાળરે.
સો. તેણે. ॥ ૩૯ ॥

માન મર્દાયું કષ્ટ પામીયોરે લાલ, થયો અતિ તિરસ્કારરે. સો.
પ્રભુ પાસેથી તુર્ત નીકળ્યોરે લા. આવ્યો તે પુર મોઝારરે.
સો. તેણે. ॥ ૪૦ ॥

આળપંપાળે મુખ બોલતોરે લા. પહોંચ્યો કુંભકારીને સ્થાનરે; સો.
આમ્રફળ ગ્રહી હાથમાંરે લાલ, નાચે બની બેભાનરે.
સો. તેણે. ॥ ૪૧ ॥

કુંભકારીને કર જોડતોરે લાલ, લીપતો મહીથી ગાત્રરે; સો.
કૃષ્ણ લેસ્યા પરિતાપથીરે લાલ, બળી રહ્યો કુપાત્રરે.
સો. તેણે. ॥ ૪૨ ॥

આઠમી એ ઢાળમાંરે લાલ, ગોશાલાનો અધિકારરે; સો.
દેવસી સ્વામીના પ્રતાપથીરે લાલ, કહે મુનિ સહકારરે.
સો. તેણે. ॥ ૪૩ ॥

## ॥ દોહરા ॥

ગયા પછી ગોશાલને, ભાંખે શ્રી ભગવંત;
સર્વ મુનિવર સાંભળો, લેસ્યાનું વૃત્તાંત. ॥ ૧ ॥

મુજ માથે મુકી હતી, જે લેસ્યાની જાળ;
સોળ દેશો જે સામટા, બળી જાય તત્કાળ. ॥ ૨ ॥

મગધ મલ્યને માળવો, અંગ વંગ વછદેશ;
લાટ પાટ અચ્છ કોચ્છને, કાશી કોશલ દેશ. ॥ ૩ ॥

મોલી ને વજ્જિ વળી, અવધ સંચુત પ્રદેશ;
તે દેશોમાં સર્વને, દગ્ધજ કરે વિશેષ. ॥ ૪ ॥

સુણી શક્તિ લેસ્યા તણી, વીર પ્રભુની પાસ;
સર્વે આ આશ્ચર્ય પામતાં, ગૌતમ પૂછે ખાસ. ॥ ૫ ॥

વિસ્તીર્ણ લેસ્યા વેગથી, પડી આપને શિર;
શી રીતે પ્રભુ આપનું, રહ્યું સ્થિર શરીર. ॥ ૬ ॥

શંક નિવારણ કારણે, કહે શ્રી જિનરાય;
પરાઘાતી નામ કર્મથી, સ્થિર રહી આ કાય. ॥ ૭ ॥

થયા થશે ને થાય છે, અરિહંતા ભગવંત;
વીર્યવિઘ્ન ત્રોડી કરી, પામ્યા શક્તિ અનંત. ॥ ૮ ॥

# શ્રી તીર્થંકરના બળનું વર્ણન

(અન્યોક્તિ છંદ ભુજંગી.)

સુણો વીર્ય બોલું વિશાળો વિબુદ્ધો,
નરે બાર યોદ્ધે મળી એક ગોધો;
દશે ગોધલે લેખવો એક ઘોડો,
તુરંગેણુ બારે મળી એક પાડો;
દશ પંચમહીષો મદોન્મત નાગો,
ગજ પાંચસે કેશરી વીર્ય લાગો;
હરિ વિશસે વીર્ય અષ્ટાપદેકો,
દશ લક્ષ અષ્ટાપદે રામ એકો;
ભલા રામ યુગ્મે સમો વાસુદેવો,
યુગ્મ વાસુદેવે ગણી ચક્રી લેવો;
ભલા લક્ષ ચક્રી સમો નાગ શૂરો,
ક્રોડ નાગ કુમારે ગણો ઇંદ્ર પુરો;
અનંતે શું ઇંદ્રે હોય શક્તિ જેતી,
ભુજા એકમાંહી જિનને શક્તિ એતી. ॥ ૧ ॥

॥ દોહરા ॥

લોકાલોક એ સર્વમાં, શક્તિના અણું ભાગ;
ભરતાં પણ સામે નહિ, તો પામે કોણ તાગ. ॥ ૯ ॥
એ શક્તિ અરિહંતની, લોપી શકે ના કોય;
કોણ માત્ર ગોશાલની, તેજુલેસ્યા હોય. ॥ ૧૦ ॥
સુણી વાત વીતરાગની, વદે ગૌતમ વજીર;
અહો અહો ભગવંતજી, બહુ બળવંતા ધીર. ॥ ૧૧ ॥
સ્થાપી ત્યાં તે વાતને, હવે કહું જે સ્થિત;
સુજ્ઞ જનો સહુ સાંભળો, અંતર આણી પ્રીત. ॥ ૧૨ ॥

સેવક છે ગોશાલનો, અયંપુલ છે નામ;
પ્રબળ પુણ્યના યોગથી, મળ્યા મનોહર ધામ. ॥ ૧૩ ॥

શું સંસ્થાન હાલા તણું, હશે જગત મોઝાર;
પુછું ગુરુ ગોશાલને, છે શંક નિવારણહાર. ॥ ૧૪ ॥

ગયો અયંપુલ પૂછવા, કુંભકારીને સ્થાન;
આવી જોતાં ગોશાલની, સ્થિતિ જોય બેભાન. ॥ ૧૫ ॥

શરમીંદો થાતો થકો, તુર્તજ ત્યાંથી જાય;
દિશાચરો છ માંહીથી, કહે સંબોધી ત્યાંય. ॥ ૧૬ ॥

ચિન્હો છેલ્લા જીનના, નાચ કરે એ રીત;
શંકા તમારી ટાળશે, જઈ પૂછો ધરી પ્રીત. ॥ ૧૭ ॥

એક જણે ગોશાલને, કરી દીધો સંકેત;
ગોશાલો તેથી કરી, થઈ રહ્યો સાવચેત. ॥ ૧૮ ॥

અયંપુલ આવ્યા પૂછવા, ટાળું શંકા સ્થાન;
વંશ મૂળ સરખું જાણજો, હાલાનું સંસ્થાન. ॥ ૧૯ ॥

શંકાને ટાળી કરી, નિજ સ્થાને તે જાય;
લેસ્યા તણા પરિતાપથી, ગોશાલો પીડાય. ॥ ૨૦ ॥

સેવક આદિ સાધુને, સમજાવી કહે એમ;
મુજ મરણની પાછળે, કરજો કીર્તિ ક્ષેમ. ॥ ૨૧ ॥

આડંબર અરિહંતનો, કરી મોટે મંડાણ;
કેજો જિન ચોવિસમા, પામ્યા છે નિર્વાણ. ॥ ૨૨ ॥

વચને બાંધ્યા સર્વને, કરવા ધાર્યું કામ;
આવ્યો દિવસ સાતમો, પસ્તાવાનું ઠામ. ॥ ૨૩ ॥

કીધાં કર્મને ઓળખી, હૃદય ઘણું પસ્તાય;
ગોશાલો શુભ ભાવથી, સમદૃષ્ટિ ત્યાં થાય. ॥ ૨૪ ॥

ઉપકારી અરિહંતના, ભૂલ્યો હું ઉપકાર;
મારા સરખા પાપીને, છે ક્રોડ ધિક્કાર. ॥ ૨૫ ॥
અશ્રુ ભરેલી આંખથી, કરતો પશ્ચાતાપ;
આતમ ઘાતી હું થયો, સંચ્યા બહોળા પાપ. ॥ ૨૬ ॥
ન સંઘરે નર્ક સાતમી, કીધાં એવાં કર્મ;
ગોશાલો સદભાવથી, પ્રગટ કરે નિજ મર્મ. ॥ ૨૭ ॥

## ગોશાલે કરેલો પશ્ચાત્તાપ

## ઢાળ એકસઠમી

(રાગ-સુણો ચંદાજી શ્રીમંદિર)

અરે આતમજી મેં તો પોઠ ભરી મહા પાપની,
કીધી કુટિલતા મેં અમાપની;
અરે આતમજી મેં તો પોઠ ભરી મહા પાપની.—એ ટેક.
જે પદવી પામ્યા છે શ્રી અરિહંતની,
છે અચિંત્ય વિભૂતિ તે ભગવંતની;
કીધી ચિંતવણા એના અંતની. અરે. ॥ ૧ ॥
દુઃખ સ્થિતિમાં સંભાળ જે પ્રભુએ લીધી,
અર્પી સંયમ શુભ શિખામણ દીધી;
કુટિલતા મેં તે પ્રત્યેજ કીધી. અરે. ॥ ૨ ॥
સુર પુરંદર જેવા નમે જેહ ધીરને,
જેનું નાવ પામ્યું ભવ સિંધુના તીરને;
મેં દુઃખ દીધું એવા મહાવીરને. અરે. ॥ ૩ ॥
જેની જોડી તો જડે નહિ ત્રણે લોકમાં,
જેના ગુણ ગણ્યું સમાય નહિ આ લોકમાં;
હું પડયો અવગુણના થોકમાં. અરે. ॥ ૪ ॥

મેં કદર ન કીધી કરૂણાવંતની,
દયા પ્રતિદિને પાળે જે જગ જંતની;
મેં ઘાત કીધી એવા એ સંતની. અરે. ॥ ૫ ॥

કીધાં કૃત્યની માફી પ્રભુ સમીપે માગું,
મિથ્યા દંભને મુજ અંતરથીજ ત્યાગું;
સ્વસ્વભાવે ગતિ કરવા લાગું. અરે. ॥ ૬ ॥

વારંવાર નિજ આતમને ધિક્કારી,
ગોશાલે કીધો ઉહાપો અપરંપારી;
કહે આંબાજી એ ઢાળ મનોહારી. અરે. ॥ ૭ ॥

## ॥ દોહરા ॥

નિંદા કીધી આત્મની, અંતરથી બહુ વાર;
નિજ પાસે બોલાવીયા, સ્થવીરોને તે વાર. ॥ ૧ ॥

સોગન અર્પી આકરા, કહે વચન ગોશાલ;
મુવા પછી આ પાપીને, કરજો બુરે હાલ. ॥ ૨ ॥

જે જિનવરના નામથી, દુરિત દૂર પળાય;
એવા શ્રી મહાવીરને, થયો મહા દુઃખદાય. ॥ ૩ ॥

જેના ચરણાર્વિંદમાં, નમે સ્વર્ગના ઈંદ્ર;
ત્રિલોકી છે જે પ્રભુ, જગમાં એજ જિનેંદ્ર. ॥ ૪ ॥

પાપી મંખલી પુત્ર હું, પ્રથમ હતો કંગાલ;
એ ભગવંતે દુઃખમાં, લીધી મુજ સંભાળ. ॥ ૫ ॥

મળી વિભૂતિ મુજને, સર્વે પ્રભુ પ્રતાપ;
ભૂલી એ ઉપકારને, સંચ્યાં બહોળાં પાપ. ॥ ૬ ॥

મહા મુનિ બે બાળીયા, કર્મ કીધાં મેં ક્રૂર;
લેસ્યા મુકી પ્રભુ ઉપરે, જઈશ નર્કમાં દૂર. ॥ ૭ ॥

લેસ્યા તાપે તન તપે, પાપે પ્રજ્વળે ઉર;
ઘોર કર્મી હું પાપીયો, જઇશ નર્કમાં દૂર. ॥ ૮ ॥

થયા થશે ને થાય છે, અતિ અધર્મ કરનાર;
મુજ સમ પાપી કો નહિ, દેજો મને ધિક્કાર. ॥ ૯ ॥

મુવા પછી આ પાપીને, દોર બાંધજો પાય;
મુખમાં થુંકી ઢસડજો, પુર પંથની માંહી. ॥ ૧૦ ॥

મોટા મોટા શબ્દથી, કરજો સહુને જાણ;
ગોશાલો નિશ્ચે ગયો, મરી નર્ક નિર્વાણ. ॥ ૧૧ ॥

બીરૂદ ધરાવી જિનનું, કરી સમણની ઘાત;
વેરી થયો મહાવીરનો, પહોંચાડી વ્યાઘાત. ॥ ૧૨ ॥

ચૌવટા ને ચકલા વિષે, નાને મોટે પંથ;
જાહેર કરજો પુરમાં, જિનવર છે નિગ્રંથ. ॥ ૧૩ ॥

એને શરણે જે જશે, તે પામે નિર્વાણ;
ગોશાલા મત છાંડજો, થાય પરમ કલ્યાણ. ॥ ૧૪ ॥

અશાતના અરિહંતની, કદી ન કરશો કોય;
નહિ તો ગોશાલા પરે, જન્મ જેને દુઃખ હોય. ॥ ૧૫ ॥

એમ કહીને તુર્તમાં, પામી ગયો તે કાળ;
સંયમને સમકિત થકી, પદ પામ્યો વિશાળ. ॥ ૧૬ ॥

મરણ જાણી ગોશાલનું, તુર્તજ વાસ્યાં દ્વાર;
અંદર સાવરથી આળખી, ચિત્રી પુર બઝાર. ॥ ૧૭ ॥

ડાબે ચરણે સિંદરી, બાંધીને તે વાર;
સ્થવીર લાગ્યા ઢસડવા, દેતા બહુ ધિક્કાર. ॥ ૧૮ ॥

દીધા સોગન પાળવા, કીધા એ સંસ્કાર;
જાહેર જણાવ્યું પુરમાં, ઉઘાડીને દ્વાર. ॥ ૧૯ ॥

કરી આડંબર જિનનો, દીધો અગ્નિદાહ;
પાછા વળી શ્મશાનથી, લીધો પુરનો રાહ. ॥ ૨૦ ॥
સરળ સ્વભાવી આતમા, ગૃહસ્થીને અણુગાર;
મુકી મત ગોશાલનો, પરમ ધર્મ ધરનાર. ॥ ૨૧ ॥
કોષ્ટક નામે વન થકી, વીરે કીધો વિહાર;
તપ સંયમમાં વિચરે, ભવીજન તારણહાર. ॥ ૨૨ ॥

## ઢાળ બાસઠમી

(રાગ—મુનિવર શોધે ઇરજા.)

લેસ્યા તણા પરિતાપથી, પીતજ્વરાદિ રોગ;
વ્યાપ્યો અંગે વીરને, અશુભ કર્મ સંયોગ. ॥ ૧ ॥
રૂધિર પડે નિહારમાં, વ્યથા વધી પ્રભુ અંગ;
ધૈર્ય ધરી અરિહંતજી, સહે દુઃખદ પ્રસંગ. ॥ ૨ ॥
એક દિવસ મિંઢિકપુરે આવ્યા શ્રી ભગવાન;
આજ્ઞા લઈ વનપાળની, ઉતર્યા ફાસુક સ્થાન. ॥ ૩ ॥
જાણ થયા જનપુરના, કરે પરસ્પર વાત;
છે આ પુરની બાહિરે, શાળ કોઠ પ્રખ્યાત. ॥ ૪ ॥
સમોસર્યા તે બાગમાં, ચોવિશમા જિનરાય;
દર્શન કરતાં તેહના, જન્મ મરણ ભય જાય. ॥ ૫ ॥
એમ અવધારી અંતરે, સજી બહુ શણગાર;
આવ્યા વીરને વાંદવા, પુરીજન અપરંપાર. ॥ ૬ ॥
પીપાસુ પ્રતિબોધના, જાણી જન સમુદાય;
દેતાં પ્રભુજી દેશના, ધર્મ બીજ રોપાય. ॥ ૭ ॥
પ્રસરી ઉદાસી પુરમાં, વીર પ્રભુને કાજ;
ચિંતાતુર સર્વે થયા, શ્રાવક મુનિરાજ. ॥ ૮ ॥

રેવતી નામે બાઈ છે, તે પુરમાં વસનાર;
અઢળક પામી સંપદા, પુણ્ય તણે અનુસાર. ॥ ૯ ॥

સરળ સ્વભાવી આતમા, દયા દિલે ધરનાર;
રૂપ ગુણે સતી શોભતી, વૃત્તિ પામી ઉદાર. ॥ ૧૦ ॥

તે બાઇએ મહાવીરની, જાણી દુઃખદ સ્થિત;
ત્રિલોકી એ સંતનો, પડશે દેહ ખચિત. ॥ ૧૧ ॥

એ ચિંતા અંતર ધરી, સતી રેવતીબાઇ;
રોગ શમે ભગવંતનો, કરવો એ ઉપાય. ॥ ૧૨ ॥

એવા અનુપમ ભાવથી, દિલમાં આણી દાઝ;
પાક બનાવી રાખીયો, વીર પ્રભુને કાજ. ॥ ૧૩ ॥

શિષ્ય શ્રી ભગવંતના, નામ સિંહા અણગાર;
છઠ છઠનાં કરે પારણાં, સૂર્ય તાપ સહનાર. ॥ ૧૪ ॥

શાલકોઠની સમીપમાં, છે જ્યાં ઝાડનું જુથ;
સિંહામુનિ તે નિકટમાં, ધ્યાન ધરે વિશુદ્ધ. ॥ ૧૫ ॥

પુરિજન પંથે ચાલતાં, કરે પરસ્પર વાત;
લેસ્યા થકી ગોશાલની, થશે પ્રભુની ઘાત. ॥ ૧૬ ॥

સ્થિતિ સુણી ભગવંતની, વ્યાપ્યું દુઃખ અપાર;
તરુ ઘટાની અંદરે, ગયા સિંહા અણગાર. ॥ ૧૭ ॥

જિનવર સરખા જગગુરુ, મુજના તારણહાર;
કાળ ધર્મ તે પામતાં, સૂનો થશે સંસાર. ॥ ૧૮ ॥

ઝૂરણા ઝૂરતા તે કહે, જીવે નહિ જગનાથ;
પ્રભુ પ્રત્યેના રાગથી, રહ્યું નહિ મન હાથ. ॥ ૧૯ ॥

રૂદન કરે તે કારણે, કરતા હાહાકાર;
વીરે વિલોકી જ્ઞાનમાં, બોલાવ્યા અણગાર. ॥ ૨૦ ॥

પ્રભુ કહે મુજ કારણે, રૂવે સિંહા અણગાર;
તેડી લાવો તુર્તમાં, જઇ ઘટા મોઝાર. ॥ ૨૧ ॥
આદેશે અરિહંતને, મુનિ ગયા તે પાસ;
વચન સુણી વીરના, તેડી લાવ્યા ખાસ. ॥ ૨૨ ॥
દુરથી દેખી આવતા, પ્રભુ કહે તે વાર;
અહો મુનિ મુજ કારણે, રૂદન કીધું બહુ વાર. ॥ ૨૩ ॥
હજુ આયુષ છે માહરૂં, સોળ વર્ષ પર્યંત;
મુજને કારણ મહામુનિ, રહો તમે નિશ્ચિંત. ॥ ૨૪ ॥
બાસઠમી એ ઢાળમાં, સુણતાં સિંહા અણગાર;
કહે આંબાજી તે ક્ષણે, પામ્યા હર્ષ અપાર. ॥ ૨૫ ॥

## ॥ દોહરા ॥

સિંઢિકપુરમાં રેવતી, દિલની છે ઉદાર;
પાક કીધો મુજ કારણે, લેસ્યો નહિ અણગાર. ॥ ૧ ॥
બીજો પાક નિપજાવીયો, તેના ઘરને કાજ;
તે વ્હોરીને લાવજો, આરોગીશું આજ. ॥ ૨ ॥
એ ઉપાયે અંગથી, ટળશે રોગ તમામ;
ચાલ્યાં સુણીને વ્હોરવા, મુનિ ધરી મન હામ. ॥ ૩ ॥
ઇરિયા સમિતિ ચાલતાં, પહોંચ્યો પુર મોઝાર;
રેવતીને ઘર આવીયા, સુઘડ સિંહા અણગાર. ॥ ૪ ॥

## ઢાળ ત્રેસઠમી

(રાગ–રહી જાવ આજુની રાત હંસારે રાજા.)

આવતાં દેખ્યા મુનિરાય ઘર દ્વારે, આવતાં દેખ્યા મુનિરાય;
રેવતીને હર્ષ ન માય, ઘર દ્વારે આવતાં દેખ્યા મુનિરાય.–એ ટેક.

સિંહાસન છોડીને સન્મુખે આવી, ધર્મ પ્રેમ ઉભરાય; ઘર. ॥૧॥
કરજોડીને કરે વંદના બાઇ, પડી પડી મુનિને પાય. ઘર. ॥૨॥
સૂર્ય સોના સમો આજનો ઉગ્યો, મળીયા છે મહા મુનિરાય. ઘર. ૩
જન્મ કૃતારથ માને પોતાનો, અરજ કરી કહે ત્યાંય. ઘર. ॥૪॥
પાવન કીજે મુનિ મંદિર મારૂં, સમય લેખાનોરે થાય. ઘર. ૫
અરજ સુણી મુનિ મહેલે પધાર્યા, વ્હોરાવે રેવતીબાઇ. ઘર. ૬
મારારે પ્રભુ માટે પાક જે કીધો, તે તો ન કલ્પે લગાર. ઘર. ૭
તમારા ઘર માટે કીધેલામાંથી, વ્હોરાવા આવ્યો આ વાર. ઘર. ૮
એવુંરે સુણતાં સતી વિસ્મય પામી, કહે કયાંથી જાણ્યો એ સાર.
ઘર. ॥૯॥
મુનિ કહે મારા પ્રભુજીએ કીધું, ત્રિકાળ જે જાણનાર. ઘર. ૧૦
એવુંરે સુણતાં કહે રેવતી બાઈ, એજ જ્ઞાની ભગવાન. ઘર. ૧૧
ઉત્કૃષ્ટા ભાવે કરી પાક વ્હોરાવ્યો, છેદ્યો ત્યાં અનંત સંસાર. ઘર. ૧૨
બાંધ્યું તીર્થંકર ગોત્રજ તિહાં, વૃષ્ટિ સોનૈયાની થાય. ઘર. ૧૩
કહે આંબાજી ત્રેસઠમી ઢાળે, વર્ત્યો છે જયજયકાર. ઘર. ૧૪

॥ દોહરા ॥

વાજાં વજાડી સુરવરો, બોલે મધુરી વાણ;
ભલે જન્મી બાઇ રેવતી, લીધી જન્મની લ્હાણ. ॥ ૧ ॥

પુરિજનો ટોળે મળ્યા, જોવા દ્રવ્યો પંચ;
ખ્યાતિ કરી કહે બાઇને, કીધો પુન્યનો સંચ. ॥ ૨ ॥

આજ તમારે આંગણે, આવ્યો સિંહો અણગાર;
પરમ પ્રમોદે તેહને, પ્રતિલાભ્યો આહાર. ॥ ૩ ॥

પુર પ્રજાએ બાઇના, કીધા ઘણા ગુણ ગ્રામ;
જીવ્યું તો લેખે થયું, કહી ગયા નિજ ધામ. ॥ ૪ ॥

વ્હોરીને પાછા વળ્યા, સુઘડ સિંહા અણગાર;
આવ્યા વીરની આગળે, મનમાં મોદ અપાર. ॥ ૫ ॥

પાત્ર થકી કર પાત્રમાં, પ્રભુએ લીધો પાક;
વીર ભગવંતે વાપર્યો, ભાવ ઉદાસી રાખ. ॥ ૬ ॥

અલ્પ માસને અંતરે, રોગ થયો ઉપશાંત;
શરીરે શાતા પામીયા, જયવંતા ભગવંત. ॥ ૭ ॥

ગૌતમઆદિ ગણધરો, રીઝયા પારાવાર;
રીઝયા સાધુ સાધવી, રીઝયા બહુ નરનાર. ॥ ૮ ॥

સુરાસુરો રીઝયા ઘણું, રીઝયા દેવી વૃંદ;
જાણી કુશળ ભગવંતને, વ્યાપી રહ્યો આનંદ. ॥ ૯ ॥

તે વેળા ભગવંતને, પૂછે ગૌતમ સ્યામ;
ગોશાલો પ્રભુ ક્યાં ગયો, કરીને એવાં કામ. ॥ ૧૦ ॥

પ્રત્યુત્તરે ભાંખે પ્રભુ, ગોશાલાની વાત;
લેસ્યા મુકી મુજ ઉપરે, કીધી સમણુની ઘાત. ॥ ૧૧ ॥

પાપ અમાપ સંચ્યાં હતાં, નરકે થાત નિવાસ;
કીધેલાં નિજ કર્મથી, અંતે પામ્યો ત્રાસ. ॥ ॥ ૧૨ ॥

નિંદા કીધી નિજ આત્મની, બહુ બળાપા સાથ;
અંતરથી રોયો ઘણું, રહ્યું નહિ મન હાથ. ॥ ૧૩ ॥

તામલી તાપ સહદ થયો, તપ દુક્કર કરનાર;
ગોશાલે તો ઉલટો, કીધો છે હદપાર. ॥ ૧૪ ॥

તેથી અંતે પામીયો, સંયમને સમકિત;
કાળ કરી સ્વર્ગ બારમે, પહોંચ્યો રૂડી રીત. ॥ ૧૫ ॥

સુર સુખોને વિલસી, લેશે નર અવતાર;
જંબુદ્વિપે ભરતમાં પુર હશે મનોહાર. ॥ ૧૬ ॥

શતદ્વાર એ નગરનો, સુમતિ નામે રાય;
ભદ્રા રાણી તેહની, રૂપ ગુણે પંકાય. ॥ ૧૭ ॥

તેની કુખે આવીને, છે જન્મ ધરનાર;
નામ સ્થપાશે તેહનું, મહાપદ્મ કુમાર. ॥ ૧૮ ॥

માતપિતા વર્ષ આઠમે, આણી અંતર પ્રેમ;
રાજ્યગાદી બેસાડશે, કરવા તેનું ક્ષેમ. ॥ ૧૯ ॥

તરૂણપણું ત્યાં પામશે, કરશે વિવિધ ફેલ;
રાજપાટ સુખ સાહેબી, ઋદ્ધિ રેલમછેલ. ॥ ૨૦ ॥

નામ બીજું મહાપદ્મનું, દેવસેન દેવાય;
વિમળવાહન તે રાયનું, તે ત્રીજું કહેવાય. ॥ ૨૧ ॥

માબાપ મૃત્યુ પામશે, પાછળથી તે રાય;
અતિ અનીતિ આદરી, ક્રૂર પ્રણામી થાય. ॥ ૨૨ ॥

## ઢાળ ચોસઠમી

(રાગ—એક દિવસ રૂક્ષ્મણી હરિ સાથે.)

વિમળવાહન રાજા પાપીરે થાશે, જ્યાં જ્યાં મુનિયોને જોશેરે;
ઈર્ષા ભાવ અતિ અંતરમાં આણી, દ્વેષી તે પ્રત્યે હોશેરે.
વિમળવાહન રાજા પાપીરે થાશે.—એ ટેક. ॥ ૧ ॥

કંઇક મુનિયોને બંધને બાંધી, પુરશે કેદની માંહીરે;
ડંડ ચાબુક આદિ શસ્ત્રે કરીને, માર મારશે ત્યાંહીરે. વિમળ. ૨

પંથે પેખી કંઇક મુનિવરોના, લુંટી લેશે વસ્ત્ર પાત્રાંરે;
ત્રાહીત્રાહી કરશે પુરની માંહી, થશે સખ્તમીની જાત્રારે. વિ. ૩

માર મારી બહુ અપમાન કરતો, કાઢશે પુરની બહારરે;
કંઇક મુનિયોને તેવીજ રીતે, કરી દેશે હદપારરે. વિ. ૪

કટ્ટો શત્રુ જૈન ધર્મનો થાશે, દ્વેષ અતિશે આણીરે;
તપસ્વી સરખા પણ મહા મુનિના, રૂંધી દેશે અન્ન પાણીરે. વિ. ૫

એવા અન્યાય જાણી પ્રજાના વૃંદો, જઇ કહેશે કરજોડીરે;
અરજ માનો જો રાજ હમારી, મુનિયોને દીયો છોડીરે. વિ. ૬

એની કદવા લેતાં વિનાશ થાશે, સુખના સર્વ સંયોગરે;
શિર નામી સર્વે અરજીજ કરીએ, એવુંક રવું નહિ યોગ્યરે. વિ. ૭

અરજ કરતાં છતાં પ્રજાના વૃંદો, વાત ધ્યાને નહિ લેશેરે;
તિરસ્કાર કરી તે પુર પ્રજાનો, મુનિયોને દુઃખ દેશેરે. વિ. ૮

હાહાકાર ઘણો પુરે વર્તાશે, પાડશે કૈંક તો આંસુરે,
ધર્મીજનોને તો ધાન ન ભાવે, ચિંતાનું થશે ચોમાસુંરે. વિ. ૯

વિમળનાથજીના શિષ્યના શિષ્ય, સુમંગલ અણગારરે;
પારણાં કરશે તે બબ્બે ઉપવાસે, ધૂપ અંગે સહનારરે. વિ. ૧૦

અવધિજ્ઞાન મોટું તેનેરે થાશે, તપસ્યા તણો પ્રતાપરે;
તેજુલેશ્યા થાશે તેમને મોટી, સહતાં સૂર્યનો તાપરે. વિ. ૧૧

એવા સમયમાં એકદા રાજા, ક્રીડા કાજે સજ્જ થાશેરે;
સૂભૂમિ ભાગ એ ઉદ્યાન મોટું, ત્યાં અશ્વરથે બેસી જાશેરે. વિ. ૧૨

વિમળવાહન જોશે પંથની પાસે, સુમંગલાચાર્ય મુનિરે;
સ્થિર કરશે જેહ ત્રણે યોગોને, લગાવી ધ્યાનની ધૂનિરે. વિ. ૧૩

ચાર અશ્વ તણા રથને દોડાવી, પીલશે મુનિને ધૂર્તરે;
ભૂમિપર પડી પાછા ઉભારે થાશે, તપસ્વી મુનિ તે તુર્તરે. વિ. ૧૪

કુશળ જોતા નૃપ ક્રોધે ભરાશે, પીલશે બીજી વારરે;
ત્રીજી વેળા પણ તેવીજ રીતે, પીલવા થશે તૈયારરે. વિ. ૧૫

સુમંગલાચાર્ય મુનિ તેજ વેળાએ, મુકી જોશે ઉપયોગરે;
અસંખ્ય કાળે જે બની સ્થિતિને, જોશે અવધિ પ્રયોગરે. વિ. ૧૬

ઉચે શબ્દે કહેશે વિમળવાહનને, પૂર્વે હતો તું તો પાપીરે;
મંખલી પુત્ર તું ગોશાલો થઇને, પાપ સંચ્યા અમાપીરે. વિ. ૧૭

ચરમ જિનેશર મહાવીર જેવા, અનંત તારા ઉપકારીરે;
હદપાર શબ્દો તેં તેનેજ કીધા, લેસ્યા મુકી ભયંકારીરે. વિ. ૧૮

પરમ પ્રભુજીની અશાતના કીધી, બાળ્યા તેના બે સંતરે;
એવા એવા જુલમો તારારે જાણ્યા, છતાં રહ્યા ક્ષમાવંતરે. વિ. ૧૯

ધન્ય મહાવીર તેમ ગૌતમ સ્વામી, દયા રાખી તિહાં તારીરે;
મુજથી તો તેવી સમતા ન રહેશે, સહુને જાણી દુઃખકારીરે. વિ. ૨૦

જગજંતુ પ્રતિપાળ મુનિયો, પોતે તરે પર તારીરે;
એવા મુનિવરો પુરીરે રાખ્યા, કારાગ્રહ મોઝારીરે. વિ. ૨૧

મળી સત્તા તેમાં મદમસ્ત થઇને, રહ્યો મુનિયોથી કોપીરે;
મુજ પાસે તારી સત્તા ન ચાલે, તુર્ત નાખું તને લોપીરે. વિ. ૨૨

એવું સુણતાં રાજા ક્રોધે ભરાશે, કરશે મહા ઉત્પાતરે;
દોડાવશે રથ મુનિ સન્મુખે, ચિંતવતો તેની ઘાતરે. વિ. ૨૩

તેજ વેળા મુનિ ક્રોધે કરીને, દેશે સન્મુખ દોટરે;
તેજુલેસ્યા મુકી તેના રથની માથે, ભસ્મ કરશે ચડીચોટરે. વિ. ૨૪

પાપી રાજા તિહાં કમોતે મરતાં, પામશે સાતમી નર્કરે;
અનંત દુઃખ તેમ તિમિર વ્યાપ્યું, ઉગે નહિ જ્યાં અર્કરે. વિ. ૨૫

એવી નર્ક વિષે નારકી થઇને, ભોગવશે પૂર્વ કર્મરે;
એવું જાણી ભવી પાપ પરહરીએ, ઉરે ધારી જૈન ધર્મરે. વિ. ૨૬

ક્રોધે કીધેલાંજ સાહસ માટે, ફરી થશે અણગારરે;
દુક્કર દુક્કર ત્યાં તપસ્યા કરીને, અંતે કરશે સંથારરે. વિ. ૨૭

માસ સંથારો તિહાં પૂર્ણ થયેથી, મુનિ કરી જશે કાળરે;
વૈમાન સર્વાર્થે સુખ ભવ પામી, લેશે શાંતિ વિશાળરે. વિ. ૨૮

ત્યાંથી ચવિ વિદેહ ક્ષેત્રની માંહી, માનવ થશે ઋદ્ધિવંતરે;
ત્યાગી બોધે તે અણગાર થઇને, કરી દેશે ભવઅંતરે. વિ. ૨૯

મહાવીર રસની ઢાળ રસીલી, પોરે રહી પૂર્ણ કીધીરે;
આંબાજી મુનિ કહે સંખ્યા ચોસઠની, લેજો શિખામણ સિધિરે. વિ.૩૦

## ॥ દોહરા ॥

વિમળવાહન નૃપતિ, જશે નર્ક મોઝાર;
પુરણ પાપ સંચી કરી, અનંત સહશે માર. ॥ ૧ ॥

ટાઢ અનંતી ત્યાંકણે, છે અંધારૂં ઘોર;
જઇ કરી એ નર્કમાં, કરશે મુખથી શોર. ॥ ૨ ॥

**ગોશાલાની ભવભ્રમણા કંઠે કરવા યોગ્ય.**

## ઢાળ પાંસઠમી

(રાગ-શી કહું કથની મારી.)

જન્મ ગોશાલાના થાશે રાજ, જન્મ ગોશાલાના થાશે;
ત્યાં શસ્ત્ર થકી છેદાશે, રાજ જન્મ ગોશાલાના થાશે.-એ ટેક.

વિમળવાહનનો સાતમીમાંથી, મચ્છીપણે જન્મ થાશે;
લાખો જીવોના પ્રાણ લુંટીને, સાતમીમાં ફરી જાશે. રાજ જન્મ. ૧

અનંત અનંત સહશે દુઃખો, દારૂણ નર્કાવાશે;
નીકળી ત્યાંથી જળધી જળમાં, મચ્છ થઈ જીવો ખાશે. રા. જ. ૨

ત્યાંથી મરી જાશે તમ પ્રભામાં, પછી સ્ત્રીજ થાશે;
દુષ્ટ ત્રિયા તે પાપજ સંચી, ફરી છઠ્ઠીમાં જાશે. રાજ. જ. ૩

ત્યાંથી નીકળી થશે ક્રૂરજ બાળા, પાપ કર્મો બહુ કરશે;
ત્યાંથી મરી જાશે ધુમ પ્રભામાં, મૂંઢપણે માર ખાશે. રા. જ. ૪

પંચમી નર્કથી નીકળી તુર્ત, પામશે સર્પની કાયા;
પાછો મરી જશે પંચમી નર્કે, રોપી પાપના પાયા. રા. જ. ૫

ધુમપ્રભાથી નીકળી પાછો, સર્પ થઈ ડંશ દેશે;
પાપ સંચી બહુ પંક પ્રભામાં, તુર્ત જન્મ ત્યાં લેશે. રા. જ. ૬

નર્ક ચોથીથી નીકળી તે તો, સિંહ થશે શિકારી;
ત્યાંથી મરી ફરી ચોથી નર્કે, જન્મ લેશે દુ:ખકારી. રા. જ. ૭

ચોથી નર્કથી નીકળી તે તો, સિંહ પાપી તે થાશે;
ઘણા જીવોની ઘાતો કરીને, નર્ક ત્રીજીમાં જાશે. રા. જ. ૮

ત્યાંથી નીકળી જશે પંખીમાં, કરશે ઘણાની ઘાતો;
ત્યાંથી મરી કરી વાલુપ્રભામાં, પામશે ત્યાં વ્યાઘાતો. રા. જ. ૯

નર્ક ત્રીજીથી નીકળી પાછો, જન્મ પંખીમાં ધરશે;
ત્યાંથી મરી કરી શકરપ્રભામાં, જન્મી દુ:ખમાં ફરશે. રા. જ. ૧૦

બીજીથી નીકળી ભુજપર થાશે, કૈંકને કરડી ખાશે;
ગોશાલાનો જીવ પાપ કરીને, વળી બીજીમાં જાશે. રા. જ. ૧૧

નીકળી બીજીથી ભુજાએ ચાલે, પામશે એવી કાયા;
ત્યાંથી મરી જશે પ્રથમ નરકે, પાપ કીધાં છે સવાયાં. રા. જ. ૧૨

પ્રથમ નર્કથી નીકળી તુર્ત, અસંજ્ઞીપચેંદ્રિય થાશે;
અનેક જીવોના જીવન લૂંટી, તેજ નર્કે ફરી જાશે. રા. જ. ૧૩

એકએકી નરકે બબે જન્મો, કર્મ વસે તે કરશે;
આંબાજી મુનિ કહે મંખલી પુત્ર, જન્મી કમોતે મરશે. રા. જ. ૧૪

## ॥ દોહરા ॥

મોર ચકોર ચકવા વળી, કાબર મેના હંસ;
કાક, કબુતર, કોકીલા, એ પંખીનો સંચ. ॥ ૧ ॥

એ જાતિ ખેચર તણી, ગણુતાં નહિજ ગણુાય;
એકએકી એ જાતિમાં, લાખો ભવે હણુાય. ॥ ૨ ॥

પંખીના એ ભવ વિષે, ગોશાલો જ્યાં જાય;
શસ્ત્ર તણુા પ્રહારથી, મરણુ કમોતે થાય. ॥ ૩ ॥

ભુજપરના ભેદો ઘણુા, ભટકે ભુંડે હાલ;
લાખો ભવ તેમાં કરી, થશે શસ્ત્રથી કાળ. ॥ ૪ ॥

ઉર પર જીવની જાતિમાં, લાખો છે અવતાર;
છેદન ભેદન શસ્ત્રના, સહશે વારંવાર. ॥ ૫ ॥

ચાર ભેદ થલચર તણા, ભૂતળમાં ફરનાર;
લાખો ભવ તેમાં થશે, કુમરણે મરનાર. ॥ ૬ ॥

જળે ભર્યા દરિયા વિષે, ગોશાલાનો જીવ;
છેદાશે ત્યાં શસ્ત્રથી, ઘણી પાડશે રીવ. ॥ ૭ ॥

વિગ્લેંદ્રીની જાતિમાં, જન્મે લાખો વાર;
કીધેલાં પૂર્વ કર્મથી, થાશે ત્યાં સંહાર. ॥ ૮ ॥

એકેંદ્રિના ભવ કરી, વનસ્પતિમાં જાય;
તીખી કડવી તુરિમાં, મરણુ શસ્ત્રથી થાય. ॥ ૯ ॥

લાખોને ક્રોડા ગમે, લેશે ત્યાં અવતાર;
છણુછણુતા તે તેલમાં, બળી બળી મરનાર. ॥ ૧૦ ॥

વણુસીકાયના ભવકરી, થશે તે વાયુકાય;
લાખો જન્મ ત્યાંકણે, શસ્ત્ર થકી છેદાય. ॥ ૧૧ ॥

ત્યાંથી જશે તેજુમાં, બાળીને બળનાર;
જન્મ મરણુ દુઃખ ભોગવે, લાખો ભવ મોઝાર. ॥ ૧૨ ॥

પાણીમાં પણુ જન્મશે, ખાટાં ખારાં નીર;
દુઃખ સહશે દરિયા વિષે, ઘડી ન રહેવું સ્થિર. ॥ ૧૩ ॥

નદી કુવાને દ્રહ વિષે, જન્મે લાખો વાર;
મરશે સઘળે શસ્ત્રથી, કર્મ કીધાં અનુસાર. ॥ ૧૪ ॥

ત્યાંથી તેનો આતમા, થાશે પૃથ્વીકાય;
અનેક લાખો જન્મમાં, છેદનભેદન થાય; ॥ ૧૫ ॥

ગાઢાં દુઃખો ભોગવી, કર્મ પાતળાં થાય;
પૃથ્વીમાંથી નીકળી, ઉંચ પામશે કાય. ॥ ૧૬ ॥

રાજગ્રહીની બાહિરે, આવી થશે તે બાઇ;
આચરશે ગુણીકાપણું, મોત શસ્ત્રથી થાય. ॥ ૧૭ ॥

ત્યાંથી મરી તે પુરમાં, વળી ગુણીકા તે થાય;
ત્યાં પણ તેવી રીતથી, શસ્ત્ર થકી છેદાય. ॥ ૧૮ ॥

જંબુદ્વિપે ભરતમાં, વિભેલ સનિવેશ;
બ્રહ્મસુતા ત્યાં જન્મશે, રૂપવંતી વિશેષ. ॥ ૧૯ ॥

તરૂણપણું ત્યાં પામશે, લગ્ન એકદા થાય;
સગર્ભા થઇ સુંદરી, પિયર ઘરે તે જાય. ॥ ૨૦ ॥

પંથે અગ્નિઝાળમાં, બળી મરશે તત્કાળ;
ગોશાલાનો આતમા, પામી જાશે કાળ. ॥ ૨૧ ॥

અગ્નિકુમારની જાતિમાં, દક્ષણ દિશે જાય;
ત્યાંથી જાશે મનુષ્યમાં, ત્યાં સમકિતિ થાય. ॥ ૨૨ ॥

બોધ સુણી ગુરુરાજનો, લેશે સંયમ ભાર;
વિરાધી ચારિત ધર્મને, થશે અસુર કુમાર. ॥ ૨૩ ॥

માનવ ભવ પામી કરી, થશે વ્રતો લેનાર;
વ્રત વિરાધી તે થશે, દેવ વિદ્યુત કુમાર. ॥ ૨૪ ॥

ત્યાંથી નીકળી મનુષ્યમાં, ત્યાગપણું ધરનાર;
વળી વિરાધીકથી થશે, દેવથણીત કુમાર. ॥ ૨૫ ॥

ત્યાંથી ચવિ મનુષ્યમાં, વળી થશે અણગાર;
વિરાધીકના કારણે, જ્યોતિષી થાનાર. ॥ ૨૬ ॥

અવનિમાં આવી કરી, ધરશે નર અવતાર;
આરાધિક ચારિત્રથી, પ્રથમ સ્વર્ગ જાનાર. ॥ ૨૭ ॥

પ્રથમ સ્વર્ગથી નીકળી, વળી મનુષ્ય તે થાય;
પુરણ વ્રતો પાળીને, ત્રીજા સ્વર્ગે જાય. ॥ ૨૮ ॥

તેજ રીતે બ્રહ્મલોકમાં, મહા શુક્રેસુર થાય;
આણુતને આરણુ વિષે, મનુષ્ય થઈ ત્યાં જાય. ॥ ૨૯ ॥

આરણુથી આવી કરી, મનુષ્ય થશે પ્રધાન;
તપ સંયમથી પામશે, સર્વાર્થ સિદ્ધ વૈમાન. ॥ ૩૦ ॥

અનંતરાશી સુખની, અનુભવી તે સ્થાન;
ત્યાંથી ચવિ તે આતમા, મનુષ્ય થશે શ્રીમાન. ॥ ૩૧ ॥

વિદેહ ક્ષેત્ર વિશાળમાં, વિશાળ જેનું કુળ;
અઢળક ઋદ્ધિ પામશે, દુઃખ થશે નિર્મૂળ. ॥ ૩૨ ॥

પુત્ર થશે તે પર વડો, ભવદવ ઠારણુહાર;
નામ સ્થાપાશે તેહનું, દ્રઢપઇનો નિરધાર. ॥ ૩૩ ॥

સ્વજન કુટંબી સામટા, દાસદાસીના વૃંદ;
ખમાખમા સર્વે કરે, વર્તે જ્યાં આનંદ. ॥ ૩૪ ॥

સુખ માગ્યાં જ્યાં ભોજનો, પીરસી જમાડે માય;
ગોશાલાનો આતમા, બહુ સુખીયો ત્યાં થાય. ॥ ૩૫ ॥

લાડકવાયા પુત્રજી, તું હૈડાનો હાર;
મોંઘેરા મુજ પ્રાણુથી, તું જીવન આધાર. ॥ ૩૬ ॥

પુરણ પુન્યે પામશે, ભોગ અને ઉપભોગ;
દ્રઢપઈના તે એકદા, લેશે ત્યાગી જોગ. ॥ ૩૭ ॥

જૈનશાસન દીપાવશે, તપ સંયમમાં શૂર;
દૃઢપઇના થશે કેવળી, ચડતાં સમકિત પુર. ॥ ૩૮ ॥
લોકાલોક વિલોકશે, ત્રણે જાણશે કાળ;
પર્યાય જીવાજીવની, તે જાણે તત્કાળ. ॥ ૩૯ ॥
ભવ ભ્રમણા પોતાતણી, થઇ છે અપરંપાર;
વસમી વેળા જે પડી, તે દુઃખનો નહિ પાર. ॥ ૪૦ ॥
શિષ્યાદિ પરિવારને, બોલાવી નિજ પાસ;
વીતક તે પોતાતણા, કહી સંભળાવે ખાસ. ॥ ૪૧ ॥

**દૃઢપઇના કેવળી પોતાનું વૃત્તાંત જણાવશે તે**

## ઢાળ છાસઠમી

(રાગ—સીતારામ રાચી હો તે ચિત્ત કહે પ્રભરાયને.)

કહેશે દૃઢપઇના કેવળી, સુણજો ચિત્ત ધારી હો;
ભવ કીધા મેં દુઃખના, કહું તે વિસ્તારી હો.
સુણજો ચિત્ત ધારી હો.—એ ટેક. ॥ ૧ ॥
દીર્ઘકાળની પુરવે, હું હતો ગોશાલો હો;
ગયો રાજગ્રહી પુરમાં, ભેટયા વીર કૃપાળો હો. સુણ. ॥ ૨ ॥
નાલંદે તંતુવાયમાં, રહ્યો પ્રભુની પાસે હો;
ચોવિશમા જિનરાજજી, પારણું કરે માસમાસે હો. સુણ. ॥ ૩ ॥
વિજયને ત્યાં પારણું, વ્હોર્યું જિનરાજે હો;
દિવ્ય વૃષ્ટિ દેવે કરી, અંબરતળું ત્યાં ગાજ્યું હો. સુણ. ॥ ૪ ॥
ખરી ખુશાલી જાણીને, હું તુર્ત ત્યાં પહોંચ્યો હો;
ભાળી વિભૂતિ વીરની, સંગ તેનો બહુ રૂચ્યો હો. સુણ. ॥ ૫ ॥
ત્રણ પારણાં તે પુરમાં, કીધાં પ્રભુ વીરે હો;
ત્રણે તે દાતરને, પહોંચાડયા ભવતીરે હો. સુણ. ॥ ૬ ॥

ચોમાસું પુરૂં થતાં, વિહાર કરીને ચાલ્યા હો;
કોલાગસનિવેશમાં, ગોબહુલ વિપ્રે ભાળ્યા હો. સુણ્. ॥૭॥

વાંદી શ્રી ભગવંતને, દાન ઉલટથી દીધું હો;
ભાંગી ભવની ભેખડો, આત્મકાર્ય સિધ્ધું હો. સુણ્. ॥૮॥

જઇ જોયા તંતુવાયના, દૃષ્ટિથી સહુ ઠામો હો;
ભાળ્યા નહિ ભગવંતને, હણાણી મુજ હામો હો. સુણ્. ॥૯॥

ભિક્ષાવૃત્તિના સાધનો, હું ત્યાં તજીને ચાલ્યો હો;
કોલાગસનિવેશનો, રસ્તો તે ઝાલ્યો હો. સુણ્. ॥૧૦॥

સમાચારો શ્રી વીરના, પંથીને પૂછી જોતો હો;
પ્રભુ વિયોગે ઝૂરતો, રાહે ચાલ્યો હું રોતો હો. સુણ્. ॥૧૧॥

કોલાગસનિવેશમાં, મેં વીર પ્રભુને દીઠા હો;
વીર ચરણે શિર નામીયું, નેત્રે સુધાંસુ પેઠા હો. સુણ્. ॥૧૨॥

કીધી કૃપા કૃપાનિધિએ, પોતાનો કરી રાખ્યો હો;
આપી દિલાસો દુઃખમાં, મિથ્યાભ્રમ ભાંગી નાખ્યો હો.
સુણ્. ॥૧૩॥

દેશ પ્રદેશે બહુ વિચર્યા, જગતારૂ જિનરાયા હો;
વેસાયન લેસ્યા તાપથી, બચાવી મારી કાયા હો. સુણ્. ॥૧૪॥

છ ચોમાસા વિચર્યો, વીર પ્રભુની સાથે હો;
બોધ દીધો બહુ ધર્મનો, કૃપા કીધી જગનાથે હો. સુણ્. ॥૧૫॥

વિછિત્ત થઇ તપ આદર્યો, વીરથી જુદો પડીયો હો;
લેસ્યાલબ્ધિ પામીને, ઉન્મત પંથે ચડીયો હો. સુણ્. ॥૧૬॥

અજિન છતાં જિનરાયનું, મેં બીરૂદ ધરાવ્યું હો;
નિંદા કીધી મહાવીરની, ભવબીજડું ત્યાં વાવ્યું હો. સુણ્. ॥૧૭॥

સાવથીના ઉપવને, ગયો હું પ્રભુજી પાસે હો;
બે સાધુજીને બાળીયા, તેજુલેસ્યાને ત્રાસે હો. સુણ્. ॥૧૮॥

અરિહંત તણી ઉપરે, તેજુલેસ્યા મેં મૂકી હો;
કીધી અશાતના વીરની, સંયમ ગુણોને ચૂકી હો. સુણ. ॥૧૯॥

પાપ કર્મો ત્યાં સંચીને, પશ્ચાત્તાપ તે કીધો હો;
ત્યાંથી ગયો સ્વર્ગ બારમે, નૃપ થયો પ્રસિદ્ધો હો. સુણ. ॥૨૦॥

દારૂણ દુઃખ ઉપજાવીયું, સાધુસંતોને ભાળી હો;
પીલ્યા સુમંગળાચાર્યને, તેણે દીધો મને બાળી હો. સુણ. ॥૨૧॥

તે પાપે ગયો હું સાતમી, દુઃખ અનંતા દીઠાં હો;
ચૌદભવ સાત નર્કે કીધા, થઇ તિર્યંચો ધીઠા હો. સુણ. ॥૨૨॥

ખેચરઆદિ પાંચે જાતિમાં, તિર્યંચભવ મેં કીધા હો.
લાખો જન્મ એક એકમાં, શસ્ત્ર માર સહી લીધા હો. સુણ. ॥૨૩॥

પાંચ સ્થાવરમાં જાણજો, છે દીર્ઘકાળની સ્થિતિ હો.
છેદી નાખ્યો ત્યાં શસ્ત્રથી, એવી દશા મને વીતી હો. સુણ. ॥૨૪॥

પૃથ્વીમાંથી નીકળી, વિભેલસનિવેશે હો.
દ્વિજ સુતા હું ત્યાં થયો, બળી ગયો કર્માવિશે હો. સુણ. ॥૨૫॥

અગ્નિકુમારની જાતિમાં, દેવભવ મેં કીધો હો;
ત્યાંથી માનવ હું થયો, ત્યાં સમકિત મેં લીધો હો. સુણ. ॥૨૬॥

સુણ માનવના ભવ કરી, ગયો સર્વાર્થ સિદ્ધે હો;
સુખ અનંત મેં ત્યાં લહ્યાં, તપ સંયમ તે કીધે હો. સુણ. ॥૨૭॥

ત્યાંથી ચવિ અહિં આવીયો, ભવ કીધાં મેં ભારી હો;
અનહદ દીઠાં દુઃખડાં, કર્મ નડયાં નિરધારી હો. સુણ. ॥૨૮॥

એવું જાણી ભવી આતમા, પાપ કર્મ ના કરશો હો;
નહિ તો તમે મુજપરે, જન્મ અનંતા ફરશો હો. સુણ. ॥૨૯॥

જ્ઞાની મુખથી સાંભળી, ગોશાલાની સ્થિતિ હો;
ત્રાસિત થશે તે મુનિયો, રાખે વૈરાગની રીતિ હો. સુણ. ॥૩૦॥

દ્રઢપઇના તે કેવળી, શિવપુરમાં તે જાશે હો;
બાળી જન્મનાં બીજડાં, ત્રિતાપ રહિત તે થાશે હો. સુણુ. ॥૩૧॥
છાસઠમી તે ઢાળમાં, ભવ ભ્રમણા ભાંખી હો;
કહે આંબાજી તે સાંભળી, દુર્મતિ ઘો દૂર નાખી હો. સુણુ. ॥૩૬॥

## ॥ દોહરા ॥

કર્મ કરતાં ડરતા નથી, એ અજ્ઞાની લોક;
કર્મ ઉદયના કાળમાં, મુકશે મોટી પોક. ॥ ૧ ॥
જન્મ ધરી નિચ જાતિમાં, સહશે શસ્ત્ર પ્રહાર;
ગોશાલાનો આતમા, રડવડશે સંસાર. ॥ ૨ ॥
દુઃખ દશા ગોશાલની, સુણી પ્રભુને મુખ;
ગૌતમ કહે ભગવંતને, અહોઅહો એ દુઃખ. ॥ ૩ ॥
ભવભ્રમણા ગોશાલની, સુણતાં ઉપજે ત્રાસ;
એ બોધે ભવી આતમા, વરશે શિવપુર વાસ. ॥ ૪ ॥
પંચમ અંગે જાણજો, શતક પંદરમું જોય;
કવિતા કરી સિદ્ધાંતથી, શંક ન રાખો કોય. ॥ ૫ ॥
શાલકોષ્ટ એ વન થકી, વીરે કર્યો વિહાર;
જગતારણ ભગવંતજી, કરી રહ્યા ઉદ્ધાર. ॥ ૬ ॥

## દશારણ ભદ્ર રાજાનો વૈરાગ્ય

## ॥ દોહરા ॥

એક દિવસ અરિહંતજી, આવ્યા દશારણ દેશ;
ત્યાં દશારણપુરમાં, સંપતિ છે વિશેષ. ॥ ૧ ॥
મણી માણેક મોતી ઘણા, રત્ન અને પરવાળ;
પામ્યો ઋદ્ધિ રાજયની, દશારણ ભદ્ર ભૂપાળ. ॥ ૨ ॥

મહેલાતો ઉંચી ઘણી, પ્રબળ પુણ્યના ઠાઠ;
સુવર્ણ અછોડે ચળકતી, ઝુલે હીંડોળા ખાટ. ॥ ૩ ॥

સુંદર મંદિર માળીયા, સુરસદન અનુહાર;
ભુવનતણી ભીંતો વિષે, શોભાનો નહિ પાર ॥ ૪ ॥

તે રાજાએ એકદા, વ્રત લીધાં છે બાર;
સેવક છે શ્રી વીરનો, ધર્મ હૃદય ધરનાર. ॥ ૫ ॥

તે રાજા નિજ રાજ્યમાં, રહે છે અંતઃપુર;
દર્શન શ્રી ભગવંતના, ઝંખે એનું ઉર. ॥ ૬ ॥

તે વેળા ત્યાં આવીયા, વિહાર કરીને વીર;
આવી ઉતર્યા બાગમાં, ક્ષમા ગુણે ગંભીર. ॥ ૭ ॥

વનપાળે પ્રભુ વીરની, ખબર દીધી તે ખાસ;
પ્રભુ પધાર્યા બાગમાં, ઉપવનને આવાસ. ॥ ૮ ॥

સુણતાં રીઝયો ભૂપતિ, દીધું સિંહાસન છોડ;
અંગ નમાવી ભૂતળે, વાંદ્યા દ્વિકર જોડ. ॥ ૯ ॥

ખરી ખુશાલી આજ તો, સંભળાવી વનપાળ;
મુગટ વિના સહુ ભૂષણો, અર્પી દઉં તત્કાળ. ॥ ૧૦ ॥

એમ કહી વનપાળને, પોષ્યો પુરણ રીત;
સેનાપતિને ભૂપતિ, કહે ધરી મન પ્રીત. ॥ ૧૧ ॥

સર્વ રિયાસત રાજ્યની, તુર્ત કરો તૈયાર;
જાશું જિનવર વાંદવા, સજી સકળ શણગાર. ॥ ૧૨ ॥

રાજાને વચને કરી, શણગાર્યું તે પુર;
શણગાર્યો પુર પંથને, રચના કરી ભરપુર. ॥ ૧૩ ॥

ઈંદ્ર પરિયોની ઉપમા, સઘળી સુંદરાકાર;
રાણી શાણી પાંચસો, તે નૃપને દરબાર. ॥ ૧૪ ॥

આવી બીરાજ્યા બાગમાં, જયવંતા જિનભાણુ;
અંતઃપુરમાં રાણીઓ, સર્વે થઇ છે જાણ. ॥ ૧૫ ॥
ઉલટ ધરી નિજ અંતરે, પ્હેરી ઉમદા વેશ;
દાસી વૃંદે સ્યંદને, બેઠા હર્ષાવેશ. ॥ ૧૬ ॥
પાટ હસ્તીની ઉપરે, બેઠો તે મહીપાળ;
વીર વંદનને કારણે, થઈ રહ્યો ઉજમાળ. ॥ ૧૭ ॥
થઇ તૈયારી સર્વની, વાગ્યાં વિવિધ તૂર;
હળબળ લઇને સંચરે, હર્ષ ધરીને હજુર. ॥ ૧૮ ॥

કંઠે કરવા યોગ્ય

## ઢાળ સડસઠમી

(રાગ-દશમે ભવે શ્રી શાંતિજી)

હજારો ગમે શણગારીયા, અંબાડીએ ગજરાજ રૂડા;
ગયવરો ચાલ્યા તે ઝૂલતા, પ્રજા સળી જોવા કાજ રૂડા રાજા.
અહો અહો રૂદ્ધિ રાજ્યની.–એ ટેક. ॥ ૧ ॥
હજારો ગમે તેમ હયવરો, ચાલ્યા તે પંથ મોઝાર; રૂડા.
સરખે સરખા સજી વેશને, આરૂઢ થયા છે સ્વાર. રૂડા. અહો. ॥૨॥
શણગારો સજી સર્વે રાણીયું, રથારૂઢ થઈ તે વાર; રૂડા.
પંથ ચાલ્યા રથ પાંચસો, જોતાં તે વિસ્મયકાર. રૂડા. અહો. ॥૩॥
પાટ હસ્તી તણી આગળે, કીધી આજ્ઞાનુસાર; રૂડા.
એક હજાર ચાલી પાલખી, જેમાં છે રાજકુમાર. રૂડા. અહો. ॥૪॥
એવી ઋદ્ધિ રાજા દેખતાં, માની થયો મનમાંહી; રૂડા.
મુજ સમો સેવક વીરનો, હશે નહિ કોઇ ક્યાંહી. રૂડા. અહો. ॥૫॥
સુધરમાપતિ તિહાં આવતા, ગર્વિષ્ઠ દેખ્યો ભૂપાળ; રૂડા.
ગર્વ ઉતારવા નૃપનો, સજ્જ થયો સુરપાળ. રૂડા અહો. ॥૬॥

આત્મ સત્તાથી ઇંદ્રે રૂપ કર્યાં, જોતાં તે ચિત્ત હરનાર; રૂડા.
ઇંદ્રે ઉતાર્યું માન નૃપનું, વિકુર્વી ઋદ્ધિ અપાર. રૂડા. અહો. ॥૭॥

ઇંદ્ર ઋદ્ધિ રાજા દેખતાં, દીક્ષા લેવા સજ્જ થાય; રૂડા.
પાંચસો રાણી મળી એકઠી, વિનવી કહે તે ત્યાંહી. રૂડા.
રહો રહોને રાજેશરૂ. એ ટેક. ॥૮॥

હજારો અશ્વ ગજની સાહેબી, શાને છટકાવી જાય; રૂડા.
ત્યાગ વૃત્તિ જાણી આપની, દીલ અમારાં દુહાય. રૂડા. રહો. ॥૯॥

સુંદર ઝરૂખા છે શોભતા, જોતાં ઝાકઝમાળ; રૂડા.
આપ વિના અમને લાગશે, મંદિર મહાવિકરાળ. રૂડા. રહો. ૧૦

કુંવરો કુંવરી મળી વિનવે, હાથ જોડીને હજુર; રૂડા.
એની દયારે દીલે આણજો, આંસુડે ભીંજાવે ઉર. રૂડા. રહો. ૧૧

આજીજી કરતી રહી રાણીયું, દીલગીર દીલે ન માય; રૂડા.
એના પ્રત્યેરે રાગ ના રહ્યો, નૃપને ત્યાગ સુહાય. રૂડા. રહો. ૧૨

દશારણભદ્ર મહા ભૂપતિ, ઉતારે રાજ શણગાર; રૂડા.
રત્નજડીત્ર બેહુ કુંડળો, ઉતાર્યાં મુગટ ને હાર. રૂડા. રહો. ૧૩

સ્નેહી બંધન જેણે ત્રોડીયું, નૃપતિ થયા અણગાર; રૂડા.
ઈંદ્ર આવી તેને પાય નમે, સ્તુતિ કરે વારંવાર. રૂડા. રહો. ૧૪

ધન્ય ધન્ય વૈરાગી ભૂપતિ, લીધો છે જન્મનો લાવ; રૂડા.
પ્રભુ પાસે સંયમ આદર્યો, ધન્ય છે તમારા ભાવ. રૂડા. રહો. ૧૫

ધૂનરે લાગી ત્યાં ધર્મમાં, કીધા છે ઉગ્ર વિહાર; રૂડા.
કર્મ ખપાવી કેવળ પામીયા, પહોંચ્યા મોક્ષ મોઝાર. રૂડા. રહો. ૧૬

ચક્રવર્તી સરખા ભૂપતિ, તે પણ થયા અણગાર; રૂડા.
આંબાજી મુનિ કહે તે થયા, જૈનશાસન શણગાર. રૂડા. રહો. ૧૭

## સુબાહુ કુમારનો અધિકાર

### ॥ દોહરા ॥

તે કાળે ને તે સમે, ભરતક્ષેત્ર મોઝાર;
હસ્તીશિર્ષ નામે કરી, નગર અતિ મનોહાર. ॥ ૧ ॥
લાખોપતિ કોટીપતિ, અબજો પતિ છે તેમ;
કંઈક પૂર્વના પુન્યથી, પામ્યા છે બહુ ક્ષેમ. ॥ ૨ ॥
સુંદર કૃતિ તે શહેરની, છે ઋદ્ધિ ભરપુર;
અદિનશત્રુ તે પુરનો, છે પ્રતાપી હજુર. ॥ ૩ ॥
અંતે ઉર મોટું ઘણું, એક સહસ છે નાર;
પ્રમુખ રાણી ધારણી, તે નૃપને દરબાર. ॥ ૪ ॥
અંગજ ધારણી રાણીનો, સુબાહુ કુમાર;
રૂપ ગુણ છે શોભતો, અંગે સુંદરાકાર. ॥ ૫ ॥
તરૂણપણું તે પામીયો, બડભાગી યુવરાજ;
અતિ મનોહર માળીયાં, બંધાવ્યાં તે કાજ. ॥ ૬ ॥
રાજભુવન રળીયામણા, દીપે દેદીપ્યમાન;
શોભા તેની શી કહું, જોતાં સ્વર્ગ વિમાન. ॥ ૭ ॥
શુભ વેળા શુભ મુહુર્તે, મંગળ તિથિ તેમ;
કન્યા પરણાવી પાંચસો, ગણી પુત્રનું ક્ષેમ. ॥ ૮ ॥
પુષ્પચુલાઆદે કરી, બહુ નમણી છે નાર;
તે સંગે સુખ વિલશે, રહી ભુવન મોઝાર; ॥ ૯ ॥
નાટકના ધમકારથી, ગયો ન જાણે કાળ;
સુરપુરંદર સારિખો, રહે મનોહર માળ. ॥ ૧૦ ॥
ત્યાં પધાર્યા તે સમે, ચોવિસમા ભગવંત;
રાજા પ્રજા નીકળ્યા, વાંદે ધરીને ખંત. ॥ ૧૧ ॥

સુણી સુબાહુ કુંવરે, વીર પ્રભુની વાત;
સમોસર્યા છે બાગમાં, ત્રણ જગતના વિખ્યાત. ॥ ૧૨ ॥

તે જાણી ત્યાં આવીયા, ગુણીયલ રાજકુમાર;
વંદન કરી પ્રભુ વીરને, બેઠા તેણીવાર. ॥ ૧૩ ॥

જોતાં કુંવરના રૂપને, ગૌતમ વિસ્મય થાય;
અજબ વિભૂતિ અંગની, દેખી હર્ષ ન માય. ॥ ૧૪ ॥

ચંદ્રકિર્ણ સમ સ્ફૂટતી, કુંવર અંગની જ્યોત;
ભારે ભૂષણ ઓપતા, થઇ રહ્યો ઉદ્યોત. ॥ ૧૫ ॥

અનંત જ્ઞાની આગળે, મળી સભા ભરપુર;
વાણી સુણવા વીરની, તલપી રહ્યાં ત્યાં ઉર. ॥ ૧૬ ॥

સ્વરૂપ સર્વે લોકનું, જાણી જ્ઞાનાધાર;
દીધી પ્રભુએ દેશના, બુઝયા નૃપ કુમાર. ॥ ૧૭ ॥

રાજા ને પ્રજાજનો, વાંદી વીરના પાય;
સપરિવારે સંચરી, નિજ નિજ સ્થાને જાય. ॥ ૧૮ ॥

પ્રભુ પાસે તે કુંવરે, લીધાં વ્રતો બાર;
સ્વીકારી શ્રાવકપણું, ગયા પુર મોઝાર. ॥ ૧૯ ॥

ગૌતમ પૂછે વીરને, કુંવરનો અધિકાર;
રૂપ અનુપમ પામીયો, સુબાહુ કુમાર. ॥ ૨૦ ॥

જોતાં જેના રૂપને, દષ્ટિ ના ખેંચાય;
કયા પુન્યે પ્રભુ પામીયો, એ કુંવરની કાય. ॥ ૨૧ ॥

કહે ગૌતમની આગળે, કુંવર તણી તે વાત;
પૂર્વભવે હથિણાપુરે, ગૃહસ્થ હતો પ્રખ્યાત. ॥ ૨૨ ॥

પૂર્ણ પ્રતાપી તે હતો, સુમુખ જેનું નામ;
સુસંપદ બહુ પામીયો, મળ્યા મનોહર ધામ. ॥ ૨૩ ॥

તે કાળે ને તે સમે, ધર્મઘોષ અણગાર;
આવ્યા પુરની બાગમાં, બહુ સાધુ પરિવાર. ॥ ૨૪ ॥

સુદત્ત નામે શિષ્ય છે, વિનય ગુણો ધરનાર;
માસ માસનાં પારણાં, નિરંતર કરનાર. ॥ ૨૫ ॥

માસ તણે ત્યાં પારણે, વાંદે ગુરૂના પાય;
અનુમત લઇ ધર્મઘોષની, હથિણાપુરમાં જાય. ॥ ૨૬ ॥

બેઠેલા સુખાસને, સુમુખ નામે શેઠ;
મળી પ્રભુતા પુણ્યથી, સર્વ રીતે છે શ્રેષ્ઠ. ॥ ૨૭ ॥

## ઢાળ અડસઠમી

(રાગ—વીર પ્રભુ આવ્યારે વિશાલાનગર)

નિજઘર દ્વારેરે આવતા દેખ્યા અણગાર,
ધન્ય દિન આજેરે ભેટયા ભવભંજનહાર;
એમ વિચારીને સન્મુખે આવે,
ભક્તિભાવ જેને અતિશે ભાવે;
બેહુ કરજોડીને શિશ નમાવે,
અહો જન્મ આજેરે થયા મુનિના દિદાર.
નિજઘર દ્વારે આવતા દેખ્યા અણગાર.—એ ટેક. ॥ ૧ ॥

તપસ્વી મુનિને તે અશન વ્હોરાવે,
રસ ઉત્કૃષ્ટ તેના મનમાંરે આવે;
દાતારપણું સર્વ ગુણો શોભાવે;
સુમુખ ગૃહસ્થેરે આહાર વ્હોરાવ્યો જે વાર. નિજ. ॥ ૨ ॥

સફળ થયો જન્મ નિજ મુખે ભાખ્યો,
ઉજ્વળ ભાવ જેણે અંતરે રાખ્યો;

અનંત સંસાર જેથી છેદીરે નાખ્યો,
દિવ્ય દ્રવ્ય પ્રગટયાંરે સુરે કીધો જયજયકાર. નિજ. ॥ ૩ ॥

દેવ દુંદુભી તે ગગનેરે ગાજે,
યશ કીર્તિ તણાં વાજાંરે વાજે;
પ્રજાના વૃંદો મળ્યા જોવાને કાજે,
ખ્યાતિ કરી કહેરે ધન્ય દાનના દેનાર. નિજ. ॥ ૪ ॥

પ્રબળ પુણ્ય તણો સાંધોરે સાંધ્યો,
પરમધર્મ રૂપી પાકજ રાંધ્યો;
મનુષ્ય તણો તિહાં આયુષ બાંધ્યો,
ત્યાંથી મૃત્યુ પામીરે થયા સુબાહુ કુમાર. નિજ. ॥ ૫ ॥

વીરના વચનો સુણતાં ગૌતમ સ્વામી,
રીઝયા અંતરથી રહી ન ખામી;
પૂછે પ્રભુજીને નિજ શિરનામી,
પ્રભુ તમ પાસેરે શું સંયમી થશે કુમાર. નિજ. ॥ ૬ ॥

ભગવાન ભાંખે ત્યાં તુર્ત તે વારી,
રાજકુમાર થાશે સંયમ ધારી;
ગૌતમ સ્વામી રીઝયા ચિત્ત મોઝારી,
આંબાજી મુનિ કહેરે સૂત્ર તણે અનુસાર. નિજ. ॥ ૭ ॥

॥ દોહરા ॥

વીર પ્રભુજી એકદા, લઇ સાધુ પરિવાર;
અન્ય પ્રદેશો વિચરે, તપ સંયમ ધરનાર. ॥ ૧ ॥

સામાયક શુદ્ધે કરી, વ્રત આરાધે બાર;
ધન્ય ધર્મી તે જાણીએ, સુબાહુ કુમાર. ॥ ૨ ॥

કીધા પોષધશાલમાં, ત્રિપોષા એક હાર;
સુબાહુ મન ચિંતવે, રજનીની મોઝાર. ॥ ૩ ॥

જો આવે પ્રભુ આ સ્થળે, વાંદુ ધરીને પ્યાર;
તે પાસે સંયમ ધરૂં, તરી જવા સંસાર. ॥ ૪ ॥

જાણી મનોગત ભાવને, તારણહારા વીર;
વિહાર કરી તે પુરમાં, આવ્યા પ્રભુ સધીર. ॥ ૫ ॥

મળી પરિષદ પુરની, રાજાદિક નરનાર;
તેમજ વાંદે વીરને, સુબાહુ કુમાર. ॥ ૬ ॥

દીધી પ્રભુએ દેશના, વૈરાગે ભરપુર;
સુબાહુ કુમારનું, થયું વૈરાગી ઉર. ॥ ૭ ॥

ઇચ્છા દર્શાવી વીરને, અનુમત લેવા જાય;
તુર્તજ પુરમાં આવીયા, જ્યાં પોતાની માય. ॥ ૮ ॥

કરજોડી શિર નામીને, કહે માતની પાસ;
જિનવર વાણી જે સુણી, કહું પ્રકાશી ખાસ. ॥ ૯ ॥

## ઢાળ ઓગણોતેરમી

(રાગ—ઓધવજી સંદેશો કેજો શ્યામને)

ચાર ગતિ સંસારે હું તો રડવડયો,
પરવશે સહીયા દુઃખ અનંતી વાર જો;
જન્મ જરાને મરણ તણાં દુઃખ મોટકાં,
એ સંસારે દિસે નહિ કંઇ સાર જો.
ચાર ગતિ સંસારે હું તો રડવડયો.—એ ટેક. ॥ ૧ ॥

પૂર્વે પાપ કરીને વાર અનંતી ઉપન્યો,
સાતે નરકે દારૂણુ નર્કાવાસ જો;
કર્મે કરી ત્યાં દશવિધ દુઃખો ભોગવ્યાં,
જે સાંભળતાં ઉપજે મનને ત્રાસ જો. ચાર. ॥ ૨ ॥

ક્ષુધા તૃષાને તાપ અનંતો પ્રજવળે,
પરવશતાના દુઃખ તણો નહિ પાર જો;
નરક ભયંકર જોતાં કંપે કાળજું,
પરમાધામી તો કર્યા કરે સંહાર જો. ચાર. ॥ ૩ ॥

સીસું ત્રાંબુ ને ધાતુ તેમજ લોહની,
કીધી હુતાશને બાળીને રસ રૂપ જો;
ભૂતળ સુવાડી રેડી તે મુજ મુખમાં,
પરમાધામી તો બન્યા પોતે વિરૂપ જો. ચાર. ॥ ૪ ॥

ખદખદતા તે રસ તણા પરિતાપથી,
અતિ ઉછળ્યો હું ઉર્ધ્વ દિશે આકાશ જો;
ઝીલ્યો પડતાં શસ્ત્ર તણી અણી ઉપરે,
ક્ષણ સુખની પણ મળે નહિ જ્યાં આશ જો. ચાર. ॥ ૫ ॥

તિર્યંચમાં પણ દુઃખ અનંતા પામીયો,
છે જ્યાં દીર્ઘકાળ તણી કાય સ્થિત જો;
એમ અવધારી રહું નહિ સંસારમાં,
સંયમ ધરવાની વર્તે પૂર્ણ પ્રીત જો. ચાર. ॥ ૬ ॥

વીર પ્રભુના મુખની વાણી સાંભળી,
મને ઉપન્યો છે અંતરથી વૈરાગ જો;
આ જીવનની ક્ષણ લાખેણી જાય છે,
આપો અનુમત કરૂં સર્વનો ત્યાગ જો. ચાર. ॥ ૭ ॥

વચન વૈરાગી સુણતાં તે નિજ પુત્રના,
સંયમ લેવાની આપી અંતે શીખ જો;
કહે આંબાજી ધન્ય સુબાહુ કુમારને,
સંસાર સુખોને જાણ્યા જેણે વિખ જો. ચાર. ॥ ૮ ॥

## ॥ દોહરા ॥

આજ્ઞા લઇ માતતાતની, આવ્યા ઉપવન દ્વાર;
પ્રભુ પાસે સંયમ ધરી, થયા જૈન અણગાર. ॥ ૧ ॥
ભણ્યા સ્થવીરની આગળે, કીધા ઉગ્ર વિહાર;
જ્ઞાની ધ્યાની બહુ થયા, સુબાહુ અણગાર. ॥ ૨ ॥
કરી સંથારો માસનો, પામ્યા સુર અવતાર;
પ્રથમ સ્વર્ગથી નીકળી, ફરી મનુષ્ય થાનાર. ॥ ૩ ॥
ત્યાં પણ થાશે સંયમી, તપ દુક્કર કરનાર;
કાળ કરી જાશે સહી, ત્રીજા સ્વર્ગ મોઝાર. ॥ ૪ ॥
દેવ માનવના ભવ કરી, સઘળે સુખીયા થાય;
તપ સંયમ પ્રભાવથી, સર્વાર્થ સિદ્ધે જાય. ॥ ૫ ॥
ત્યાંથી ચવિને પામશે, મનુષ્યપણું પ્રધાન;
સંયમ લઇ થશે કેવળી, પામે મોક્ષ નિધાન. ॥ ૬ ॥
વિપાક નામે સૂત્રમાં, સુખ વિપાકે સાર;
સુબાહુ કુમારનો, કીધો એ અધિકાર. ॥ ૭ ॥

## શાલીભદ્રનો અધિકાર

## ॥ દોહરા ॥

રાજગ્રહીની સમીપમાં, શાલી નામે ગામ;
રહેતી ત્યાં ગોવાલણી, ધનવંતિ છે નામ. ॥ ૧ ॥
સુત મુકી એક નાનડો, મૃત્યુ પામ્યો નાથ;
દરિદ્રપણાના દુઃખથી, જોતાં દિસે અનાથ. ॥ ૨ ॥
સંગમક નામે સુત તે, વિજ્ઞાનવંતો થાય;
વાછરડાં પ્રજા તણાં, લઈ જંગલમાં જાય. ॥ ૩ ॥

દિન પ્રત્યે તે ચારતો, વાછરડાંને ઘાસ;
માત સુતની તે ઉપરે, છે આજીવીકા ખાસ. ॥ ૪ ॥
ટાઢા ટુકડા માગીને, કરતા ઉદરપુર;
એક દિવસ પાડોશણે, આપી ખીર મધુર. ॥ ૫ ॥
ખીર ભોજન નિજ પુત્રને, પીરસી જમાડે સાય;
જમતાં તો રીઝયો ઘણું, મનમાં મોદ ન માય. ॥ ૬ ॥
અલ્પ દિવસને અંતરે, કરી બેઠો કંકાસ;
ખીર ખાવાની માતજી, થઇ છે મોટી આશ. ॥ ૭ ॥
દરિદ્ર ઘરમાં દીકરા, લીધો તેં અવતાર;
ક્યાંથી ખીર આપું તને, દુઃખીયો છે સંસાર. ॥ ૮ ॥
એવું સુણતાં બાળકો, પાડે અશ્રુધાર;
તે જોતાં ગોવાલણી, દિલગીર થઇ તે વાર. ॥ ૯ ॥
પાડોશણે પૂછી કરી, દીધી છે બહુ ધીર;
આપ્યા પય ને તંદુલો, તેની રાંધી ખીર. ॥ ૧૦ ॥
ચુલથી ઉતારી હાંડલી, ભરી ભાજને ખીર;
જમજે પ્યારા પુત્રજી, કહી ભરવા ગઇ નીર. ॥ ૧૧ ॥
કરવા ભોજન ખીરનું, મન તેનું આતુર;
ત્યાં તો આવ્યા આંગણે, મુનિ ગુણે ભરપુર. ॥ ૧૨ ॥
તપસ્વીને તે દેખતાં, રીઝયો પારાવાર;
તુર્ત ઉઠી કર જોડતો, વાંદે વારંવાર. ॥ ૧૩ ॥
ભલે પધાર્યા સંતજી, અવસાર રૂડો આજ;
ખીર ભરી છે ભાજને, વ્હોરાવું મુનિરાજ. ॥ ૧૪ ॥
દુર્બળ સ્થિતિ દેખતાં, મુનિ પાછા વળી જાય;
નિરાશ થઈ ગોવાળીયો, બહુ દિલગીર તે થાય. ॥ ૧૫ ॥

કરગરતો અરજી કરે, પડી પડી લાગે પાય;
ખીર વ્હોરાવું ખંતથી, વ્હોરોને મુનિરાય. ॥ ૧૬ ॥
ભક્તિ બહુ ભાળી કરી, કરૂણા ઉપની અંગ;
મુનિ પધાર્યા પૂર્વ સ્થળે, વ્હોરાવે ધરી રંગ. ॥ ૧૭ ॥
મુનિ પાત્રમાં પ્રેમથી, વ્હોરાવી સર્વ ખીર;
દાન તણા પ્રતાપથી, પામી જશે ભવતીર. ॥ ૧૮ ॥
લુંછી લુંછી ખાય છે, ખરડી ભાજને ખીર;
તુર્તજ આવ્યાં તે ક્ષણે, માજી ભરીને નીર. ॥ ૧૯ ॥
હર્ષિત થઇ કહે માતને, અહિં આવેલા સંત;
દાન કીધું મેં ખીરનું, પુરણ ધરી મન ખંત. ॥ ૨૦ ॥
માતાજી વળતું કહે, ભલું કીધું તેં કામ;
દાન પ્રભાવે પુત્રજી, ફળશે મનની હામ. ॥ ૨૧ ॥
એક દિવસ ગોવાળીયો, પામી ગયો તે કાળ;
રાજગ્રહીમાં ઉપન્યો, ભદ્રા કુખે બાળ. ॥ ૨૨ ॥
ગોભદ્ર સરખા તાતજી, ઋદ્ધિનો નહિ પાર;
નામ દીધું ત્યાં શોભતું, શાલીભદ્ર કુમાર. ॥ ૨૩ ॥
ઝળહળ જ્યોતિ અંગની, બહુ નમણું છે મુખ;
દાન પ્રતાપે પામીયો, સ્વર્ગ સરીખું સુખ. ॥ ૨૪ ॥

## ઢાળ સીતેરમી

(રાગ–શ્રેણીકરાય હુરે અનાથી નિગ્રંથ)

અથાગરૂપ અરિહંતનુંરે, તે સમ નહિ જગ કોય;
તેમજ બીજા પણ દાનથીરે, રૂપવંતા નર હોય; સોભાગી.
શાલીભદ્ર પુણ્યવંત, લાગે સર્વને કંત.
સોભાગી શાલીભદ્ર પુણ્યવંત.–એ ટેક. ॥ ૧ ॥

સર્વ અંગે અતિ શોભતોરે, છે પુત્ર એજ રતન;
માતપિતા મોહી રહેરે, કરતા નિત્યે જતન. સોભાગી. ॥ ૨ ॥

અનેક દાસી દાસ છે રે, ક્રીડા કરાવણુહાર;
દેવકુંવર સમ દીપતોરે, શાલીભદ્ર કુમાર. સોભાગી. ॥ ૩ ॥

કળા વિવિધ ભાતનીરે, ભણી થયો મતિવંત;
બત્રીશ કન્યા શ્રીમંતનીરે, પરણાવી ધરી ખંત. સો. ॥ ૪ ॥

રહે મનોહર માળીયેરે, જાતો જાણે નહિ કાળ;
સુરપુરંદર સારિખોરે, વિલશે રંગ રસાળ. સો. ॥ ૫ ॥

તેજ સમયમાં એકદારે, સમોસર્યા મહાવીર;
દીક્ષા ગ્રહી વાણી સાંભળીરે, ગોભદ્રે ધરી ધીર. સો. ॥ ૬ ॥

વીર સંગાતે વિચરીરે, કીધા છે ઉગ્ર વિહાર;
કરી સંથારો સુર તે થયારે, પ્રથમ સ્વર્ગ મોઝાર. સો. ॥ ૭ ॥

અવધિથી અવલોકીનેરે, કરવા પુત્રનું ક્ષેમ;
દિવ્ય વસ્ત્ર આભૂષણોરે, પાઠવે ધરી મન પ્રેમ. સો. ॥ ૮ ॥

પયમાં તો મીસરી મળેરે, તક ત્યાં લુણ ન હોય;
પ્રબળ દશા જ્યાં પુણ્યનીરે, ખામી મળે નહિ કોય. સો. ॥ ૯ ॥

આવ્યા વેપારી એકદારે, રાજગ્રહી મોઝાર;
રત્ન કંબલો વેચવારે, ગયા નૃપને દરબાર. સો. ॥૧૦॥

રાણી ઘણી છે રાજ્યમાંરે, શ્રેણીકને અંતઃપુર;
નિહાળી રત્ન કંબલોરે, રીઝયાં રાણીનાં ઉર. સો. ॥૧૧॥

પીયુ પાસે યાચના કરીરે, જાણીને વસ્ત્રો અમૂલ્ય;
છે સવા સવા લાખનાંરે, વેપારી કહે મૂલ્ય. સો. ॥૧૨॥

શ્રેણીક કહે ઘટતું કહોરે, મૂલ્ય મોંઘેરૂં રે થાય;
મુકતાં ઢીલું તે નૃપતિરે, વેપારી પાછા જાય. સો. ॥૧૩॥

હતાશ થતાં વેપારીઓરે, કહે અંતરની આશ;
રાજાને પણ મોંઘા પડયારે, ફોગટ ગયો પ્રયાસ. સો. ॥૧૪॥

પરિતાપ કરતાં પંથમાંરે, પૂછે પુરીજન એક;
ચિંતાકુળ શાને થયારે, કારણ કહી દો છેક. સો. ॥૧૫॥

સવિસ્તારે જણાવતાંરે, વળતો કહે તે વાર;
જાશો શાલીભદ્ર ઘરેરે, થશે ઇચ્છાનુસાર. સો. ॥૧૬॥

તુર્ત ગયા વેપારીઓરે, શાલીભદ્રને દ્વાર;
ભદ્રા શેઠાણી આગળેરે, ઉભા કરીને જુહાર. સો. ॥૧૭॥

ભદ્રા કહે ભદ્ર ભાવથીરે, કરી યોગ્ય સત્કાર;
ક્યા કરિયાણા લાવીયારે, કરવા અહિં વેપાર. સો. ॥૧૮॥

વળતું કહે વ્યવહારીયારે, રત્ન કંબલની વાત;
છોડી કરી સર્વ ગાંઠડીરે, વસ્ત્રો દેખાડે વિખ્યાત. સો. ॥૧૯॥

યોગ્ય જણાતાં ભદ્રા કહેરે, લાવ્યા છો કેટલા નંગ;
વળતું કહે વેપારીઓરે, આણ્યા છે સોળ સરંગ. ॥૨૦॥

એ આશાએ અહિં આવીયારે, સુખે માગ્યાં મળે મૂલ્ય;
છે સવા સવા લાખનાંરે, રત્ન કંબલ અમૂલ્ય. સો. ॥૨૧॥

ભદ્રા શેઠાણી ઉચરેરે, છે પુત્રવધૂ બત્રીશ;
સોળને દેતાં રત્ન કંબલોરે, બીજીને ઉપજે રીસ. સો. ॥૨૨॥

બીજી વેળા લઇ આવજોરે, બત્રીશ વસ્ત્રના નંગ;
એવું સુણતાં તે સર્વનેરે, રહ્યો નહિ મન રંગ. સો. ॥૨૩॥

હતાશ થતા જોઇ તેઓનેરે, વીશ લક્ષ દીધા વીત;
રત્ન કંબલ સોળ સામટારે, ખરીદી લીધાં રૂડી રીત. સો. ॥૨૪॥

વિચાર કરી નિજ અંતરેરે, કરાવ્યા બબ્બે ભાગ;
સર્વ સુતવધૂને આપીયારે, આણી અંતરથી રાગ. સો. ॥૨૫॥

જોઇ અર્ધાં રત્ન કંબલોરે, શાલીભદ્ર તણી નાર;
સ્નાન કરી પગ લૂંછીનેરે, પરઠવે તેણી વાર. સો. ॥૨૬॥

કમીંપણાની સીમા છે નહિરે, દેવે દીધાં ખ્હેરે ચીર;
નવાં નવાં નિત્ય ભૂષણોરે, જોતાં થાયે મન સ્થિર. સો. ॥૨૭॥

રાણી શ્રેણીકની ચેલણારે, રત્ન કંબલને કાજ;
હઠ કરતાં ભૃત્ય પાઠવેરે, નામે શ્રેણીકરાજ. સો. ॥૨૮॥

રત્ન કંબલ લઇ આવજોરે, મુખ માગ્યાં અર્પી દામ;
વેપારી પાસે સેવક ગયોરે, હૈડામાં ધરીને હામ. સો. ॥૨૯॥

પૂછી જોતાં રત્ન કંબલોરે, ભદ્રા શેઠાણીએ લીધ;
શાલીભદ્ર ઘર આવીયોરે, નૃપ સેવક પ્રસિદ્ધ. સો. ॥૩૦॥

નમન કરી કહે બાઇનેરે, જણાવી વસ્ત્રની વાત;
રાણી કાજે એક આપજોરે, મૂલ્ય લઇને માત. સો. ॥૩૧॥

સેવક મુખથી સાંભળીરે, વહુને પૂછ્યું તે વાર;
રત્ન કંબલ પગ લૂંછીનેરે, પરઠવ્યાં ખાળ દ્વાર. સો. ॥૩૨॥

આપી શકાય કેમ ટુકડારે, છત્રપતિને કાજ;
સેવક સુણી પાછો આવીયોરે, જ્યાં છે શ્રેણીકરાજ. સો. ॥૩૩॥

વિદિત કરતાં તે વાતનેરે, વિસ્મય પામ્યો ભૂપાળ;
અહો પ્રભુતા એના પુન્યનીરે, રત્ન કંબલ નાખ્યાં ખાળ. સો. ॥૩૪॥

એવો કમીં મારા પુરમાંરે, રહે છે ઋદ્ધિવંત;
અહિં તેડાવી હું તેહનેરે, નિરખું ધરીને ખંત. સો. ॥૩૫॥

સેવકને કહે તે ભૂપતિરે, તેડી લાવો ભદ્રા સુત;
પ્રત્યક્ષ પેખું હું તેહનેરે, પુણ્યશાળી અદભુત. સો. ॥૩૬॥

તુર્ત અનુચર આવિયોરે, કહે ભદ્રાજીની પાસ;
શાલીભદ્રને મોકલોરે, નૃપતિ બોલાવે ખાસ. સો. ॥૩૭॥

સીતેરમી ઢાળસાંરે, સુણતાં નૃપ આદેશ;
મુનિ આંબાજી કહે ભદ્રાનેરે, ઉપન્યો એહ આવેશ. સો. ॥૩૯

## ॥ દોહરા ॥

ભોગી નરમાં ભમરલો, રહે મનોહર માલ;
રાજ કાજ સમજે નહિ, શાલીભદ્ર સુકુમાર. ॥ ૧

જે પ્રયોજન ઉપન્યું, મગધપતિને ઉર;
આવી જાણું તુર્તમાં, તે નરવરની હુજુર. ॥ ૨

કહે શેઠાણી ભૃત્યને, જઈ કહો સમાચાર;
ભદ્રા તમારી આગળે, આવે છે આ વાર. ॥ ૩

અનુચરે જઇ નૃપને, કહી સંભળાવી વાત;
રથપર બેસી આવિયા શાલીભદ્રની માત. ॥ ૪

વિનય કરી શ્રેણીકનો, કહે છે ભદ્રાબાઈ;
શું પ્રયોજન ઉપન્યું, શાલીભદ્રનું રાય. ॥ ૫

ભદ્રાનાં વચનો સુણી, સત્કાર કરી કહે ભૂપ;
પુત્ર પનોતા આપને, શાલીભદ્ર અનુપ. ॥ ૬

તેને તો પરણાવીયું, તરૂણી તરૂણ બત્રીશ;
પૂર્વે પુન્ય કીધાં ઘણાં, ત્રુઠયા શ્રી જગદીશ. ॥ ૭

એકેકા સવાલક્ષના, વસ્ત્રો અતિ ઝળકંત;
તેવા સોળે સામટા, ખરીદ્યાં ધરીને ખંત. ॥ ૮

રત્ન થકી મોંઘાં ઘણાં, વસ્ત્રો ઝાકઝમાળ;
વહુઓએ પગ લૂંછીને, ફેંકી દીધાં ખાળ. ॥ ૯

એવી સ્થિતિ આપની, સુણી અચંબાભૂત;
મુજ મનડું આતુર થયું, જોવા તમારો સુત. ॥ ૧૦ ।

ભદ્ર ભાવે ભદ્રા કહે, તમે પ્રતાપી રાય;
રાજપાટ ઋદ્ધિ ઘણી, પૃથ્વીમાં પંકાય. ॥ ૧૧ ॥

કરજોડી કરૂં વિનંતી, આપ પધારો ઘેર;
પુત્રાદિ પરિવારને, પેખો રૂડી પેર. ॥ ૧૨ ॥

વચન સ્વીકારી બાઇનું, કીધો બહુ સત્કાર;
ભદ્રા ત્યાંથી સંચરી, પહોંચ્યા નિજ ઘર દ્વાર. ॥ ૧૩ ॥

જાણુ કરી પરિવારને, શણગાર્યાં બહુ ધામ;
આવ્યા શ્રેણીક ત્યાં કણે, તન મન ધરીને હામ. ॥ ૧૪ ॥

મોટા મોટા માનવી, છે નરવરની સાથ;
શાલીભદ્ર ઘર આવિયો, મગધ દેશનો નાથ. ॥ ૧૫ ॥

દરવાજામાં પેસતાં, મગધ તણો તે રાય;
શોભા ભાળી સદનની, મનમાં વિસ્મય થાય. ॥ ૧૬ ॥

સ્વર્ગ ભુવનની ઉપમા, જોતાં ઝાકઝમાળ;
એવાં છે આ માળીયાં, એમ કહે ભૂપાળ. ॥ ૧૭ ॥

મુક્તાના સ્થાળો ભરી, વધાવ્યા રૂડી રીત;
લઇ નરવરને મીઠડાં, સત્કાર્યા ધરી પ્રીત. ॥ ૧૮ ॥

પ્રથમ માળની ભૂમિકા, સઘળે રમ્યાકાર;
જોતાં રીઝયો ભૂપતિ, નહિ શોભાનો પાર. ॥ ૧૯ ॥

સુવર્ણ સ્થંભે શોભતી, પુતળીઓની હાર;
હોય સ્વર્ગની સુંદરી, એવો છે આકાર. ॥ ૨૦ ॥

લીલા પીળા રંગના, તોરણ લ્હેકે દ્વાર;
મોતીના છે ઝુમખા, જોતાં વિસ્મયકાર. ॥ ૨૧ ॥

પાનડીયો સોના તણી, નકસી જેમાં કામ;
લ્હેકી રહી છે ચંદ્રવે, મન હરવાનું ઠામ. ॥ ૨૨ ॥

પંખા તો ચાલી રહ્યા, ઝુલે હીંડોળા ખાટ;
ભુવનના મધ્ય ભાગમાં, જોવા જેવો ઠાઠ. ॥ ૨૩

જોતાં દૃશ્યો ચિત્તને, શિતળીભૂત કરનાર;
એ ભુવનના ભાગને, નિરખે વારંવાર. ॥ ૨૪

વિનંતી સુણી ભદ્રા તણી, આવ્યા બીજે માળ;
રચના ત્યાંની દેખતાં, બહુ રીઝયો ભૂપાળ. ॥ ૨૫

તેમજ ત્રીજા માળને, જોતાં તૃપ્ત ન થાય;
હર્ષિત થાતો ભૂપતિ, ચોથે મજલે જાય. ॥ ૨૬

ફરનીચર છે ફુટડાં, દીપે દેદીપ્યમાન;
પ્રતિબિંબ સઘળે પડે, જોતાં દેવ વિમાન. ॥ ૨૭

ભુવનની મધ્ય ભાગમાં, સુવર્ણ સિંહાસન;
નિલમને હીરા જડયું, પેખી થયા પ્રસન્ન. ॥ ૨૮

જન્મ ધરી જોયા નથી, આ અવનિમાં મહેલ;
એવા ભુવને આવીયા, પ્રબળ પુણ્યના ખેલ. ॥ ૨૯

સિંહાસનની ઉપરે, બીરાજ્યા શ્રીમાન;
ભદ્રા શેઠાણી ભૂપને, કરે ઘણાં સન્માન. ॥ ૩૦

શાલીભદ્રને પેખવા, આવ્યા શ્રી હજુર;
એથી ભદ્રા અંતરે, વહે હર્ષનું પુર. ॥ ૩૧

ચાલ્યા સુતને તેડવા, ગયા સાતમે માળ;
સંબોધી કહે માતજી, વયણ વદી પ્રેમાળ. ॥ ૩૨

રાગ રાગણી રંગમાં, ધુકડના ધોંકાર;
તલ્લીન હતા તે તાનમાં, શાલીભદ્ર કુમાર. ॥ ૩૩

માજી શબ્દને સાંભળી, તુર્તજ આવ્યા પાસ;

પૂર્વ પુન્યથી આવીયા, શ્રેણીક આપણે ધામ;
કુહે ખરીદી લ્યો માતજી, મારૂં શું છે કામ. ॥ ૩૫ ॥

માય કહે નિજ પુત્રને, પ્રત્યુત્તરે તત્કાળ;
બન્યો ખરેખર પુત્રજી, હસવા જેવો ખ્યાલ. ॥ ૩૬ ॥

## ઢાળ એકોતેરમી

(રાગ–સિંહાનો ફજરો–તે ઇસ તન ધનકી)

સુખ સાધનમાં એકજ દૃષ્ટિ, જેથી ન જાણો કયાં છે સૃષ્ટિ;
સુખ સાધનમાં એકજ દૃષ્ટિ. એ ટેક.

ખરીદી લેવા યોગ્ય માલ ન ધારો;
શ્રેણીક તો છે નાથ તમારો.–સુખ. ॥ ૧ ॥

કરોડો જનો જેને શિશ નમાવે;
હુકમ ચાલે જેનો ગામોરે ગામે.–સુખ. ॥ ૨ ॥

પ્રૌઢ પ્રતાપી તે જગમાં ફાવ્યા;
પ્રજાજનો તેમ નૃપ નમાવ્યા.–સુખ. ॥ ૩ ॥

તમને જોવા કાજે શ્રેણીક આવ્યા;
પ્રવર પુરૂષોને સંગેજ લાવ્યા.–સુખ. ॥ ૪ ॥

ચોથી ભૂમિકાએ શ્રેણીક બેઠા;
એનાથી છે સહુ જન હેઠા.–સુખ. ॥ ૫ ॥

માટે આવી તેને શિશ નમાવો;
મગધપતિ પ્રત્યે પ્રેમ જમાવો.–સુખ. ॥ ૬ ॥

### ॥ દોહરા ॥

માજીનાં વચનો સુણી, મનમાં પામ્યો ખેદ;
મુજ સાથે પણ છે ધણી, જાણ્યો આજે ભેદ. ॥ ૧ ॥

ખોટા સાધન સુખના, ખોટો આ સંસાર;
એવી કરણી આદરૂં, પામી શકું ભવપાર. ॥ ૨ ॥

હીરાને રત્ને જડયા; ઝળહળતા શણગાર;
ભારરૂપ આભૂષણો, જાણ્યાં સર્વ અસાર. ॥ ૩ ॥

ઝાંખા મંદિર માળીયાં, ઝાંખી લાગે જ્યોત;
વૈરાગીની અંતરે, થયો જ્ઞાન ઉદ્યોત. ॥ ૪ ॥

અનિત્ય આ સંસારમાં, રહું નહિ નિરધાર;
મુકી માયિક બંધનો, તુર્ત તજું સંસાર. ॥ ૫ ॥

એમ અવધારી અંતરે, ચાલ્યા માજી સાથ;
નરવર ચરણે જઇ નમ્યા, જોડી યુગ્મજ હાથ. ॥ ૬ ॥

દેવકુંવર સમ દેખતાં, ભદ્રા તણો તે સુત;
ઉર્મી ઉછળી હર્ષની, અંતરમાં અદ્દભુત. ॥ ૭ ॥

પ્રેમભર્યાં વચને કરી, બોલાવ્યો તે બાળ;
પુણ્યવંત શાલીભદ્રનો, કર સાહ્યો તત્કાળ. ॥ ૮ ॥

વાત્સલ્ય ભાવે ભેટતાં, ખીલ્યા મનના કોડ;
સુખાસને બેસાડીયો, રાજાએ નિજ જોડ. ॥ ૯ ॥

કુંવર તમે કર્મી થયા, પૂર્વે દીધાં દાન;
વૈભવ જોતાં આપનો, ગળે ઇંદ્રનું માન. ॥ ૧૦ ॥

કુંવર કહે નિજ નૃપને, અરજ કરીને ખાસ;
ભોજન જમી ઘર આપણે, પુરો મુજની આશ. ॥ ૧૧ ॥

માતા શાલીભદ્રની, આવ્યા નીચે માળ;
કરી તૈયારી તુર્તમાં, અંગે થઇ ઉજમાળ. ॥ ૧૨ ॥

નીચે મજલે આવીને, ન્હાવા બેસે રાય;
કરથી છટકી મુદ્રિકા, પડી કુપની માંય. ॥ ૧૩ ॥

અનુચરો તે નૃપના, ઢુંઢે થઇ અસ્થિર;
ભદ્રા કિંહે કિંકર ભણી, કુપથી કાઢો નીર. ॥ ૧૪ ॥

આદેશે ભદ્રા તણે, જળ કાઢ્યું બહુ બહાર;
જોતાં નિહાળી કુપમાં, ભૂષણનો નહિ પાર. ॥ ૧૫ ॥

ચંદ્ર કિર્ણ સમ છૂટતી, કાંતિ અપરંપાર;
સંખ્યાબંધ છે મુદ્રિકા, કુપ તણી મોઝાર. ॥ ૧૬ ॥

તે મધ્યે નૃપ મુદ્રિકા, ઝાંખી સરખી જોય;
આવી જોતાં ભૂપતિ, વિસ્મય મનમાં હોય. ॥ ૧૭ ॥

બ્હાર કઢાવી મુદ્રિકા, ઘણાં ઘરેણાં સાથ;
સ્વીકારો તે સર્વને, અંગ મગધના નાથ. ॥ ૧૮ ॥

વીર પ્રભુની આગળે, સંયમ ગ્રહીને શેઠ;
અનશન વ્રતો આદરી, દેવ થયા છે શ્રેષ્ઠ. ॥ ૧૯ ॥

પુત્ર પ્રત્યેના પ્રેમથી, પ્રસન્ન થઈ તે સુર;
ઘણાં ઘરેણાં મોકલે, ઋદ્ધિ છે ભરપુર. ॥ ૨૦ ॥

રાજા મન રીઝયો થકો, સ્વીકાર્યા તે નંગ;
પીરસ્યાં ભોજન ભાવતાં, જમ્યા સ્વજનની સંગ. ॥ ૨૧ ॥

ભેટી શાલીભદ્રને, ભદ્રાના ગુણ ગાય;
અંગ મગધનો ભૂપતિ, નિજ સ્થાને તે જાય. ॥ ૨૨ ॥

થયું થશે ને થાય છે, જાણે જે જિનરાય;
એવા વીર ભગવંતનું, સમોસરણ ત્યાં થાય. ॥ ૨૩ ॥

રાજગ્રહી ઉદ્યાનમાં, ચાચી ફાસુક સ્થાન;
સપરિવારે ઉતર્યા, જિનવર શ્રી ભગવાન. ॥ ૨૪ ॥

ખબર થતાં પુર લોકને, વંદન કાજે જાય;
તેમજ રાજા જઇ કરી, વાંદો વીરના પાય. ॥ ૨૫ ॥

કર જોડી કહે માતને, શાલીભદ્ર કુમાર;
સંયમ હું તો આદરૂં, તરી જવા સંસાર. ॥ ૨૬ ॥

ચાર ગતિ સંસારમાં, કાઢયો કાળ અનંત;
પરમ ધર્મ પામ્યા વિના, આવ્યો નહિ ભવ અંત. ॥ ૨૭ ॥

અનુમતિ આપો મને, તજું જગતનો ઠાઠ;
બાળું ભવનાં બીજડાં, મૂળ કર્મ છે આઠ. ॥ ૨૮ ॥

વચન સુણી સ્વપુત્રના, મૂર્છા પામ્યાં માય;
જેના અંતર ભાગમાં, સુતનો સ્નેહ ન માય. ॥ ૨૯ ॥

દાસીના વૃંદો મળી, કરે ઘણા ઉપચાર;
તેમજ માજી આગળે, આવી બત્રીશ નાર. ॥ ૩૦ ॥

શુદ્ધિ વળતાં માતને, ગદ્દગદ્દ બોલે વાણ;
એકજ સુત તું માહરે, છો મોંઘેરાં પ્રાણ. ॥ ૩૧ ॥

## ઢાળ બોંતેરમી

( રાગ–જગજીવન જગવાલ હો તથા લાલરે તેને બદલે સાહેબારે
તે ટેક લેવાથી ભણેરે દેવકી તેમાં પણ ચાલશે. )

ભદ્રા કહે રે કોણે ભોળવ્યો, મુજ જીવન આધાર લાલ રે;
કુંવર કહે કર જોડીને, સાર વિનાનો સંસાર લાલ રે.
ભદ્રા કહેરે કોણે ભોળવ્યો.–એ ટેક. ॥ ૧ ॥

પ્રભુ પાસે સંયમ આદરૂં, જેથી પામું ભવ પાર લાલ રે;
વિનંતિ સુણી નિજ પુત્રની, માતા કહે તેણી વાર. લા. ભદ્રા. ॥૨॥

તુજ વિના જીવી ના શકું, હાલ રહોને સંસાર લાલ રે;
માતા તણા રે વચનો સુણી, વળતું કહે કુમાર. લા. ભદ્રા. ॥૩॥

બત્રીશ દિન સંસારે રહું, તજું સદા એક નાર લાલ રે;
અંતે તજીને સર્વે સુંદરી, સંયમનું ધરનાર. લા. ભદ્રા. ॥૪॥

એમ હંમેશાં એક એકનો, કરવા લાગ્યો ત્યાગ લાલ રે;
સ્વત: ખુઝયો જેનો આતમા,ઓછો થયો અનુરાગ. લા. ભદ્રા. ॥૫॥
શાલીભદ્ર તણી બેનડી, પરણી છે પુર મોઝાર લાલ રે;
આઠ શોકયું છે સોહામણી, છે ધનો નામે ભરથાર. લા. ભદ્રા.॥૬॥
ધનો ન્હાવા બેઠો એકદા, ન્હવાડે આઠે નાર લાલ રે;
શાલીભદ્ર બેની આંખથી, છૂટી છે અશ્રુની ધાર. લા. ભદ્રા. ॥૭॥
પડતાં ધનાની પીઠ ઉપરે, ઉંચે જોયું તેણી વાર લાલ રે.
ધનો કહે છે સંબોધીને, શાને રૂવો છો નાર. લા. ભદ્રા. ॥૮॥
વળતું વનિતા તે ઉચ્ચરે, એકજ છે મારે વીર લાલ રે;
એક એકી તજે સુંદરી, વૈરાગે થયા છે સ્થિર. લા. ભદ્રા. ॥૯॥
એવા બંધુ થતાં સંયમી, સૂનો થાશે સંસાર લાલ રે;
એજ કારણ મુજ આંખથી, થઇ આંસુડાની ધાર. લા. ભદ્રા. ॥૧૦॥
ઢાળ રચી રે પોરબંદરે, ચાલતે વર્ષાકાળ લાલ રે;
મુનિ આંબાજી એમ ઉચ્ચરે, વર્તે રંગ રસાળ. લા. ભદ્રા. ॥૧૧॥

## ॥ દોહરા ॥

વનિતાના વચનો સુણી, ધનો કહે તે વાર;
જાણ્યો તારા બંધુને, ખરેખરો ગમાર. ॥ ૧ ॥

સંયમ પંથે જો જવું, મુકીને ઘરબાર;
પ્રમાદ તો કરવો નહિ, એ સમજણનો સાર. ॥ ૨ ॥

સુણી વચન સ્વામી તણું, બોલી બીજી નાર;
કહેવું સ્વામી સોહીલું, કરવું ખાંડાધાર. ॥ ૩ ॥

જેના વૈભવ દેખતાં, રીઝયો શ્રેણીકરાય;
તેવાં સુખો ત્યાગશે, ધન્ય પિતા ને માય. ॥ ૪ ॥

વાતું તો સર્વે કહે, કરી શકે ના કોય;
દિવ્ય સુખોને છાંડવા, કઠણું કામ તે હોય. ॥ ૫ ॥
વળતું ધનો ઉચ્ચરે, સુણો સલુણી નાર;
તુર્તજ ત્યાગી આઠને, છું સંયમ ધરનાર. ॥ ૬ ॥
વનિતા અશ્રુ નાખતી, અરજ કરે તે આઠ;
અમે તો હસતાં કહ્યું, બાંધો નહિ તે ગાંઠ. ॥ ૭ ॥
કરગરતી તે કામની, ધને ત્યાગી આઠ;
વીર પાસે સંયમ ધરી, તજયો જગતનો ઠાઠ. ॥ ૮ ॥
સ્વામી પાછળ સુંદરી, તે પણ થઇ તૈયાર;
વાંદી વીર ભગવંતને, લીધો સંયમ ભાર. ॥ ૯ ॥
ચંદના ગુરૂણી આગળે, કરે આત્મ કલ્યાણ;
તે પંથેથી પામશે, પ્રાંતે પદ નિર્વાણ. ॥ ૧૦ ॥
ત્યાગ ધનાનો સાંભળી, શાલીભદ્ર કુમાર;
નમન કરી કહે માતને, આજ તજું સંસાર. ॥ ૧૧ ॥
બેન બનેવી માહરા, ગયા ત્યાગને પંથ,
હું પણ આજે માતજી, થઇશ તુર્ત નિગ્રંથ. ॥ ૧૨ ॥

## ઢાળ તોંહેતેરમી

(રાગ—મુનિવર શોધે ઇરજા)

તનુજા ને જામાતની, જાણી ત્યાગની વાત;
ભદ્રાના અંતર વિષે, થયો ઘણો ઉત્પાત. ॥ ૧ ॥
તે દુઃખમાં વળી સુતને, થતો જોઈ તૈયાર;
રોવા લાગ્યાં માતજી, તેમ બત્રીશે નાર. ॥ ૨ ॥
તરૂણ ત્રિયા આવાસમાં, કરે સર્વ આક્રંદ;
શોકાકુળ તેમજ થયા, સ્નેહી તણા ત્યાં વૃંદ. ॥ ૩ ॥

ઉર ભીંજાવી આપણું, માતા કરે વિચાર,
સુત રહે નહિ રોકતાં, જાણી સર્વ અસાર. ॥ ૪ ॥
રિયાસત યાચુ રાજ્યની, દીક્ષા ઉત્સવ કાજ;
ઉર અવધારી આવીયા, જ્યાં છે શ્રેણીક રાજ. ॥ ૫ ॥
આંખે તો અશ્રુ ભર્યાં, જોતાં કરૂણા સ્થાન;
નરવર પૂછે બાઇને, કરી ઘણાં સન્માન. ॥ ૬ ॥
શું પ્રયોજન ઉપન્યું, કેમ થયા દિલગીર;
વાત કહો મુજ આગળે, મનમાં રાખી ધીર. ॥ ૭ ॥
ભદ્રા કહે તે ભૂપને, સુત વૈરાગની વાત;
રોકયો તો રહેતો નથી, તેથી થઈ વ્યાઘાત. ॥ ૮ ॥
દીક્ષાનો ઉત્સવ કરી, લેવી છેવટ લ્હાણુ;
રાજરિયાસત યાચવા, આવી ઉલટ આણુ. ॥ ૯ ॥
ભદ્રાનાં વચનો સુણી, આશ્ચર્ય પામ્યો રાય;
રોકયો તો રહેતો નથી, તેથી થઈ વ્યાઘાત. ॥ ૧૦ ॥
ધન્ય લાખેણા પુત્રને, વર્તે ઉંચા ભાવ;
દીક્ષાનો ઉત્સવ કરી, લહીશ ખરે હું લાવ. ॥ ૧૧ ॥
એમ કહી તે બાઇને, બોલાવે ભૂપાળ;
ભદ્રા ગઈ તે નિજ ઘરે, અંગે થઈ ઉજમાળ. ॥ ૧૨ ॥

॥ દોહરા ॥

સગા સ્નેહી નોતર્યા, કીધી તૈયારી સાર;
લશ્કર લઇને આવીયો, શ્રેણીક તેને દ્વાર. ॥ ૧ ॥
હાથી રથને પાલખી, સહસગમે છે સ્વાર;
અજબ રિયાસત રાજ્યની, જોતાં વિસ્મયકાર. ॥ ૨ ॥

આવી ત્યાં તો શિવિકા, સહસ પુરૂષ વહનાર;
આરૂઢ થયા તે ઉપરે, શાલીભદ્ર કુમાર. ॥ ૩ ॥
હિસારવ હયવર કરે, ગયવર તે ગર્જંત;
રણઝણતી સ્યદના વળી, જોતાં ચિત્ત હરંત. ॥ ૪ ॥
ફોજ ચાલી પુર પંથમાં, જેમ નદીનું પુર;
એક દિશિ સહુ સંચર્યા, ગજ ઉપર છે હજુર. ॥ ૫ ॥
પ્રજા તણા વૃંદો મળી, કરે પરસ્પર વાત;
ઋદ્ધિથી પંકાય છે, શાલીભદ્ર પ્રખ્યાત. ॥ ૬ ॥
રતિપતિ સમ શોભતો, પહેર્યા બહુ શણગાર;
તે ત્યાગી ત્યાગી થશે, સફળ જન્મ કરનાર. ॥ ૭ ॥
દિનકર પેઠે દીપતા, ચોવિશમા ભગવંત;
તે પ્રભુની આગળે, થાશે સંયમવંત. ॥ ૮ ॥
પુર મધ્યે તે ચાલતા, વાજે ગાજે પુર;
અનુક્રમે સહુ આવીયા, નગર થકી બહુ દૂર. ॥ ૯ ॥
અતિશયો અરિહંતના, તે જોતાંની વાર;
શિવિકાથી ઉતરી ગયા, શાલીભદ્ર કુમાર. ॥ ૧૦ ॥
વાંદી વીર ભગવંતને, એકાંતે તે જાય;
ઘણાં ઘરેણાં કાઢીયાં, ઝીલે ભદ્રા માય. ॥ ૧૧ ॥
તજતાં જોઈ આભૂષણો, શાલીભદ્ર કુમાર;
માતાજીની આંખથી, છૂટી અશ્રુ ધાર. ॥ ૧૨ ॥
દિલગીર થઇને માતજી, હિતકર દેતી શિખ;
જઇ સોંપે ભગવંતને, શિષ્ય રૂપણી ભિખ. ॥ ૧૩ ॥
તનુજા ને જામાતનો, જોતાં ત્યાગી વેશ;
શોકાકુળ થાતી થકી, વાંદે પ્રેમાવેશ. ॥ ૧૪ ॥

શાલીભદ્રના માતજી, તેમ બત્રીશે નાર;
વાંદી વીરને વિધિએ, ગયા પુર મોઝાર. ॥ ૧૫ ॥
ભ્રમર સરીખા કેશનો, લોચ કરી કુમાર;
વીર પ્રભુની આગળે, થયા વ્રતો ધરનાર. ॥ ૧૬ ॥
કોમળ કમળની પાંખડી, તેથી કુમળી કાય;
સુવે ભૂતળ ઉપરે, તૃણશય્યાની માંય; ॥ ૧૭ ॥

## પૂર્વ ભવની માતાના હાથથી થયેલું પારણું

## ઢાળ ચુમોતેરમી

(રાગ–માનસરના મોતી રે [ તે માવિત્રની પ્રીતિ રે ] "જી" બાદ કરવાથી ધારણી મનાવે રે મેઘ તેમાં પણ ચાલશે.)

સગા ને સબંધીરે મોહ તજ્યો માતનોરેજી, રહે આઠે પોર ઉદાસ;
સ્થવીરની પાસેરે જ્ઞાન જેણે મેળવ્યુંરેજી, કીધો વિનય અભ્યાસ.
સગા ને સંબંધીરે મોહ તજ્યો માતનોરેજી.–એ ટેક. ॥૧॥
ધનો ને શાલીભદ્રરે વીર સંગે વિચરેરેજી, ભૂતળે કરે વિહાર;
ધૂપ સહે શિરરે દ્રવે બિંદુ સ્વેદનારેજી, ઉગ્ર ક્રિયા કરનાર. સગા. ૨
અનુમતિ માગીરે ઘોર તપ આદર્યોરેજી, છૂટી જવા ભવતંત;
માસ માસે મુનિરે વ્હોરી કરે પારણુંરેજી, છે લુખ વૃતિ અત્યંત.
સગા. ॥ ૩ ॥
બબે માસ ખમણારે તેમ ત્રણ માસનારેજી, કીધા ઘણા ઉપવાસ;
સુકુંસુકું કીધુંરે ગાત્ર બેઉ મુનિયેરેજી, સહી ક્ષુધાને પ્યાસ.
સગા. ॥ ૪ ॥
દેશ પરદેશેરે બહુ સ્થળે વિચર્યારેજી, ભેટયા જેને ભગવંત;
કર્મ તણી કોડારે ખપાવે મુનિયોરેજી, રહે સદા ક્ષમાવંત.
સગા. ॥ ૫ ॥

ઘણાં વર્ષો વીત્યારે દેશપરદેશમાંરેજી, ત્યારપછી પ્રભુ વીર;
મુનિ પરિવારેરે રાજગ્રહી આવ્યારેજી, ઉતર્યા વને સધીર.
સગા. ॥ ૬ ॥

માસ તપ તણુંરે બેહુને છે પારણુંરેજી, આવ્યા પ્રભુની પાસ;
પ્રભુએ બોલાવ્યોરે મુનિ શાલીભદ્રનેરેજી, પુરા થયા ઉપવાસ.
સગા. ॥ ૭ ॥

આજે માજી હાથેરે થશે મુનિ પારણુંરેજી, વ્હોરાવે રૂડી રીત;
તહેત કરી ચાલ્યારે વાંદી મહાવીરનેરેજી, આવ્યા સ્વ ઘરે ખચિત.
સગા. ॥ ૮ ॥

મર્મી ધનો મુનિરે તે પણ છે સાથમાંરેજી, આવી ઉભા દ્વાર પાસ;
સમોસર્યા જાણીરે વીર ભગવંતનેરેજી, માજીને થયો ઉલ્લાસ.
સગા. ॥ ૯ ॥

દર્શને જવા કાજેરે શણગારો શોભતારેજી, વહુઓ પ્હેરે સ્વ અંગ;
સુત વધૂ સંગેરે સજ્જ થાય માતજીરેજી, ધરીને ધર્મનો રંગ.
સગા. ॥ ૧૦ ॥

પુરણ પ્રવર્તીરે તેથી ન જાણ્યારેજી, દ્વારે ઉભા મુનિરાય;
વ્હોરવાને કાજેરે રાહ જોતાં મુનિયોરેજી, અવસર વીતિ જાય.
સગા. ॥ ૧૧ ॥

ત્યાંથી તેઓ ચાલ્યારે પુર તણે પંથડેરેજી, આવ્યા પોળ તણી પાસ;
ગોવાલણ આવીરે ધનવંતી ત્યાં કણેરેજી, થયો મુનિ જોતાં ઉલ્લાસ.
સગા. ॥ ૧૨ ॥

પાનો તો વછૂટયોરે ફુલી એની દેહડીરેજી, આનંદ અંગે ન માય;
ગોરસ વ્હોરાવ્યુંરે મુનિ શાલીભદ્રનેરેજી, છે પૂર્વ જન્મની માય.
સગા. ॥ ૧૩ ॥

વારે વારે નિરખેરે મુખ શાલીભદ્રનુંરેજી, જોતાં તો તૃપ્તિ ન થાય;
અવિહડ પ્રીતિરે માતા તણી જાણીયેરેજી, એવી પ્રીતિ નહિ ક્યાંય.
સગા. ॥ ૧૪ ॥

મુનિ ત્યાંથી ચાલ્યારે આવ્યા પ્રભુ આગળેરેજી, શંકાળું થયુંછે ચિત્ત;
ગોવાલણ હાથેરે વ્હોર્યું આજે પારણુંરેજી, માતા ન મલ્યાં ખચિત.
સગા. ॥ ૧૫ ॥

ભ્રાંતિ તેની ભાંગેરે વીર ભગવંતજીરેજી, વચણો વદી રસાળ;
મુનિ આંબાજીએરે રહી પોરબંદરેરેજી, રચી મનોહર ઢાળ.
સગા. ॥ ૧૬ ॥

## ॥ દોહરા ॥

શંકા નિવારણ કારણે, ભાંખે શ્રી ભગવંત;
સુણજો શાલીભદ્રજી, મનમાં ધરીને ખંત. ॥ ૧ ॥

જે માતાના કુખથી, જન્મ ધર્યો મુનિરાય;
તે માતાના હાથથી, કહ્યું નથી મેં કાંય. ॥ ૨ ॥

જે ગોરસ વ્હોર્યું તમે, તે દેનારી બાઈ;
તે તો પૂર્વ ભવ તણી, છે તમારી માય. ॥ ૩ ॥

વાછરડાં ચારી કરી, કરતો પરનાં કાજ;
ખીર નિપજાવી એકદા, આવી ચડ્યા મુનિરાજ. ॥ ૪ ॥

ભૂખ છતાં ખાધી નહિ, વ્હોરાવી સર્વ ખીર;
દાન થકી આ ભવ થયા, શાલીભદ્ર સધીર. ॥ ૫ ॥

દાન મહાતમ સમજે નહિ, એ મોટા ગેમાર;
દાન થકી સંસારનો, પામી ગયા બહુ પાર. ॥ ૬ ॥

સુણતાં વચનો વીરના, શંકા થઈ તે દૂર;
કરી ગોરસનું પારણું, આવ્યા વીર હજુર. ॥ ૭ ॥

પાય પ્રણમી ભગવંતના, બોલ્યા તે અણગાર;
વૈભારગિરિની ઉપરે, કરશું જઈ સંથાર. ॥ ૮ ॥

અનુમત આપી જો પ્રભુ, લહીએ જીવન લ્હાણુ;
પ્રભુ કહે પ્રત્યુત્તરે, સુખ કરો કલ્યાણ. ॥ ૯ ॥
વાંદી છેવટ વીરને, ખમાવી સર્વે સંત;
તુર્ત ગિરિવર જઈ ચઢયા, હર્ષ ધરી અત્યંત. ॥ ૧૦ ॥
ધનો શાલીભદ્રજી, પહોંચ્યા ઉંચે સ્થાન;
પર્વતની ઉપર કર્યા, સંથારા પ્રધાન. ॥ ૧૧ ॥
ડાળ પડે જયું ઝાડની, સ્થિર કરી તેમ કાય;
પાદોગમનને આદરી, સુતા ત્યાં મુનિરાય. ॥ ૧૨ ॥
તે વેળા વીર આગળે, આવ્યા ભદ્રાબાઇ;
વહુઓ પણ સાથે બધી, વાંદે વીરના પાય. ॥ ૧૩ ॥
ગૌતમ આદિ મુનિવરો, વાંદ્યા ધરીને પ્યાર;
જોતાં તો દેખ્યા નહિ, શાલીભદ્ર અણગાર. ॥ ૧૪ ॥
બે મુનિયો જોયા વિના, મન થયું નહિ સ્થિર;
આવ્યા નહિ મુનિ વ્હોરવા, ગયા હશે કયાં ધીર. ॥ ૧૫ ॥

## ઢાળ પંચોતેરમી

(રાગ–દેશ મનોહર માળવો)

પૂછી જોતાં ભગવંતને, જ્ઞાની કહે ધરી ખંત લલના;
આઇરે તમારે આંગણે, ગયા હતા બેઉ સંત લલના.
પૂછી જોતાં ભગવંતને.–એ ટેક. ॥ ૧ ॥
અશન કાજે ઉભા રહ્યા, અલ્પ સમય નિરધાર, લલના;
તમે દિઠા નહિ તે સ્થળે, પહેરતાં શણગાર. લ. પૂછી. ॥૨॥
ત્યાંથી મુનિ પાછા વળ્યા, આવ્યા પોળ તણી પાસ, લલના;
માતા મળી પૂર્વ જન્મની, શાલીગ્રામે છે વાસ. લ. પૂછી. ॥૩॥
ધનવંતી પાયે પડી, પ્રતિલાભ્યા અણગાર, લલના;
દધિ વ્હોરાવ્યું ખંતથી, તેનો કીધો આહાર. લ. પૂછી. ॥૪॥

બમાવી સાધુ સંતને, ચઢયા ગિરિને શિર, લલના;
સંથારો તિહાં આદર્યો, બેઉ થયા છે સ્થિર. લ. પૂછી. ॥૫॥

એવું સુણતાં તે બાઇને, થઇ અતિશે વ્યાઘાત, લલના;
સ્થિતિ સુણી પ્રિય પુત્રની, ઝૂરવા લાગી માત. લ. પૂછી. ॥૬॥

આલી સુતને વાંદવા, વહુઓને લઈ સાથ, લલના;
તેમ આવ્યા મુનિ વાંદવા, અંગ મગધના નાથ. લ. પૂછી. ॥૭॥

તુર્ત ચઢયા ગિરિ ઉપરે, આવ્યા મુનિયોની પાસ, લલના;
જઈ જોતાં માતા તણી, હણાણી અંતર આશ. લ. પૂછી. ॥૮॥

અંગ ઉપાંગો સ્થિર કરી, સુતા છે અણગાર, લલના;
તે જોતાં માજી આંખથી, થઈ આંસુડાની ધાર. લ. પૂછી. ॥૯॥

સુત વધુ સર્વ મળી, સાસુજીની સંગાથ, લલના;
તે પણ જોતાં મુનિરાજને, કરવા લાગી અશ્રુપાત. લ. પૂછી. ૧૦

રૂદન સુણી ભદ્રા તણું, પત્થર પીગળી જાય, લલના;
ધીરજ અર્પે તે બાઇને, શ્રેણીક નામે રાય. લ. પૂછી. ૧૧

ધીરજ ધરો માજી તમે, કરશે પુત્ર કલ્યાણ, લલના;
તે પંથેથી તેઓ પામશે, પ્રાંતે પદ નિર્વાણ. લ. પૂછી. ૧૨

ધન્યરે જન્મ તેનો જાણીએ, લીધો ખરેખર લાવ, લલના;
આશિષ અર્પું હું એટલી, જન્મ મરણ ભય જાવ. લ. પૂછી. ૧૩

શાંત કીધા ભદ્રાબાઇને, આપી બહુધા દૃષ્ટાંત, લલના;
વંદન કરી સહુ સંચર્યા, ગયો પ્રજા તણો કાંત. લ. પૂછી. ૧૪

ઉગ્ર તપસ્વી તે મુનિયો, પામ્યા સમાધિમાં કાળ, લલના;
સર્વાર્થ સિદ્ધે ઉપન્યા, પામ્યા રંગ રસાળ. લ. પૂછી. ૧૫

ત્યાંથી ચવિ વિદેહ ક્ષેત્રમાં, ધરશે નર અવતાર, લલના;
જન્મ મરણ ટળી કરી, પામી જશે ભવપાર. લ. પૂછી. ૧૬

આસુ સુદની ત્રયોદશી, વર્તે ભલો રવિવાર, લલના;
ગુરૂ પ્રતાપે આંબાજીએ, ઢાળ રચી મનોહાર. લ. પૂછી. ૧૭

## ॥ દોહરા ॥

થયા ધરણી તળ ઉપરે, અસંખ્ય નર ને નાર;
દાન તણા પ્રતાપથી, સુખી બધો સંસાર. ॥ ૧ ॥

દાન દીધું મુનિરાજને, ખીર તણું ધરી ખંત;
સ્વર્ગ સમી મળી સાહેબી, થયા સર્વને કંત. ॥ ૨ ॥

ઇંદ્ર સરિખા સુખમાં, રાચ્યા નહિ મતિવંત;
ધરી ધર્મની ધોંસરી, પામ્યા સુખ અનંત. ॥ ૩ ॥

રોતા મુકયા માતને, ઝૂરતી મુકી નાર;
ધન્ય ધન્ય શાલીભદ્રને, લીધો સંયમ ભાર. ॥ ૪ ॥

દાન થકી દોલત મળે, દાની સુખીયાં થાય;
દાન વગરના માનવી, જન્મ અલેખે જાય. ॥ ૫ ॥

ઋદ્ધિ શાલીભદ્રની, યાચે સહુ નરનાર;
દાન દેવું રૂચે નહિ, કયાંથી તે મળનાર. ॥ ૬ ॥

ધના શાલીભદ્રને, તારી કીધા તીર;
ઉપકારી અરિહંતજી, સાયર સમ ગંભીર. ॥ ૭ ॥

જાલ્યાદિ શ્રેણીકના, કુંવરો જે ત્રેવિશ;
પાંચે મહાવ્રત આદરી, થયા પ્રભુના શિષ્ય. ॥ ૮ ॥

અભય કુંવર આદિ ઘણા, થયા સંયમ ધરનાર;
જ્ઞાન ગ્રહી ભગવંતનું, વિનય સદા કરનાર. ॥ ૯ ॥

શ્રેણીકના કુટુંબને, તારણહારા વીર;
ગામ નગર પુર વિચરે, કરતા ભવીને સ્થિર. ॥ ૧૦ ॥

અભય કુંવર વૈરાગથી, કરે આત્મ વિકાસ;
સંથારો અંતે કરી, કર્મ કીધાં બહુ નાશ. ॥ ૧૧ ॥
સર્વાર્થ સિધ્ધે ઉપન્યા, ચવિ વિદેહે જાય;
સંયમથી થઇ કેવળી, છેવટ તે સિદ્ધ થાય. ॥ ૧૨ ॥
રાજ તણા લોભે કરી, ચેલણાનો કુમાર;
પુરી પિતાને પાંજરે, સ્વતઃ થયો સરદાર. ॥ ૧૩ ॥
રાજ પદ સ્વાધીન કરી, નમે માતને પાય;
કૃતઘ્ની જાણી પુત્રને, મુખ ફેરવી જાય. ॥ ૧૪ ॥
કારણ તેનું પુછતાં, કહ્યું સવિસ્તાર;
ઉપકારી પિતુ તણો, કરવા જાય નિસ્તાર. ॥ ૧૫ ॥
દૂરથી દેખી આવતો, શસ્ત્ર કરે ધરનાર;
મરણ કર્યું નિજ હસ્તથી, રાજાએ તે વાર. ॥ ૧૬ ॥
આવી જોતાં તાતને, પામી ગયા છે કાળ;
હા હા કરતો મુખ થકી, બહુ રોયો ભૂપાળ. ॥ ૧૭ ॥
અગ્નિ ક્રિયા કરી નૃપની, કુરણીક થયો ઉદાસ;
પ્રજા તણા અપવાદથી, ચંપા વસાવી ખાસ. ॥ ૧૮ ॥
ચંપાપુર શોભે ઘણું, અંગ દેશ મોઝાર;
રાજધાની કુરણીકની, જોતાં મન હરનાર. ॥ ૧૯ ॥
અતિ ભક્તિ ભૂપાળની, જાણીને જિનરાય;
ચોવિશમા મહાવીરનું, સમોસરણ ત્યાં થાય. ॥ ૨૦ ॥
ચંપાપુર શણગારીને, લશ્કર લઇને સાથ;
કુરણીકે ઉત્સાહથી, વાંધા શ્રી જગનાથ. ॥ ૨૧ ॥
સુરાસુરો આવી મળ્યા, મળ્યા માનવ વૃંદ;
લળી લળી ભગવંતને, વાંધા ધરી આનંદ. ॥ ૨૨ ॥

વિદ્યાધર ને કિન્નરો, વૈમાનોને છોડ;
ચરણ સરોજે વીરને, નામ્યા મસ્તક મોડ. ॥ ૨૩ ॥
દીધી પ્રભુએ દેશના, બુઝયા બહુ નરનાર;
અનિત્યપણું જાણી કરી, કઇંક થયા અણગાર. ॥ ૨૪ ॥

## ઉદ્દાયન રાજાએ કરેલો મહાન ત્યાગ

### ॥ દોહરા ॥

તે કાળે ને તે સમે, સિંધુ સો વીર દેશ;
રાજધાની તે દેશની, વીતિ ભવપુર પ્રદેશ. ॥ ૧ ॥
તે નગરનો રાજીયો, ઉદ્દાયન છે નામ;
પ્રબળ પુણ્યના યોગથી, મળ્યા મનોહર ધામ. ॥ ૨ ॥
રાણી શાણી પ્રભાવતી, તે નૃપને દરબાર;
સર્વ મધ્યે શિરોમણી, પદ્માવતી છે નાર. ॥ ૩ ॥
બીજી રાણી પ્રભાવતી, રૂપે રતિ અનુહાર;
તેનો સુત છે શોભતો, નામ અભિચકુમાર. ॥ ૪ ॥
કમળ સમી છે કોમળી, કુંવર તણી તે કાય;
માતપિતાને વાલ હો, તરૂણ થયો યુવરાય. ॥ ૫ ॥
ઉદ્દાયન તે નૃપને, ભગિનીનો છે સુત;
કેશી કુમાર નામે કરી, રૂપગુણે અદ્દભૂત. ॥ ૬ ॥
સહુ સેનાદી ભૂપતિ, મુગટ તણા ધરનાર;
ઉપરીપણું દેશ નૃપનું, ઉદ્દાયન કરનાર. ॥ ૭ ॥
સોળ દેશ તે નૃપની, અખંડ વર્તે આણ;
શ્રાવક છે મહાવીરનો, નવે તત્ત્વનો જાણ. ॥ ૮ ॥
સજજન કુટંબ પ્રજાજનો, કરે ઘણા સત્કાર;
અઢળક ઋદ્ધિ પામીયો, પુણ્ય તણો નહિ પાર. ॥ ૯ ॥

ત્યાગ્યા રાત્રિ ભોજનો, કીધો કંદનો ત્યાગ;
પોષા તો પ્રીતે કરે, આણી અંતર રાગ. ॥ ૧૦ ॥
એ રાજાએ એકદા, જઇ નિજ પોષધશાલ;
પોષો બાંધ્યો પ્રેમથી, ચડવા આત્મિક માળ. ॥ ૧૧ ॥
દિવસ તે વીતિ ગયો, ચાલી રહી છે રાત;
ધર્મ જાગીકા જાગતો, ઉત્પન્ન થઇ એ વાત. ॥ ૧૨ ॥
ધન્ય દેશ તે નગરને, ધન્ય તે ભૂ પ્રદેશ;
જગત પ્રભુ જ્યાં વિચરે, દેતાં તે ઉપદેશ. ॥ ૧૩ ॥
ગામ નગર ને પુર પ્રતિ, કરતાં પ્રભુ વિહાર;
જો આવે આ પુરપેં, મૃગ વનની મોઝાર. ॥ ૧૪ ॥
વાદું જઈ તે વિધિએ, લળી લળી લાગું પાય;
રસનાને પુનિત કરૂં, ગુણ પ્રભુના ગાય. ॥ ૧૫ ॥
જે વાણી જિનરાજની, જન્મ મરણ હરનાર;
તે વાણીને સાંભળું, સફળ થાય અવતાર. ॥ ૧૬ ॥
એ વિચારો રાયના, જાણીને મહાવીર;
ચંપાપુરથી સંચર્યા, કરતા ભવીને સ્થિર. ॥ ૧૭ ।
અનુક્રમે વીર આવિયા, સિંધુસો વીર દેશ;
અનુમત માગી ઉતર્યા, મૃગવનને પ્રદેશ. ॥ ૧૮
વનમાળી ભાળી કરી, રીઝયો પારાવાર;
વીર ચરણે શિર નામતો, ઉચ્ચરે તેણીવાર. ॥ ૧૯
ભલે પધાર્યા આ સ્થળે, ભવતારૂ ભગવંત;
નૃપ તમારાં દર્શનો, ઇચ્છે છે અત્યંત. ॥ ૨૦
એમ કહી તે પુરમાં, આવ્યો હજુરની પાસ;
કરજોડી કહે નૃપને, રાજન સુણજો ખાસ. ॥ ૨

અષ્ટજામ જેના નામની, જપી રહ્યા છે માળ;
એ આવ્યા છે ઉપવને, જયવંતા કૃપાળ. ॥ ૨૨ ॥

વચન સુણી વનપાળના, વિકસી અઉઠ ક્રોડ;
સોંપી દીધાં ભૂષણો, વર્જીને એક મોડ. ॥ ૨૩ ॥

સિંહાસન છોડી કરી, ઉદાયન ભડભૂપ;
ત્યાંથી વાંદ્યા વીરને, હર્ષ ધરી અત્યંત. ॥ ૨૪ ॥

ઉદાયન મહા ભૂપતિ, બળ બુદ્ધિમાં ઠરેલ;
જેના અંતર ભાગનો, વીરની ભક્તિ ભરેલ. ॥ ૨૫ ॥

તે નૃપે તેડાવીયો, સૈન્ય તણો સરદાર;
સર્વે રિયાસત રાજ્યની, તુર્ત કરો તૈયાર. ॥ ૨૬ ॥

એ હુકમ શ્રવણે સુણી, શણગાર્યું તે પુર;
રાજપંથ શણગારીયો, કરી રચના ભરપુર. ॥ ૨૭ ॥

ધજા પતાકા પંથમાં, ઝળહુળ કરતા જ્યોત;
રાજભુવન શણગારતાં, થઇ રહ્યો ઉદ્યોત. ॥ ૨૮ ॥

પદ્માવતી પ્રભાવતી, છે નરવરની નાર;
તે વીર વંદન સંચરે, સંગે લઇ પરિવાર. ॥ ૨૯ ॥

રથ મ્યાના ને પાલખી, શિવિકા ને વળી વેલ;
હસ્તી હજારો નીકળ્યા, ઝુલતા મદે છકેલ. ॥ ૩૦ ॥

ઝળહળતી અંબાડીના, શોભે બહુ શણગાર;
તેમજ હજારો પુરથી, નીકળ્યા ઘોડેસ્વાર. ॥ ૩૧ ॥

સહુ આગળ ચાલી રહ્યો, નરવરનો ગજરાજ;
શોભા તેની શી કહું, હીરા જડીત છે સાજ. ॥ ૩૨ ॥

શોભે સુંદર વેશથી, નર નારી સુજાણ;
સર્વમાં દીપે ભૂપતિ, જેમ ઝળકતો ભાણ. ॥ ૩૩ ॥

પુરથી દૂરે આવતો, ઇંદ્ર ધ્વજ આકાશ;
પેરવ્યું પ્રભુની ઉપરે, ચક્ર કરતું ઉજાસ. ॥ ૩૪ ॥
અતિશયો અરિહંતના, નજરે જોતાં રાય;
અંબાડીથી ઉતરી, ચરણે ચાલી જાય. ॥ ૩૫ ॥
અભિગમનને સાચવી, નમે પ્રભુને પાય;
વંદન કરતાં વીરને, હૈયે હર્ષ ન માય. ॥ ૩૬ ॥
કર જોડી કહે વીરને, કીધા ઘણા ઉપકાર;
પ્રભુ પધાર્યા આ સ્થળે, ત્રિજગ તારણહાર. ॥ ૩૭ ॥
ભાયાતો તે ભૂપના, બેઠા સપરિવાર;
મળી મનુષ્યની મેદની, જોતાં અપરંપાર. ॥ ૩૮ ॥
વીર સન્મુખે ભૂપતિ, બેઠો જોડી હાથ;
બોધ કરે ભવી તારવા, ત્રણ જગતના નાથ. ॥ ૩૯ ॥

કંઠ કરવા યોગ્ય

## ઢાળ છોંતેરમી

(રાગ-માઢ)

જગતમાં કોણ કહો રહેનાર, જગતમાં કોણ કહો રહેનાર;
ગયા ભારતના શણગાર, જગતમાં કોણ કહો રહેનાર.-એ ટેક

રાય હજારો આવી નમતા, જોડી યુગ્મજ હાથ;
ચક્રવર્તી તે ચાલ્યા ગયા છે, છખંડ ભૂમિના નાથ. જગત. ॥ ૧ ॥

હતી વિભૂતિ અજબ જેહની, નમ્યા જેને સુરરાય;
તેહ તીર્થંકર ગયા જગતથી, કાળ દીસે દુઃખદાય. જગત. ॥ ૨ ॥

હતા પ્રતાપી જાદવ કુળમાં, ઝળહળતા જેમ ભાણ;
કૃષ્ણજીના પણ કાળે કરીને, છુટી ગયા છે પ્રાણ. જગત. ॥ ૩ ॥

પ્રચંડપણે કીધું લંક પુરીનું, ચૌદ ચોકડી રાજ;
રાવણ રાયનો કાળે કરીને, રણમાં રોળાયો તાજ. જગત. ॥ ૪ ॥

અજબ ફાળ છે કુટિલ કાળની, કોનું આવે નહિ કામ;
જન્મ ધરે તે સર્વ જવાના, રહ્યા નહિ શ્રી રામ. જગત. ॥ ૫ ॥
સુરાસુરો ને મહિપતિના, તુટયા મનોરથ માળ;
ઇંદ્ર સરિખા સત્તાધિશને, કરડી ગયો છે કાળ. જગત. ॥ ૬ ॥
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવથી, ચૌવિધ છે સંસાર;
જન્મ મરણ બહુ તેમાં કીધા, સંયમ વિના નહિ પાર. જગત. ॥ ૭ ॥
છોંતેરમી છે ઢાળ વૈરાગી, સાંભળતાં સુખરૂપ;
આંણાજી મુનિ કહે વીર ઉપદેશે, બુઝયો ઉદાયન ભૂપ. જગત. ॥ ૮ ॥

## ॥ દોહરા ॥

બોધ સુણી ભગવંતનો, રીઝયું સર્વ સમાજ;
ઉદાયન ભડ ભૂપનું, અંતર રીઝયું આજ. ॥ ૧ ॥
વીર પ્રભુના ચરણમાં, નમન કરી કહે રાય;
અખિલ આ સંસારમાં, સંયમ છે સુખદાય. ॥ ૨ ॥
ભરત સગર સમ ભૂપતિ, મઘવ સનતકુમાર;
ચક્રવર્તી પદ છોડીને, થયા સંયમ ધરનાર. ॥ ૩ ॥
રૂચ્યો પંથ તે ત્યાગનો, રહું નહિ નિરધાર;
કૃપા કરી મુજ ઉપરે, તારો તારણહાર. ॥ ૪ ॥
સ્થાપી કુંવરને ગાદીએ, આવું આપની પાસ;
પછી વ્રતો હું આદરૂં, સફળ થાય મમ આશ. ॥ ૫ ॥
એમ કહી કર જોડીને, નમ્યો પ્રભુને પાય;
સપરિવારે ભૂપતિ, નિજ પુર પ્રત્યે જાય. ॥ ૬ ॥
પુર પંથે જાતાં થકાં, નર વર કરે વિચાર;
રાજ સોંપતાં પુત્રને, વધી જશે સંસાર. ॥ ૭ ॥
આરંભ ભરેલું રાજ છે, અહિતનું કરનાર;
માટે પ્યારા પુત્રને, નહિ સોંપું નિરધાર. ॥ ૮ ॥

ભગિની સુત છે દીપતો, નામે કેશી કુમાર;
તેને તુર્તજ રાજ્યનો, સોંપી દઉં અધિકાર. ॥ ૯ ॥
નિશ્ચય કરી તે નૃપતિ, આવ્યો પુર મોઝાર;
રાજ દીધું ભાણેજને, કરી આડંબર સાર. ॥ ૧૦ ॥
આશય ઉંચો રાયનો, જાણી શકે ના કોય;
ભદ્ર કરવા કુમારનું, કામ કીધું છે સોય. ॥ ૧૧ ॥
સોળ દેશનું સામટું, સોંપી દીધું રાજ;
ભાણેજ થયો ભડ ભૂપતિ, સર કીધા દશ રાજ. ॥ ૧૨ ॥
ભૂપે ભાણેજ આગળે; કહી દીક્ષાની વાત;
પુર સકળ શણગારવા, જણાવી જાહેરાત. ॥ ૧૩ ॥
સ્નાન કરાવી શોભતા, પહેરાવ્યા શણગાર;
ભોજન જમી ભડ ભૂપતિ, થયા તુર્ત તૈયાર. ॥ ૧૪ ॥
સ્થાપી સહસ વાહિણી, તેમાં બેઠા રાય;
ચોવિધ ફોજે સંચરી, મૃગવન પ્રત્યે જાય. ॥ ૧૫ ॥
લક્ષ ગમે નર નારીયો, જોતાં વિસ્મય થાય,
કહે ઉદાયન ભૂપનો, ઉત્તમ ત્યાગ ગણાય. ॥ ૧૬ ॥
અતિશયો અવલોકીને, શિવિકા સ્થાપી ત્યાંય;
જવા પ્રભુની આગળે, નીચે ઉતરી જાય. ॥ ૧૭ ॥
અભિગમનને સાચવી, આવી વાંદ્યા વીર;
સંયમ ધરવા કારણે, મન થયું નહિ સ્થિર. ॥ ૧૮ ॥
પ્રભુથી દૂરે જઇ કરી, ઉતારે શણગાર;
રાણી શાણી પ્રભાવતી, ઝીલે વસ્ત્ર મોઝાર. ॥ ૧૯ ॥
કડાં પોંચીને મુદ્રિકા, બાજુબંધ ને હાર;
કાઢે કુંડળ કાનથી, ત્યાગ વૃત્તિ ધરનાર. ॥ ૨૦ ॥

## શિખરિણી છંદ

મળેલાં સુખોને નરવર નહિ ચિત્ત ભજતો,
ગણી તૃણ તોલે શશીવદનીઓ તુર્ત તજતો;

અતિ ક્રાંતિવાળો શિર પર હતો તાજ નમણો,
ઉતાર્યો તે ભૂપે પ્રગટ કરવા આત્મિક ગુણો. ॥ ૧ ॥

## ॥ દોહરા ॥

વિરહો જે પ્રિય કાંતનો, ખમ્યો ઘડી ના જાય;
જોતાં પતિના ત્યાગને, રહી અશ્રુથી ન્હાય. ॥ ૨૧ ॥
વક્ષસ્થળ ભિંજાવતી, ગદ્દગદ્દ બોલે વાણ;
સ્વામી કર્મ કરી વેગળાં, વરજો પદ નિર્વાણ. ॥ ૨૨ ॥
પ્રભાવતી તે સુંદરી, ાપચુને કરી પ્રણામ;
સપરિવારે સંચરી, ગઈ પોતાને ધામ. ॥ ૨૩ ॥
પૂરણ વૈરાગી રાજવી, જઇ વાંદે જીનરાય;
વીર પ્રભુની આગળે, ઉભા સનસુખ આય. ॥ ૨૪ ॥
ઉછળતા ભવ ઓઘને, તર્યા તમે ભગવંત;
તેમજ મારા આત્મને, તારો કૃપાવંત. ॥ ૨૫ ॥
કરી વિજ્ઞપ્તિ ભૂપતિ, વીર પ્રભુની પાસ;
સંયમ લીધો પ્રેમથી, છૂટી જવા ભવપાશ. ॥ ૨૬ ॥
પંચ પ્રબળને પરહરી, પંચતણો કરે પોષ;
સુખદુ:ખમાં સમતા ધરી, જીતે રાગ ને રોષ. ॥ ૨૭ ॥
અગીયારે અંગો ભણી, થયા જ્ઞાનમાં સ્થિર;
વૈરાગે વ્રત પાળતાં, ધર્મે રાખી ધીર. ॥ ૨૮ ॥
વિનય કરે ભગવંતનો, આણી અંતર પ્યાર;
વિનયવંત તે સંતની, સેવાના કરનાર. ॥ ૨૯ ॥
દેશ પ્રદેશે વિચર્યા, વીર પ્રભુની સંગ;
દુક્કર દુક્કર તપ કરી, તાવી નાખ્યું અંગ. ॥ ૩૦ ॥
ઘનઘાતીને કાપીને, પામ્યા પંચમ જ્ઞાન;
અંતે અનશન આદરી, લીધું અવિચળ સ્થાન. ॥ ૩૧ ॥

## ઢાળ સત્યોતેરમી

(રાગ–શી કહું કથની મારી)

અભિચ કુમારનું હિત ચાહીને, તાજધારી ના કીધો.
કેશી કુમારને રાજ સોંપીને, ત્યાગ પંથ તેણે લીધો.
રાજ મનગમતું ના કીધું, રાજ ભાણેજને દીધું.
રાજ મનગમતું ના કીધું.–એ ટેક. ॥ ૧ ॥

અન્યાય કીધો નથી નૃપ ઉદાયે, જ્ઞાની તે વાતજ જાણે;
પાપે ભરેલી છે રાજ્યની સ્થિતિ, સુજ્ઞ જનો પીછાણે.
રાજ મન. ॥ ૨ ॥

યુદ્ધ કરવાં પડે રાજ્યને માટે, મારવા મનુષ્ય વૃંદો;
દુશ્મન જનોનાં જીવન લૂંટી, નૃપ માને આનંદો.
રાજ મન. ॥ ૩ ॥

એવું ધારી તે સુજ્ઞ રાજાએ, ભાણેજને રાજ્ય દીધું;
ઓછું આણી જેથી રાજકુમારે, મન ઉદાસી કીધું.
રાજ મન. ॥ ૪ ॥

સપરિવારે વીતિ ભયપુરથી, કુંવર ગયો તે ચાલી;
આવી વસ્યો એ ચંપાપુરમાં, ભ્રાત સંબંધ સંભાળી.
રાજ મન. ॥ ૫ ॥

માસી સુત ત્યાં કુરણીક રાજા, તેણે દિલાસો દીધો;
સર્વ અનુકુળ સંયોગ મળતાં, સુખે નિવાસ કીધો.
રાજ મન. ॥ ૬ ॥

શ્રાવકપણું ત્યાં પાળે પ્રીતે, સર્વથી સ્નેહ જમાવે;
રાય ઉદાય ગયા સિદ્ધની માંહી, તેને નહિજ ખમાવે.
રાજ મન. ॥ ૭ ॥

કરી સંથારો પંદર દિનનો, ભુવન પતિ ભવ પામ્યા;
મનુષ્ય થઇ જશે મોક્ષ ગતિમાં, ધર્મ થકી સહુ જામ્યા.
રાજ મન. ॥ ૮ ॥

સતોતેરમી એ ઢાળ મોઝારી, પૂર્ણ થયો અધિકારો;
કહે આંબાજી ઉદાયન નૃપનો, ત્યાગ વૈરાગ સ્વીકારો.
રાજ મન. ॥ ૯ ॥

## ॥ દોહરા ॥

અમલ કંપા પુરવિષે, આવ્યા શ્રી ભગવંત;
સુર સૂર્યાભે સ્વર્ગથી, દેખ્યા શ્રી ભગવંત. ॥ ૧ ॥
સિંહાસનથી ઉતરી, વાંદ્યા શ્રી જિનરાય;
હુકમે સુરવર પાઠવ્યો, આવ્યો પ્રભુ છે ત્યાંય. ॥ ૨ ॥
દિવ્ય મંડળ સુરે રચ્યું, એક જોજન પ્રમાણ;
સુરવર સ્વર્ગે જઇ કરી, કીધા શ્યામને જાણ. ॥ ૩ ॥
દેવ દેવી પરિવારથી, જઇ બેઠા વૈમાન;
વિમાન ચલાવ્યું વેગથી, આવ્યું જ્યાં ભગવાન. ॥ ૪ ॥
હજારો સંગે સુરવરો, તનુ તેજ ઝલકંત;
આવી વાંદ્યા વીરને, હર્ષ ધરી અત્યંત. ॥ ૫ ॥
કર જોડી બેઠા તિહાં, વીરે કીધો ઉપદેશ;
પૂછ્યા પ્રશ્ન વીરને, વિનયતણે આવેશ. ॥ ૬ ॥
સૂર્યાભ તમે તો ભવ્ય છો, પામી જશો ભવતીર;
એકજ ભવને અંતરે, વરશો કેવળ વીર. ॥ ૭ ॥
વચન સુણી જ્ઞાની તણા, વ્યાપે હર્ષ અનુપ;
સુર સત્તા ત્યાં વાપરી, વિકુર્વ કીધાં રૂપ. ॥ ૮ ॥
બત્રીશ પાડ્યા નાટકો, જોતાં વિસ્મયકાર;
ગત ભવ પુછ્યો ગૌતમે, કહ્યો સવિસ્તાર. ॥ ૯ ॥
પ્રભુ ભાંખે ગૌતમ ભણી, પરદેશીનો જીવ;
સૂર્યાભ ચવી વિદેહમાં, સંયમ ધરી થશે શિવ. ॥ ૧૦ ॥
એ આદિ પ્રશ્નો ઘણા, પૂછ્યા જે જે સ્થાન;
ગૌતમ શંકા દૂર કરી, અર્પ્યું અનુપમ જ્ઞાન. ॥ ૧૧ ॥

મોટામોટા મહીપતિ, મુગટ તણા ધરનાર;
તેને પણ શિષ્યો કર્યાં, ધન્ય પ્રભુ અવતાર. ॥ ૧૨ ॥
વિચરતા વસુધાતળે, કરતા બહુ ઉપકાર;
અંતે જિનવર આવિયા, પાવાપુર મોઝાર. ॥ ૧૩ ॥
હસ્તીપાળ નરવર તિહાં, ધર્મ વૃત્તિ ધરનાર;
તેની શાળા યાચીને, ઉતર્યા તારણહાર. ॥ ૧૪ ॥
રહ્યા ચોમાસું ત્યાંકણે, આવ્યો આસુ માસ;
ભક્ત ઘણા ભગવંતના, આવ્યા પ્રભુજી પાસ. ॥ ૧૫ ॥
નવમલ્લી નવલચ્છીઓ, આવ્યા રાય અઢાર;
પ્રભુ પાસે પોષા કર્યા, ધરી ધર્મનો પ્યાર. ॥ ૧૬ ॥

## પ્રભુજીની રાસનો ઉપસંહાર

## ઢાળ અઠયોતેરમી

(રાગ-યેં મન મોહ્યું મહાવીરજી તથા ભરથરી તથા ઉંચા તે મંદિર માળીયાં)

ચરમ ચોમાસું વીરે કર્યું, પાવાપુર મોઝારજી;
ગૌતમ આદિ ગણધરો, સંગે બહુ પરિવારજી. ચરમ.
ચોમાસું વીરે કર્યું.—એ ટેક. ॥ ૧ ॥
ત્રીસ વર્ષો સંસારમાંરેજી, રહ્યા શ્રી જિનરાયજી;
માતપિતાજી સ્વર્ગે જતાં, દીક્ષા ગ્રહી સુખદાયજી. ચરમ. ॥ ૨ ॥
પહેલું ચોમાસું વીરે કર્યું, અસ્થિપુરની માંયજી;
શૂલપાણી સરળજ કર્યો, સંકટ સહીને ત્યાંયજી. ચરમ. ॥ ૩ ॥
રાજગ્રહીમાં ચૌદે કર્યાં, ચંપામાં કીધાં પંચજી;
પૃષ્ટ ચંપા પાંચે કર્યા, કરતા ધર્મનો સંચજી. ચરમ. ॥ ૪ ॥
એક કીધું વાણીજ ગ્રામમાં, ત્રણ વિશાલાપુરજી;
છ ચોમાસાં મિથિલા કર્યાં, બે ભદ્રિકા પુરજી. ચરમ. ॥ ૫ ॥
આળંભીયામાં એક કર્યું, એક સાવત્થી ગામજી;
એક કીધું અનાર્ય દેશમાં, એક અપાપા ધામજી. ચરમ. ॥ ૬ ॥

છેવટ પાવાપુરે રહ્યા, એક અજ્ઞાત પ્રદેશજી;
એક ગામે તેમજ રહ્યા, સંકટ સહ્યાં વિશેષજી. ॥૭॥
ચૌદ સહસ સાધુ થયા, સર્વે સમતાવંતજી;
છત્રીશ સહસ સાધ્વી, પામી જશે ભવપારજી. ચરમ. ॥૮॥
ચૌદ પૂર્વી ત્રણસો થયા, મિથ્યાતિનાં ગાળે માનજી;
તેરસો અવધ જ્ઞાની થયા, જે પામ્યા બહુ વિજ્ઞાનજી. ચરમ. ॥૯॥
વિક્રય લબ્ધિ ધારી સાતસો, સાતસો કેવળવંતજી;
સર્વજ્ઞાતા સાધ્વી ચૌદસો, મોક્ષગામી મતિવંતજી. ચરમ. ॥૧૦॥
શ્રાવક સંખ્યા બહુ કરી, કીધો અતિ ઉપકારજી;
સંથારો કીધો બે દિનનો, પામી જશે ભવપારજી. ચ. ॥૧૧॥
આસુ વદ અમાસની, ચાલી રહી છે રાતજી;
આસન કંપ્યા સર્વ ઇંદ્રના, જાણી અવધિથી વાતજી. ચ. ॥૧૨॥
ત્વરિત ગતિ ઇંદ્રો આવિયા, સંગે લઈ પરિવારજી;
આવી વાંદ્યા જિનરાજને, હર્ષ ધરી પારાવારજી. ચ. ॥૧૩॥
દેશના દીધી વીરે સર્વને, છેલ્લો એ ઉપદેશજી;
શક્ર ઇંદ્ર આદિ સર્વનાં, અંતરે છે શોકાવેશજી. ચ. ॥૧૪॥
ચોથા આરાના ત્રણ વર્ષને, બાકી સાડા અષ્ટમાસજી. ચ. ॥૧૫॥
ચોથો પાયો શુક્લ ધ્યાનનો, વર્તે ક્ષાયક ભાવજી;
તનુ તજીને મોક્ષે ગયા, ત્રણ જગતના રાવજી. ચ. ॥૧૬॥
લોકાલોકને વિલોકતાં, વિરામ્યા સુગતિ ધામજી;
અજરામર પદ પામીયા, સિદ્ધ કીધાં સહુ કામજી. ચ. ॥૧૭॥
તમ વ્યાપ્યું ત્રણે લોકમાં, પ્રલય પામ્યો પ્રકાશજી;
વિરહ પડયો અરિહંતનો, સર્વે થયા નિરાશજી. ચ. ॥૧૮॥
વિયોગ થતાં શ્રી વીરનો, વર્ત્યો ત્યાં હાહાકારજી;
રૂદન કરે મોટા રાજવી, પાડતા અશ્રુની ધારજી. ચ. ॥૧૯॥
સુરાસુર ને રોયા ઇંદ્રજી, ધરતા અતિશે શોકજી;
રૂદન કરે અશ્રુ નાખતા, પાવાપુરીના લોકજી. ચ. ॥૨૦॥

તારાચંદજી સ્વામી તથા વક્તા કિશનલાલજી સ્વામી ઠાણા ૮ સુખશાતામાં બિરાજે છે. મુંબઈમાં કવિ શ્રી આંબાજી સ્વામીનો રચેલ વીરભાણુ ઉદયભાણનો રાસ વ્યાખ્યાનમાં વાંચ્યો જેથી શ્રોતાઓને ઘણોજ રસ અને આનંદ પ્રાપ્ત થયો છે, તે સર્વ ઉપકાર કવિતા કરનારનોજ છે. મારવાડી મહારાજ શ્રી આંબાજી સ્વામીની કવિતાની તારીફી કરી કહેતા હતા કે આ રાસ શ્રોતાઓને તો શું પરંતુ અમો મુનિયોને પણ ઉપકારી છે.

પત્ર બીજો-તા. ૮-૮-૩૦ ના રોજ રતલામથી છગનલાલ મારૂનો પત્ર છે તેમાં લખાવે છે કે હમારે યહાંપર પંડિત શ્રી ખુબચંદજી મહારાજ તથા સુખલાલજી સ્વામી ઠાણા ૬ બિરાજમાન હે. પ્રાતઃકાળે વ્યાખ્યાનસેં ૮ બજહસે ૯ બજહ-તક શાસ્ત્ર ફરમાતે હે, ઉપરસેં આંબાજી સ્વામીકા બનાયા ગુણશ્રીકા રાસ ફરમાતે હે. સુનનેકો જૈન જૈનેત્તર પરિષદા ખુબ ઉપસ્થિત હોતી હે. સતી ગુણશ્રીકા રાસ બ્હોત રસિક હે ઇત્યાદિ.

પત્ર ત્રીજો-વિરમગામથી દરિયાપરિ સંપ્રદાયના ગાદીધર પૂજ્ય મહારાજશ્રી ઉત્તમચંદજી સ્વામી લખાવે છે કે આંબાજી મુનિ આપે મહાવીર સ્વામીનો રાસ પ્રેમભાવથી મોકલાવ્યો તે વાંચી પારાવાર આનંદ થયો છે અને અત્રેના લોકો પણ ખુશી થયા છે.

પત્ર ચોથો-સંવત ૧૯૮૯ના ભાદરવા શુદ ૧૧ ના રોજ મોરબીથી ટોકરસી સ્વામી તથા શિવલાલજી સ્વામી લખાવે છે કે આંબાજી મુનિ આપે મહાવીર સ્વામીનો રાસ મોકલાવ્યો તે અત્રે વ્યાખ્યાનમાં વાંચી પૂરણ કર્યો, તે લોકોને બહુજ પ્રિય થઈ પડયો છે, બાકીનો અપૂર્ણ પૂર્ણ થયે મોકલાવવા કૃપા કરશો. એ પ્રયાસને માટે આપને ધન્યવાદ ઘટે છે. એ વગેરે રાસને માટે ઘણા અભિપ્રાયો આવેલા છે પરંતુ સ્થળ સંકોચને લીધે અત્રે દાખલ કરી શકેલ નથી.

## રાજેશ્રીઓમાં દયા ધર્મનો પ્રચાર

પૂજ્ય મહારાજશ્રી દેવસી સ્વામી તેમના શિષ્ય
આંબાજી મુનિના ઉપદેશને માન આપી પોરબંદરના નેક
નામદાર મહારાણા શ્રી નટવરસિંહજી સાહેબે કાયમી જીવ-
દયાનું કામ નીચે મુજબ કરી આપેલ છે.

શ્રી હજુર ઓફીસ જા. નં. ૬૯

આ રાજ્યમાં જીવ હિંસા નહિ કરવાની તથા કતલ-
ખાનું બંધ રખાવવાની નોંધ પ્રસિદ્ધ થયેલી છે તેમાં
નીચેના દિવસો વધારવામાં આવે છે.

(૧) મહાવીર જયંતી ચૈત્ર શુદી તેરસ તથા સંવત્સરી.
તા. ૧૪-૯-૨૯ P. R. Jadeja. દીવાન પોરબંદર.

તેમજ લોધીકાના નામદાર વિજયસિંહજી તથા મુળવાજી
સાહેબે મહારાજ શ્રી આંબાજી સ્વામીના લખાણને માન
આપી પોતાના રાજ્યમાં કોસ, સાંતી કે ગાડાં જોડવાં નહિ
તેવો કાયમી પ્રતિબંધ કરેલો છે. (૧) ચૈત્ર શુદી ૯
રામજયંતી (૨) ચૈત્ર શુદી ૧૩ મહાવીર જયંતી (૩)
શ્રાવણ શુદી૧૦ મારો જન્મ દિવસ (૪) આસો વદી અમાસ
મારા પિતાશ્રીની સંવત્સરી.
કાર્તિક વદી ૧૩, ચૈત્ર શુદી ૫ તથા ૯ તથા શ્રાવણ વદી ૮ તથા
દર ૧૧ તથા દર અમાસ એ તિથિઓમાં કોસ સાંતી કે
ગાડાં જોડવાં નહિ. એ પ્રતિબંધ ભંગ કરનારનો રૂપિયા
૫) દંડ કરવામાં આવશે. (sd) Vijaysinhji.

### કેટલાક મુનિ મહારાજો તરફથી આવેલા પત્રો

પત્ર પહેલો–સંવત ૧૯૮૩માં બરવાળેથી આવેલો પત્ર–
પોરબંદર મધ્યે શાહ પ્રાણજીવનદાસ હરજીવનદાસભાઈ જોગ
મુંબઈથી લી. ગીરધરલાલ દામોદરના જયવીર વાંચશો. આપનો
કાગળ મળ્યો વાંચી બીના જાણી આપને ત્યાં બિરાજતા
મહારાજ શ્રી દેવસી સ્વામી તથા કવિવર્ય આંબાજી સ્વામી
ઠાણા બન્નેને વિનય સહિત વંદના સુખશાતા પુછશો.
અત્રે બિરાજતા મારવાડી મહારાજ ગુ. ગુ. ભંડા-

તારાચંદજી સ્વામી તથા વક્તા કિશનલાલજી સ્વામી ઠાણા. ૮ સુખશાતામાં બિરાજે છે. મુંબઈમાં કવિ શ્રી આંબાજી સ્વામીનો રચેલ વીરભાણ ઉદયભાણનો રાસ વ્યાખ્યાનમાં વાંચ્યો જેથી શ્રોતાઓને ઘણોજ રસ અને આનંદ પ્રાપ્ત થયો છે, તે સર્વ ઉપકાર કવિતા કરનારનોજ છે. મારવાડી મહારાજ શ્રી આંબાજી સ્વામીની કવિતાની તારીફ કરી કહેતા હતા કે આ રાસ શ્રોતાઓને તો શું પરંતુ અમો મુનિયોને પણ ઉપકારી છે.

પત્ર બીજો–તા. ૮–૮–૩૦ ના રોજ રતલામથી છગનલાલ મારૂનો પત્ર છે તેમાં લખાવે છે કે હમારે યહાંપર પંડિત શ્રી ખુબચંદજી મહારાજ તથા સુખલાલજી સ્વામી ઠાણા ૬ બિરાજમાન હે. પ્રાતઃકાળે વ્યાખ્યાનસે ૮ બજહસે ૯ બજહ-તક શાસ્ત્ર ફરમાતે હે, ઉપરસેં આંબાજી સ્વામીકા બનાયા ગુણશ્રીકા રાસ ફરમાતે હે. સુનનેકો જૈન જૈનેત્તર પરિષદા ખુબ ઉપસ્થિત હોતી હે. સતી ગુણશ્રીકા રાસ બ્હોત રસિક હે ઇત્યાદિ.

પત્ર ત્રીજો–વિરમગામથી દરિયાપરિ સંપ્રદાયના ગાદીધર પૂજ્ય મહારાજશ્રી ઉત્તમચંદજી સ્વામી લખાવે છે કે આંબાજી મુનિ આપે મહાવીર સ્વામીનો રાસ પ્રેમભાવથી મોકલાવ્યો તે વાંચી પારાવાર આનંદ થયો છે અને અત્રેના લોકો પણ ખુશી થયા છે.

પત્ર ચોથો-સંવત ૧૯૮૯ના ભાદરવા શુદ ૧૧ ના રોજ મોરબીથી ટોકરસી સ્વામી તથા શિવલાલજી સ્વામી લખાવે છે કે આંબાજી મુનિ આપે મહાવીર સ્વામીનો રાસ મોકલાવ્યો તે અત્રે વ્યાખ્યાનમાં વાંચી પૂરણ કર્યો, તે લોકોને બહુજ પ્રિય થઈ પડયો છે, બાકીનો અપૂર્ણ પૂર્ણ થયે મોકલાવવા કૃપા કરશો. એ પ્રયાસને માટે આપને ધન્યવાદ ઘટે છે. એ વગેરે રાસને માટે ઘણા અભિપ્રાયો આવેલા છે પરંતુ સ્થળ સંકોચને લીધે અત્રે દાખલ કરી શકેલ નથી.

# "તપસ્વીજી માણેકચંદ્રજી સ્વામીને શ્લોકો"

સરસ્વતી માતા તુમ પાય લાગું દેવગુરૂ તણી આજ્ઞા માગું,
જીભ અગ્રે તું બેસજે આય વાણી તણી તું કરજે સવાય.
આઘો પાછો કોઈ અક્ષર થાય માફ કરજે દોષ જો થાય,
કવીજન આગળ મારી શી મતી દોષ ટાળજો માતા સરસ્વતી.
તપસ્વીજી કેરા કહું શ્લોકો એક ચીતથી સાંભળજો લોકો,
તે સ્વામીનો જેતપુર વાસ દશા શ્રીમાળી વણીક ખાસ.
પીતા પ્રેમજી ભાઇના નંદ માતા કુંવર બાઈ આનંદ,
ગાંધી કુટુંબે જન્મને લીયા માત પીતાના મનોરથ ફળીયા.
બન્ને બંધુની જોડી પીછાણો જયચંદ્રજી સ્વામી મોટેરા જાણો,
લઘુ છે માણેકચંદ્રજી સ્વામી ગુણ પ્રમાણે કીર્તિ જામી.
બાળ પણાથી ધર્મ ઉમંગ પોષા પ્રતિક્રમણ કરે ઉછરંગ,
બન્ને બંધુની સુંદર જોડી સંસાર સુખ-દીધાં છે છોડી.
વડેરા બંધુએ કુંવરા ત્યાગી બ્હેન માનીને થયા સુભાગી,
નાના બંધુ પણ થયા વૈરાગી બાળ બ્રહ્મચારી પ્રીતિ અતી લાગી.
મુકયું કુટુંબ ને મુકયું છે ગામ માત પીતાનું રાખ્યું નામ,
મંગલાપુર મેંદરડા સંજમ લીધ આતમ કામ કર્યું છે સિદ્ધ.
બન્ને બંધવ સંયમના રાગી તપસા કરીને થયા વડ ભાગી,
માસ ખમણ કીધાં છે ભારી મોક્ષ લેવાની કીધી તૈયારી.
પાણી છે જગતનું જીવન પ્રાણ તેના તપસીજીએ કીધાં પચ્ચખાણ,
છાશ ઉપર દેહજ રાખ્યો ઉત્તમ તપનો રસ એ ચાખ્યો.
આઠ દ્રવ્યમાં બાંધી છે વૃતિ તપસીજીએ કીધી શુભ મતિ,
સ્વાદીષ્ટ વસ્તુ સરવે ત્યાગી છાશ લોટ પીવા બન્યા છે રાગી.
અમૃતફળ રૂપ કેરીને જાણો તેના તપસીજીએ કીધાં પચ્ચખાણો,
લુખ વૃતિ થઇ સુખડી મેલી મેવા મુખવાસ દીધાં છે ઠેલી.

મારવાડમાં જઈ જ્ઞાનજ લીધ જ્ઞાનનું કારજ કીધું છે સીદ્ધ,
બ્રહ્મચારીને ભાગ્યેજ મળીયા ફકીરચંદ્રજી સ્વામી જડીયા.
કીશનગઢમાં કર્મ ખપાવ્યા મોક્ષ જવાના દ્વાર ઉઘાડયા,
હાથમાં આવી ગુસ એ ચાવી મેળવ્યું જ્ઞાન જેહ પ્રભાવી.
પુસ્તક ભંડાર દીધાં છે સ્થાપી પાઠશાળાતો લખણવાળાએ આપી,
જેતપુરમાં રાખ્યું છે નામ તપસ્વીજીએ કીધું એ કામ.
જૈનશાળા સ્થળે સ્થળે કરાવી જ્ઞાન ઉત્તેજન કાજ ધરાવી,
પરોપકારી ગુણી ગણાયા પોતે તરીને બીજાને તાર્યા.
એહ ગુરૂ સમ નહિ કોઈ જોડી માન અપમાનને દીધાં છે છોડી,
ધર્મનાં કામ કીધાં તન તોડી પરાક્રમી થયા આળસ છોડી.
દેવજી સ્વામીના શિષ્યજ થયા ગુરૂજી નામના અમર રહ્યા,
બાવન વરસ સંજમ પાળી સંથારો કીધો દોષને ટાળી.
ગામો ગામના શ્રાવકો આવે જેતપુર સંઘ ભક્તિ કરે ભાવે,
જૈન જૈનતરને ઉછરંગ ખરચે છે દ્રવ્ય તે અતિ ઉમંગ.
નર નારીને લાગી છે તાળી હજારો માનવીની શ્રેણી ભાળી,
હર્ષ ઉભરા ત્યાં ઉભરાય દર્શન ભાગ્યશાળીને થાય.
અનેક પરિસહ સહાય છે ભારી અડોલ વૃતિ રાખીને સારી,
દીવસ રાતના પ્રહર મોઝારી તપસીજી રહ્યા છે ધ્યાનજ ધારી.
બાળબ્રહ્મચારી પ્રાણલાલજી મુની ગુરૂ પ્રતાપે થયા છે ગુણી,
હાજર રહીને સેવા બજાવી ભક્તિ ભાવને દીધો ભજાવી.
ઉપદેશ આપે છે સરલ વાણી હૃદય સર્વનાં કીધાં છે પાણી,
ગુરૂજીએ એવા જ્ઞાનજ દીધા રત્ન પારખી મુલજ કીધા.
વીર પ્રભુની વાણીને ધારી દયા ધર્મને દીધો અજવાળી,
જ્ઞાન દયા ને સમતા ધારી ગુણી તપસીજી થયા છે ભારી.
તપસ્વીજીએ ધરી એવી હામ કાયર પુરૂષના નથી એ કામ,
થયા તપસીજી તપસાએ સુરા આતમ દોષના કરવા ચુરા.
છેડીયું ગામો ગામથી આવે તપસ્વીજી કાજે મનના ભાવે,

તેમાં ભર્યા છે સોનેરી તાર જોતાં હૃદયે હર્ષ અપાર.
તપસ્વીએ કરી સ્વર્ગની તૈયારી શ્રીસ્ત્રીએ કીધીછે માંડવી ભારી,
ચોથા આરાના નમુના રૂપ આપણી નજરે થયા અનુપ.
ઓગણીસ દીવસનો સંથારો પાળી સ્વર્ગે ગયા તે શાન્તિને ધારી,
દેહ છુટયો ને દુંદભી વાગી સ્વર્ગે ગર્જ રહ્યો છે ગાજી.
મૃત્યુ લોકમાં માણેક મુલ હવે બન્યા છે દેવ અમુલ,
તપસ્વીના ગુણ કેટલા કહું જીભ એકથી પર ન લહું.
માગસર સુદ પુનમ જાણ તે દીન તપસ્વી થયા નિરવાણ,
પરોઢીએ ને રવીને વાર તપસ્વીજી ગયા છે દેવ મોજાર.
માંડવીની તો શું કહું વાત ઠાઠ કર્યો છે સુંદર ભાત,
સોના રૂપાના તોરણ ફરકે પાંદડી તો બહુ મુલી ઝલકે.
ગામો ગામના શ્રાવકો આવે દર્શન કરવા ઉત્કૃષ્ટે ભાવે,
તાર પહોંચ્યા ને આવ્યા છે દોડી અન્ન પાણીને સરવે છોડી.
સોઢવાડીએ જઈ દાહજ દીધો કુલચાંદ ગાંધીએ લાવજ લીધો,
તપસ્વીના નામ અમર રાખ્યા જય જયના ત્યાં શબ્દ ભાખ્યાં.
તપસ્વીના જેણે શરણ લીધાં ચીંતીત કારજ કરે છે સીધાં,
નાગ-વીંછીની ઘાત છે ગઇ સ્થિરતા જેના મનમાં થઇ.
આર્ય મણી આ હોંસેથી બોલે નાવે કોઇ તપસ્વીજીને તોલે,
ગુણીના ગુણની એ છે માળ નિશ્ચય માનજો બાળ ગોપાળ.

---

### * ચક્રવર્તીઓનો વૈભવ ત્યાગ

### ॥ દોહરા ॥

(તથા મુનિવર શોધે ઈરજા તેમાં પણ ચાલશે.)

ચૌદ રતન નવ નિધિઓ, ભરતખંડ અધિરાજ;
તે ત્યાગી ચક્રી થયા, વૈરાગી મુનિરાજ. ॥ ૧ ॥
ચોરાશી લખ હસ્તીઓ, રથ તુરંગો તેમ;
પાયદળ તે પણ ત્યાગીયું, કરવા આતમક્ષેમ. ॥ ૨ ॥

વક્ષ સ્થળ ઝળકાવતો, ચોસઠ સરનો હાર;
ત્યાગી તેવા ભૂષણો, ચક્રી થયા અણગાર. ॥ ૩
ઈંદ્ર પરિઓની ઉપમા, હતી હજારો નાર;
ત્યાગી તે વૈરાગથી, ધન્ય ચક્રી અવતાર. ॥ ૪
નમતા હજારો ભૂપતિ, નામી મસ્તક મોડ;
તેવા ચક્રી થઈ સંયમી, બંધન દીધાં ત્રોડ. ॥ ૫
નાટક પડતા નવ નવા, ધ્રુકડના ધોંકાર;
વિલાપ સમા સર્વે ગણી, થયા વ્રત્તો ધરનાર. ॥ ૬
સંકટથી ભરપુર છે, ત્યાગ તણો જે પંથ;
ચક્રી તે પંથે ગયા, સ્વતઃ બની નિગ્રંથ. ॥ ૭
જેનો વૈભવ દેખતાં, ઈંદ્ર તજે અભિમાન;
તે ચક્રી ત્યાગી થઈ, પામ્યા મોક્ષ નિધાન. ॥ ૮
ત્યાગ વગર ત્રણ લોકમાં, નથી ઠરવાનું ઠામ;
સાચી શાંતિ ત્યાગમાં, સમજો ચેતન રામ. ॥ ૯
ખાધાં પીધાં પુદગળો, પૂર્વે અનંતી વાર;
ભવ ભ્રમણા ભારે થઈ, કહે મુની ×સહકાર. ॥ ૧૦
માટે સમજી આતમા, સ્મરો શ્રી નવકાર;
ત્યાગ અને વૈરાગથી, પામી જશો ભવપાર. ॥ ૧૧

કર્તા પુજ્ય શ્રી દેવસી સ્વામીના શિષ્ય,

**× આંબાજી સ્વામી.**

સાં. ૧૯૯૧ શ્રાવણ માસ તા. ૩૦-૭-૩

**ગોંડલ સંપ્રદાય—સ્થળ-પોરબંદર.**

---

* ૧. ભરત, ૨. સગર, ૩. મઘવ, ૪. સનતકુમાર એ વિગે દશ ચક્રવર્તી મહારાજાઓ જૈનશાસનમાં દીક્ષા પાળી આ ગઈ ચોવીશીમ મોક્ષપદને પામ્યા છે.

ઉપરના દોહરા ૧૧ વ્યાખ્યાનની સમાપ્તિ પ્રસંગે ગાવા યોગ્ય છે.